## ગૂંથણી

વાર્ષિક લવાજમ
રૂપિયા બે
દેશમાં

# ક*વિ*તા

વાર્ષિક લવાજમ
ચાર શિલિંગ
પરદેશમાં

: તંત્રીઓ :

ઇન્દુલાલ ગાંધી : મગનલાલ લાલભાઈ દેસાઈ : રતુભાઈ દેસાઈ

ઓગસ્ટ ૧૯૪૨ વર્ષ : ૨ : અંક ૧

## अस्मदीयम्



### 'કવિતા'નું એક વર્ષ

'કવિતા'ની બાર અંકની મજલ પૂરી થઈ.

સભ્ય અને સહાયકોની સહાનુભૂતિ અને સક્રિય સહાય, જાહેરખબરદાતાઓની દાનેશમંદી, મિત્રોનું પ્રોત્સાહન, આપણા નવાજૂના કવિઓ અને કાવ્ય રસિકો તથા વિવેચકોનો લેખનસહકાર, સમાનધર્મી સામયિક સંપાદકમિત્રોની મહેરબાની આ મજલને માટે મોટે અંશે આભારી છે. અને તે પછી અલ્પાંશે ઊભી છે અમારી સ્વલ્પ જહેમત અને નિષ્ઠા.

'કવિતા'ને ગૂજરાતમાં ઘેરે ઘેર તો નહીં, પરંતુ હરેક માધ્યમિક શાળામાં, કૉલેજોમાં અને વાચનાલયો તથા પુસ્તકાલયોમાં પહોંચાડવાનો અમારો ઈરાદો હતો, જે પાર પડયો નથી. તે પાર પાડવા આવતે વર્ષે કમ્મર કસી અમારે કામ કરવું પડશે. શાળામાં કવિતાશિક્ષણનું કામ કરતા શિક્ષકો અને મહાવિદ્યાલયમાં અધ્યાપન કરતા અધ્યાપકોને ઉપયોગી નીવડે એવું 'કવિતા'ને બનાવવું છે. પણ આજે તો 'કવિતા'ના ચોપડે ફક્ત ૩૫૦ ગ્રાહકો, ૫૦ જેટલા સભ્યો તથા ઇતરમિત્રો અને શુભેચ્છકો મળી માત્ર ૫૦૦ જણનાં જ નામો બોલે છે.

આવતા વર્ષે આ ગ્રાહકસંખ્યા ટકી રહે; એટલું જ નહીં બલ્કે બમણી થાય એવા પ્રયત્નો ગતિમાન કરવા છે ને તેમાં અમે અમારા ગ્રાહકમિત્રોનો સહકાર યાચીએ છીએ.

### 'કવિતા'નાં કાવ્યો

'કવિતા'નું કદ અને પાનાંની સંખ્યા જોઈ ઘણા જણ વિચારમાં પડી જાય છે. આવડું નાનું તે માસિક હોય? અમે પહેલેથી જ એને માસિક કહ્યું નથી કે ગણાવવા પ્રયત્ન કર્યો નથી. આ તો 'કવિતા'ની માસિકપત્રિકા છે. અને પત્રિકા તરીકે જ જીવવા ઇચ્છે છે.

તેથી જેમ ઇતર સામયિકોમાં આવતાં ચિરંજીવી લક્ષણોવાળાં કાવ્યો કે લેખો જેમ તે માસિકોના પાનામાં જ દટાયલાં પડયાં રહે છે યા ભૂલાઇ જવા પામે છે તેમ કમમાં કમ 'કવિતા'માં આવેલ કાવ્યોનું ન બને તે સારુ અમે એક યોજના વિચારી છે. તદનુસાર 'કવિતા'ના પ્રથમ વર્ષના બારેય અંકોમાં આવેલ

નાના મોટાં બધાં કાવ્યોમાંથી પસંદગી કરીને ઉત્તમ કવિત્વલક્ષણયુક્ત એવાં સારાં અને પ્રથમ દરજ્જાનાં કાવ્યોને ગ્રંથસ્થ કરી પુસ્તકરૂપે બહાર પાડવાનો અમે ફિરાદો રાખ્યો છે. આવો કાવ્યગ્રંથ બહાર પાડતાં પહેલાં તે તે કાવ્યલેખકની પરવાનગી કે સંમતિ અમે પ્રાપ્ત કરી લેશું જ. પણ ઉપરોક્ત પ્રકારના વીણામણના અને પસંદગીના કાર્યમાં અમે માત્ર અમારી દૃષ્ટિનો જ ઉપયોગ કરવા નથી માગતા; પરંતુ 'કવિતા'ને વાંચનારો એનો ગ્રાહકવર્ગ તથા કવિતારસિક વર્ગ પણ એમાં સામીલ થાય તો તેમની રસદૃષ્ટિ પણ ઉપયોગમાં આવે એમ ઇચ્છીએ છીએ. બીજા કેટલાકની પેઠે આ પ્રમાણે સામાન્યઅસામાન્ય બધા કાવ્યવાચકોનો અભિપ્રાય લેવામાં અમે કશું ખોટું જોતા નથી તેમ જ તેમાં કાંઈ ખાસ ભયસ્થાન હોય એમ માનતા નથી.

**વાચકો અને કવિતારસિકોને આમંત્રણ**

તેથી સર્વ વાચકોને તેમ જ સર્વ કવિતાભોગીઓને આથી અમે જાહેર નિમંત્રણ આપીએ છીએ. અને વિનવીએ છીએ કે તેઓ પોતાની પાસે પડેલી 'કવિતા'ના બારેય અંકોની ફાઇલ બારીક નજરે જોઈ જાય અને તેમને ઉત્તમ લાગતી કે વધુ ગમતી કવિતાઓ કઈ કઈ છે તેની યાદી તૈયાર કરી અમને મોડામાં મોડી ત્રણ અઠવાડિયાની મુદતમાં તે મોકલી આપે કે જેથી જૂદા જૂદા કારણસર ઉત્તમ ઠરેલી અને વધુ ગમવા પામેલી કવિતાઓની અને તેના કવિતા લેખકોનાં નામોની જાહેરાત અમે આવતે અંકે કરી શકીએ તેમજ પ્રસિદ્ધ કરવા ધારેલા પુસ્તકની પસંદગીમાં વાંચકોની પસંદગીનો પણ પૂરતો ઉપયોગ કરી શકીએ.

**ગ્રાહકોને-મિત્રોને**

જેમનું લવાજમ ચાલુ માસે ખતમ થતું હોય તેમને કે આવતે માસે થશે તે સહુને વ્યક્તિગત કાગળ લખી યાદ આપવાનું શક્ય નથી—અત્યારની આર્થિક પરિસ્થિતિ એમ કરવાની છૂટ આપે એમ નથી. તેથી સહુ મિત્રો અને ગ્રાહકોને વિનંતી કરવાની કે સૌ પોતપોતાની યાદદાસ્તને જરા કસી જુએ, ડાયરી રાખનારા પોતાની રોજનીશીને કે હિસાબપોથીને જોઈ લે અને પૂરું થતું હોય તો લવાજમ વિનાવિલંબે વેળાસર મોકલી આપે.

ગયે વર્ષે ઘણા ગૃહસ્થોએ મહિનાઓ સુધી અંકો વિના મૂલ્યે મેળવ્યા અને પછી પાછળથી વી. પી. પાછાં કર્યાં. વ્યવહાર અને વ્યાપારી વિવેક એમ માગી લે છે કે જેઓ ગ્રાહક રહેવા નાખુશ હોય તેમણે પહેલેથી જ અંક પાછો મોકલી આપવો યા પતાકડું લખી ના પાડી દેવી. પણ દસ દસ કે અગિયાર અગિયાર અંકો લઈ બારમા અંકનું વી. પી. પાછું કરવું એ ક્યાંની રીત?

વાચકો આટલું સ્પષ્ટ રીતે બોલવા માટે ક્ષમા કરશે.

ફરીવાર તેથી વિનંતી કે **તમારું લવાજમ સવેળા મોકલી આપો.**

## એક અન્યાયનો ઉલ્લેખ

ચાલુ અંકમાં 'મહેરામણ' નામના એક પુસ્તકની સમાલોચના છે. એ પુસ્તકના લેખક ડૉ. શ્રી સુરૈયાને ન્યાય અપાવવા એમને થયેલ એક અન્યાયની વાતનો ઉલ્લેખ અત્રે જરૂરી બને છે.

શ્રી સુરૈયાએ ત્રણ કાવ્યોનો અનુવાદસમુચ્ચય ઘણાં સમય પહેલાં 'ત્રિવેણી'ને નામે બહાર પાડયો હતો. અને પાછળથી 'ત્રિવેણી'ને નામે જ શ્રી પુષ્પાબહેન રમણભાઈ વકીલે પોતાનો રાસ અને કાવ્યોનો સંગ્રહ પણ પ્રસિદ્ધ કર્યો. એક જ નામના બે કાવ્યસંગ્રહો પ્રસિદ્ધ થાય એમાં બે કર્તાઓ વચ્ચે ગેરસમજૂત થવાનો સંભવ તો રહે છે જ; પરંતુ વાચકોના મનમાં પણ ઘોટાળો થવાની શકયતા રહે છે.

પોતાના પુસ્તકના નામની પસંદગી કરતાં લેખકે એ નામનો બીજા કોઇ લેખકનો ગ્રંથ પ્રસિદ્ધ થવા પામ્યો છે કે કેમ તેની તપાસ કરવી ઘટે છે. દાખલા તરીકે અમારા મિત્ર વાર્તાલેખક શ્રી ગુલાબદાસ બ્રોકરે એમનાં પુસ્તકનું નામ 'વસુંધરા' રાખ્યું હતું. પણ પાછળથી એ નામનું શ્રી મૂળજીભાઈ શાહની નવલકથાનું પુસ્તક પ્રસિદ્ધ થઈ ચૂકયું હોવાથી તેમણે પુસ્તકનું નામ બદલ્યું.

તેથી શ્રી પુષ્પા વકીલે પણ પોતાના પુસ્તકની પ્રસિદ્ધિ પહેલાં કાળજી લેવી જોઈતી હતી, તેમજ બની શકે તો હવે બીજી આવૃત્તિ વખતે પુસ્તકના નામમાં ફેરફાર કરવો જોઈએ. કારણ કે શ્રી સુરૈયાએ એમનું પુસ્તક 'ત્રિવેણી' નામે ઘણા લાંબા વખત પર બહાર પાડયું હતું.

## ડૉ. કઝીન્સની જન્મજયંતીએ

તા. ૨૨મી જુલાઇએ અમદાવાદમાં સાહિત્ય અને કલામંડળોના સંયુક્ત આશ્રય નીચે ડૉ. જેમ્સ કઝીન્સને તેમની સિત્તેરમી જન્મજયંતી પ્રસંગે જાહેર અભિનંદન આપવા માટે સમારંભ યોજવામાં આવ્યો હતો તે યોગ્ય જ થયું છે.

શ્રી કઝીન્સ આયર્લૅંડની સાહિત્ય અને સંસ્કૃતિના પુનરોદ્ધારના આન્દોલનના રંગે રંગાયેલાંઓ પૈકીના એક છે. એમણે વર્ષોથી હિંદમાં રહી હિંદી સાહિત્ય, સંસ્કૃતિ અને શિક્ષણનો તલસ્પર્શી અભ્યાસ કરી તેનો નિષ્કર્ષ અને સંદેશ પશ્ચિમને સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. તેઓ કેળવણીકાર, કલાપ્રેમી કવિ અને શિક્ષણકાર છે. તેમનું લેખન હિંદના રાજકીય અને સામાજિક દેહમાં આવેલ નવીન ચૈતન્યનાં આંદોલનને ઝીલવામાં અને ઝીલી સ્ફુટ કરવામાં અર્પિત થયેલું છે.

આવા હિંદના સંસ્કૃતિપ્રેમી ઉચ્ચ માનવ આત્માને અમે તેમને જન્મજયંતી પ્રસંગે અભિનંદન આપીએ છીએ અને તેમને દીર્ઘ જીવન ઇચ્છીએ છીએ.

# માને

[ જન્મદિનની એક પ્રાર્થના ]

(પૃથ્વી)

સુધન્ય મુજ જન્મનો દિન બન્યો સ્મિતે તાહરે:
જગજ્જનનિ! આજ હું તવ વિરાટ વાત્સલ્યના
ભર્યા હૃદયમાં રમું; અમૃતપાન આનંદનું
કરી સુખસમાધિમાં સ્થિર શમું: મહા માવડી!
મને સુભગ સદ્ય-જાત શિશુના નર્યા નીતર્યા
શુચિ સ્ફટિક ભાવ કેરું વરદાન મોંઘું દઈ
સદૈવ શિશુ રાખજે; પરમ પ્રેમને પારણે
અહોનિશ ઝુલાવજે; મગનમસ્ત હું નર્તતા
પદે કરી પ્રહાર ક્રીડન મહીં મહાકાળને
કરી ખતમ, શાશ્વતી શિશુસ્મિતે સુહાગી કરું! ૧૦

પૂજાલાલ

# આઘે ઊભેલાં

(ભજનની રાહ)

નાઠી હરણાંની ટોળી, નાઠાં ઝબૂકિયાં
નાઠી ચાંદાની એક આંખડી રે;
આભે સંતાવા આવી દિશાઓ ધૂંધળી
પાંદે સંતાતી જેમ પાંખડી રે.

સાગરનાં પાણી પૂછે ધરતી પેટાળને
એક જ આંચળના આપણે વાછરું રે;
આઘેરી કરજો બાંધવ, માટી મહોલાતને
ઊંચે રહેવાનું હવે આકરું રે.

ઉગતાં તરુઓએ બથ્થું ભીડી બળેલને
બળતાંએ બથ્થું ભીડી ભોમને રે.
ભોમે પહોંચાડી ઊંચે ડમ્મરીઓ ધૂળની
વ્હાલાંના વાવડ દેવા વ્યોમને રે.

વીરા વંટોળિયા, વહેલેરો આવજે
આઘે ઊભેલાં ઓરાં લાવજે રે;
ઘનના ગોવાળિયાને કહેજો રન્નાદે
વીજળીઓ વેણુ નહીં વાવજે રે.

ઇન્દુલાલ ગાંધી

# ધરિત્રી

(શાલિની)

ભૂકંપોના લાખ હૈયે બળે દા'
ખોળો ખૂંદે ઘોર સંહારયજ્ઞ;
નિત્યે આવા વેદના ઘાવ સ્હેતાં,
શેં દીસે મા! નેત્રપદ્મો પ્રસન્ન?
વર્ષા કેરૂં બાજતું જ્યાં મૃદંગ,
વેણી મધ્યે ગૂંથીને ઇન્દ્રચાપ;
ઢાંકી લીલા ફૂલે સર્વ અંગ,
નર્તે હૈયે શી ધરી હર્ષછાબ?
તું હૈયામાં વેદના ગૂઢ ભારી,
ન્હાવે ધારા અમૃતા પ્રાણદાતાઃ
મા! દે એવો મંત્ર તું કૈં શિખાવી,
જેથી હૈયે ઘાવ રૂઝાવી મારા;
અર્પું કૈં જે હોય માંગલ્યકારી,
થાયે ટૂંકી ધન્ય આ જીંદગાની!

પ્રેમશંકર હ. ભટ્ટ

* ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર 'ધરિત્રી' નામક કાવ્યસંગ્રહમાંથી.

# શીશ તું મારું નમાવ નીચું

[ કવિવર ટાગોરની એક કૃતિનો અનુવાદ ]

(પદ)

શીશ તું મારું નમાવ નીચું
તવ ચરણુ રજ તળે
બધોયે અહંકાર હે મારો
ધોઇ દે અશ્રુજળે.

આપવડાઈની વાત જે કરે,
અપમાન એ નિજનું ખરે,
માત્ર પોતાને કેન્દ્ર કરીને
ફરતો ધીરે ધીરે મરે.
બધોયે અહંકાર.

શક્તિઓ મુજ વેડફું નહીં, મારા સ્વારથ માટે,
તારી જ ઇચ્છા કર તું પૂર્ણ મારા જીવન સાટે
ઇચ્છું તારી ચરમ શાન્તિ
પ્રાણે તારી પરમ કાન્તિ
ગોપવી મુજને રહો વિરાજી
હૃદયપદ્મદલે
બધોયે અહંકાર.

રમણિક મેઘાણી

# માથું નમાવજે રે!*

મારું માથું ચરણરજમાં તવ નીચું નમાવજે રે,
મારો ગર્વ બધો આંસુમાં નાથ, ડુબાવજે રે.

જ્યાં મુજને ગૌરવ મેં દીધું,
ત્યાં મુજ મેં અપમાન જ કીધું,
નિજને કેન્દ્ર કરી ભટકતો વારેજે રે.

તુજ દીધી શક્તિઓ જે જે,
સ્વારથમાં ખરચું નવ તે તે,
મુજ જીવનમાં તુજ ઇચ્છાને પૂર્ણ બનાવજે રે.

યાચું નાથ, પરમ તવ શાંતિ,
પ્રાણે નાથ, પરમ તવ કાંતિ;
મુજને ઢાંકી હૃદયકમલ વિરાજજે રે.

નગીનદાસ પારેખ

---

* ચાલુ અંકમાં આવેલ "ગીતાંજલિ અને બીજાં કાવ્યો"ના પુસ્તકના અવલોકનના અનુસંધાનમાં આ કાવ્ય અને એની સામે શ્રી રમણિક મેઘાણીનું કાવ્ય અત્રે છાપેલ છે.

# આત્મપરિચય (જાતઓળખાણ)
# માંગતા મિત્રને

(અનુષ્ટુપ)

'તમારી જાતનો આપો તમે જાતે પરિચય,' તમારૂં વાકય એ વાંચી મને આશ્ચર્ય ઊપજે;
જાતને જાણી છે કોણે કે હું જાણી શકું, સખે ? જાણે જે જાતને તેયે જણાવે નહિ અન્યને.
તથાપિ પૂછતા ત્યારે, મિત્રનું મન રાખવા; જાણું-ના જાણું હું તોયે મથું 'જાત જણાવવા.'
જન્મે બ્રાહ્મણ, વૃત્તિએ-વૈશ્ય, ને હું પ્રવૃત્તિએ-શૂદ્ર છું;-કલ્પનામાંહે ક્ષત્રિયે હું બનું વળી.
શૈશવે ખેલતો ખેલો શાળામાં ભણતો વળી, બ્રહ્મચર્યાશ્રમે ત્યારે સ્થિતિ મારી ગણી હતી.
શાળાને છોડીને જ્યારે શાળાની બ્હેનને વર્યો, ગાર્હસ્થ્યે આશ્રમ જ્યેષ્ઠે તદા પ્રેમે હું સંચર્યો,
પ્રભુતામાં ધર્યા પાદ; પૃથ્વીને રસ-પાટલે, પયૂગમ્બર પ્રભુ કેરા પધાર્યા પછી બે ગૃહે,
દિનનાં કાર્ય આટોપી વાનપ્રસ્થ અનુભવું, પારકાં કામ આવે ત્યાં સંન્યાસી હું બની રહું,
વર્ણાશ્રમ તણા આમ બધા હું ધર્મ પાળતો, જાળવવા થતું નિત્યે આર્યસંસ્કૃતિ વારસો.
અરિને મોદ અર્પન્તું, દ્રવ્ય અર્પન્તું વૈદ્યને, વ્હાલાંને અર્પતું ચિંતા, મને પીડા સમર્પતું-
પૃથ્વી યે ખેંચતી જેને બહુ જોરથકી નહિ, ભારહીણું મને એવું ઇશે શરીર આપિયું,
રોગ ને સ્વાસ્થ્યની નિત્યે રણભૂમિ બની રહ્યું, એવું શરીર આ મારૂં,-દવાઓથી ઘડાયલું,
સોટી ને શિક્ષકો કેરા શાળા માંહે સમાગમે, વિદ્યા ને વેદના બેમેં એક સાથેજ મેળવ્યા.
મન કેળવવા માટે દેહ વિદ્યાલયે પૂર્યો, મન કિંતુ રહ્યું ના ત્યાં બ્રહ્માંડો ભટકી વળ્યું,
વિદ્યાને પામવા, પ્હેલાં, અર્થનો વ્યય મેં કર્યો, પછીથી અર્થને કાજે વિદ્યાવિક્રય આદર્યો,
ઘરમાં હોય ના કાંઇ, ક્ષુધા ત્યારે સતાવતી, ભર્યું ભાણું નિહાળીને ભૂખ મારી મરી જતી.
વૃત્તિ મારી સદા એવી હોય તે ના ચહે કદી, હોય ના તે સદા માંગે, મળ્યે, માગ્યું ય ના ગમે,

(ઉપજાતિ)

સાહિત્ય સંગીતકલા વિષે મેં ધરી રુચિ, કિંતુ ન સિદ્ધિ આવી,
ગાઉં ન હું કારણ માત્ર તેનું, આવે દયા કૈં સૂણનાર કાનની.
કર્યું હતું એક જ વેળ જીવને, અપૂર્વ મેં નૃત્ય વિના પ્રયાસે.
હું એકદા માર્ગ પરે નીરાંતે ઉઘાડપાદે ફરતો હતો ત્યાં.
અર્ધી બળેલી બીડી કોક મૂર્ખે ફેંકી હતી તે પર પાદ મૂકયો.
અને પછી નૃત્ય કરી ઊઠયો હું જે, તેવું હજી નૃત્ય કર્યું ન કોઇએ.
સાહિત્યની કંટકવાડ ભેદવા, કરે ગ્રહી કાતર કાવ્ય કેરી
પાડી છીંડું નાનડું એક ત્યાં હું, ખૂણે ઊભો કાતર ફેંકી દીધી.
દેહ દાતણના જેવો, મન મૅકર્ટના સમું; આત્મા કિંતુ ગણું મારો વડો બ્રહ્માંડ જેવડો.

(શાર્દૂલ)

નાના રૂપ ધરી હું એમ, ખિલવું માયામયી સૃષ્ટિને,
ખેલું ખેલ અનન્ત સાન્ત જગમાં દિક્કાલને કન્દુકે;
હું ચૈતન્યચૂડામણિ સકલ આ બ્રહ્માંડ વ્યાપી રહ્યો.
જે દેખાય, સુણાય, થાય જગમાં તે સર્વ મારા થકી.
'કુંજે કોકિલ કૂજતી કલરવે તે નાદ મારો નકી.
નિદ્રાભંગ કરતા શ્વાન ભસતા તે યે ક્રિયા માહરી.
દાતા હું જ સુવર્ણચન્દ્રક તણો લેનાર યે હું જ છું,
હું કૂટસ્થ અનસ્ત બ્રહ્મ, મુજથી ના ભિન્ન લેશે કશું.

(અનુષ્ટુપ)

રજ્જૂમાં સર્પની ભ્રાન્તિ, થાય એમ તને સખે,
મહાજ્યોતિ પરબ્રહ્મ દીસે જ્યોતીન્દ્ર હ. દવે. *
જ્યોતીન્દ્ર હ. દવે.

# કવિની ઇચ્છાને—

( શિખરિણી )

કવિની ઇચ્છાને વશ વરતી ના કાવ્ય સ્ફુરતાં
ન છંદો રૂપાળા નિરખી પળમાં મોહી પડતાં:
રહે ઊડી એ તો અગમ તલસાટે વિહગશાં
અને ઢૂંઢે સાચું કવિ–હૃદય ત્યાં નીડ રચવા;
સ્ફુરી આફૂડાં એ અમર કરી દેતાં ક્ષણિકને !

"નૌતમ"

---

* અમદાવાદમાં તા. ૩–૮–૪૨ને દિવસે થયેલ રણજિતરામ સુવર્ણચંદ્રક વિધિના પ્રદાન સમયે તેમની જાતઓળખાણ માગતી વિનંતીના પ્રત્યુત્તરમાં શ્રી જ્યોતીન્દ્રે લખેલું આત્મવૃત્તાંતકાવ્ય.

# ગાયકી—કરુણ, ભવ્ય ને કારમી

(પૃથ્વી)

મૃદંગ પર થાપ ને બીન પરે ફરે અઙ્ગુલિ,
ઊઠ્યા પરજ, હંસકંકણી, કકુભના સુસ્વરો,
અને તનન તોમ્ ધમાર દ્રુત મંદ્ર ગર્જી ઊઠ્યા,
ચતુર ચતરંગની ગુનીજને લહી ઠા, છતાં—
હજુય મજલીસની ચપલ ગાયકી કર્ણમાં
સુમેર ભરી દૈ સૂતો સ્વરછટા ય વાગોળતો,
સમીર સુસવાટથી સ્વરલિપિ રચે કારમી.

× × ×

થયું ઝળહળું લગાર સ્વર ત્યાં તીણા કો ઊઠ્યા,
પડી સુણી રહું, ઝમી શીકર સુસ્વરોની ઝીણી,
ઊઠ્યો કુતૂહલે 'હું લાવ નિરખું કલાવંતને' ૧૦
લગાર ફફડાવી પાંખ ઊડી એ ગવૈયો ગયો;
જતાં દીપક ધૂપ વા અગરબત્તી ખુશ્બો મૂકે,
લહું મહક એ સ્વરાવલિ તણી પ્રભાતે કુંળી.

× × ×

પલાશ વન પંખીડા—ખબર ના મને નામની—
ઝીણી તરલ સૂક્ષ્મ એ ગીત સ્વરાવલિની છટા
ભરી તુજ ગળે હશે અકલ કો ગવૈયે ખરે.
હશે જનમ તાહરો ચમન ચશ્પ ગુલ્ઝારમાં
જયહાં તરુવરો ધુણાવી શિર તાલ લેતાં હશે.
કદાચ મૃત પ્રેયસી શબ પરે ઝૂકી વ્હાલથી
પિતા તુજ વિયોગી જીવ લવતો હશે કૈં ગીતો; ૨૦
અને એ પિતુ વારસો વિરલ કંઠમાં તેં ભર્યો,
કરી જતન સાચવ્યો, ગીત મીઠાં વહાવ્યાં હવાં.

× × ×

નથી ચમક સુર્ખ રંગ તણી વ્યોમ અભ્રો પરે,
હજુ નભ પરે ન બાલસૂર પ્રાચી માંહે ચઢયો;
ન વા ગગનપ્રાંતમાં અરુણ પાંગળો યે દિસે,
કળાય નવ શેરડા ચિબુકપે ઉષા મુગ્ધના

હજુ ય જગપોપચું કળીસમું બીડાયું દિસે.
નથી ટશર કેસુડે ફૂટી હજુ લીલુડા વને,
ન વા રત દિસે વસન્ત, વનશ્રી ફીકી શી લસે;
અહિં સહુ સૂકું ઠુંઠું—શરીરયષ્ટિ સંકોરતાં ૩૦
સૂતાં ગરીબ ગ્રામલોક તનકોકડું વાળીને.
અ–કાવ્યમય આ સમે સરવ લુખ્ખુશું ભાસતું
સીઝાય તન ઠંડીએ, જરીક પાંદડું ના હલે,
હુલાવી તુજ કંઠ તેં વરસી શેં ગીતોની ઝડી?

× × ×

હવે સમજ હા પડી—વિરસ આ સ્થળે કોક દિ
દીઠી કદી હશે તેં ગ્રામ નવ કન્યકા ફૂટડી,
સજી સરસ ચુંદડી પતિગૃહે જવા સંચરે.
કીચૂડ કરતાં હલ્યાં રથતણાં દ્વિચક્રો ત્યહાં,
હલ્યો રથ અને કીચૂડ રવ માતૃહૈયે લહ્યો,
કઠોર રથચક્ર એ ફરી વળ્યાં હૃદે માતનાં. ૪૦
ફરી કીચૂડ એ રવે ભર લઇને માફો ફર્યો,
ફગાવી દઈ ગાંસડી નિજ સ્થળે ફરી સંચર્યો.
અને લીલમ વાંસની સુખદ શી પથારી ચઢી
દીઠી કદી હશે નનામી નવ ચુંદડી પાથરી,
પુનઃ પતિગૃહે જવા અભિસરન્તી શું કન્યકા!

× × ×

કદાચ ધડૂકયો ધડાંગ્ ધડાંગ્ ઢોલ આ પાદરે,
કળી ડમરી તેં ધૂલિધૂસર, નાદ ચિત્કાર ને,
લસે ક્ષિતિજપે કતાર અસવાર ડાકુ તણી
સજી જીવરખી ચઢી તુરગ આવે બખ્તાવરો,
સમૃદ્ધ ધનધાન્યવંત સુખી ગામ રંજાડવા. ૫૦
જદા ધડાંગ્ રામઢોલ ઢબૂકયો અને ગામમાં
સુષુપ્ત સઘળું દિસે ગભીર શાંત સોપો છતાં
પડેલ સ્થિર વારિસંચ જ્યમ પત્થરે હાલતો
જપેલ ત્યમ ગામડું સળકયું નાદ કંકાલથી.
સફાળ ધસીને કરે કંઈક સજ્જ તોખારને

અતિ જીરણુ શસ્ત્ર કાટ ખઈ ખીંટી શોભાવતા
ઝડાપ દઈને લીધાં, કમરબંધ ટંગાડિયા,
ન કેવળ જુવાન, કિન્તુ ગલઢેરા વર્ષો થયાં
લલાટ દઈ હાથને 'કંઈ પ્રવૃત્તિ આપો પ્રભુ'
પુકારી ત્યમ યાચતા, જરઠ સાદ એ સાંભળી ૬૦
લચ્યો કમરદંડ તોય થઈ સાણદા ને ખડા
સીનો પૂરવનો ખુંખાર ખઈ શુદ્ધ વાએ ભર્યો,
ધીંગાણું ત્યહીં જામિયું, શમી પરે પિતા સંગ તું
લપાઇ પિતુ પાંખમાં સ્તિમિત ચક્ષુ વિસ્ફારતો
તું સાક્ષી તવ યુદ્ધનો, ખડખડાટ ખાંડા તણો,
ઝૂઝાર વીર ભાથી કો મરદ ખંકડો ગામનો
ચઢયું સત વધેરિયા છ જણ ડાકુ આરંભમાં,
ઉતાર્યું શિર શત્રુએ ઝૂઝયું કબંધ તેનું ત્યહાં,
'ભૂમિ પ્રગટે વીર આ' વદી સવાર પાછા વળ્યા.
મળી સરવ ગામલોક વીરને પુરસ્કારવા ૭૦
ઊભી કરી દીધી સ્મશાન બીચ ખાંભી લેખે લખી
'અહીં દીપક પોઢિયો સકલ ગામનો તારક.'

× × ×

અને ભૂખ ભુંડા કુગ્રામ શિદ પાદરે તું વસ્યો ?
સમીપ ધગતું મસાણુ જીવતું અહોરાત્ર ને
શમી તરુ પરે ઉલૂક ચીબડીશું વાસો વસી
અને ગીત મધુ ઝીણે પ્રહર તેં અલાપ્યા અહા !
ખજંત અહીં ડાકલા શિર ધૂણે ભુવાના તહીં,
કરે નરત ડાકિની કૂદડિયે ફરે શાકિની.

× × ×

કહાય ગીતમાધુરી—કરુણ, ભવ્ય ને કારમી,
સુમિશ્ર સ્વરમંડિતા ફૂટી હશે અચિંતી અહીં, ૮૦
ભલે મનુજ કંઠની કુશલ ગાયકી મેં સુણી,
સુતાલ, લય, હા, ભરી ગમક મીંડની એ કલા—
છતાં ય ગીત તાહરું નવરસે રસેલું દિસે,
અનામ ખગ ! ના કળું તવ સ્વરોની તાસીર એ.

**વસન્ત ઉપાધ્યાય**

# કવિમિત્રને—

(શિખરિણી)

અહો આજે આજે શત શત સહસ્રો નીક મહીં,
અહો આજે આજે હૃદય થીજી ઊર્મિ વહી રહી,
અહો આજે મારું પુલકિત બધું કાં તન બને?
સખે તું ના જાણે! કવિ ચ કવિતા સાંપડી મને.

સખે શાં શાં સાજે કવિ હૃદયનું સ્વાગત કરું?
ક્યાં પુષ્પે ગંધે ધૂપ દીપ લઈ અંજલિ ભરું?
નથી મ્હારી પાસે મૃદુ હૃદય વિના બીજું કંઈ,
કરૂં સ્વાગત ત્હારું પ્રણયસ્મૃતિ ભીનું ઉર લઈ.

સખે, હું તો મોજું લઘુ, ઘુઘવતા સાગર જલે
ઝીલું ઊર્મિ ગાનો તવ જલધિનાં હું લઘુ ભલે;
સરું આનંદોઘે પ્રતિપવન લ્હેરી ફરી જતાં
વહેવું આ વિશ્વે યકીન! થઈ ભેગાં ગજવતાં.

સખે ત્હારા પત્રે યુગ યુગ જૂનાં બે ઊર મળ્યાં,
હતાં છૂટાં વિશ્વે ઉભય શુભ કાળે સહુ ફળ્યાં,
અહા! જન્મેલાં બે ઝરણુ હિમ ગંગોત્રી ઉરથી
થતાં ભેગાં કેવાં જલધિજલમાં દૂર દૂરથી!

હતો તું તો નક્કી જનહૃદયનો ગાયક કવિ,
બન્યો આજે સાચો મુજ હૃદયનો નાયક કવિ;
ભલે ગાજે ગાજે હૃદય ઘૂંટીને આલમ બધી,
પરંતુ લૈ જાજે કદીક રજ મ્હારે ઉર વધી.

તથા ત્હારા કાવ્યે વ્યથિત ઉરના ક્લાન્ત પડઘા
પડે ક્યારે ક્યારે, સ્મૃતિ પ્રણયભીની ટપકતી;
ભૂકમ્પે ડોલે છે ધરણી તવ પોચી રસવતી;
ખર્યાં પુષ્પો માટે તુજ હૃદયક્યારી થતી જગા.

કદી ત્હારે ગાને અવિરત રમ્યા સિન્ધુની છટા,
કદી ત્હારે આભે શશી રવિ પ્રકાશી સરી જતા,
ઉષા ને સન્ધ્યા યે રમી જતી કદા ચિત્રફલકે,
અને આછી આછી તિમિર ઘનમાં વીજ મલકે.

કદી ત્હારે દ્વારે મલયપવનો વાય ઈશકી,
વસંતો યે ઝૂલે, શિશિર પછડાટી જતી નકી;
મયૂરોની કેકા, ટહુરવ થતા કોકિલ તણા
બપૈયા ઝૂરે છે પિયુ પિયુ કરી ઉરરટણા.

કદી તું વિશ્રંભે પગલી ભરતો ડુંગર ટૂંકે
સ્મરે ભીનાં સ્વપ્નો કુદરત તણે બેસી ઝરૂખે;
સખે, ત્હારાં સારાં ઉર પડ બન્યાં ભવ્ય ભુવનો
ઢળ્યો જ્યાં સારો યે, પ્રણયરજ, સંસાર તુજનો.

અરે! આવા મ્હારા કવિ! તું મુજને શી રીત કહે
મને ત્હારાથી યે અધિકતર મોટો કવિ, સખે!
હું તો છૂપી નાની કુસુમ કળી ત્હારા ઉપવને,
પૂરી ખીલી યે ના, કદીય ખીલશે વા નહિ, મને
હજુ શ્રદ્ધા તેની; કદી વિસરતો આ પ્રિય! રખે.
બને તો ચાહું હું મુજ તવ વને સ્થાનક રહે.

રજનીકાન્ત ભટ્ટ

# હું કવિતા કેમ અને કેવી રીતે લખું છું ?

**રતુભાઈ દેસાઈ**

લગભગ છેલ્લાં દસથી વધુ વર્ષ મેં રાજકારણનું ઝંઝાવાતી જીવન ગાળ્યું હોવાથી સાહિત્ય અને કવિતા સાથેનો મારો સંસર્ગ કેવળ નામનો જ હતો.

છેલ્લાં બેથી અઢી વર્ષથી જૂનો રસ પુનરપિ જાગ્રત થયો છે, ને કવિતા વાચનની અને કવિતાલેખનની મારી જૂની પ્રવૃત્તિ તાજી થઇ છે. પણ મારી–દશા હજી પ્રારંભિક હોવાથી, અધિકારીની રૂએ કે અનુભવી રાહબરની રૂએ નહીં; પરંતુ એક અદના કવિતાના લેખક તરીકે, હું કવિતા કેમ, ક્યારે, કેવી રીતે લખું છું તે વિષે મિતાક્ષરી મતદર્શન આપીશ.

બીજા કવિઓની કે લેખકોની વાત હું જાણતો નથી, પણ સાંભળું છું કે આપણા નવીન કવિઓ પૈકીના કેટલાક કવિઓ રોજ ને રોજ એકાદ બે કૃતિઓ રચે છે જ. એક કવિ તો એ કંઇ લખે નહિ ત્યાંસુધી સુઇ શકતા નથી એમ સાંભળું છુ. એ ગમે તેમ હોય, એ વાત સાચી કે અક્ષય મેઘની માફક નિત્ય કાવ્યવર્ષા કરનારા મોટા કવિઓ રોજ ને રોજ સેંકડો પંક્તિઓ કે સામટાં કાવ્યો એકસાથે લખે છે.

બીજા નાના કવિઓ પણ પોતાની શક્તિ અને કલ્પનાપ્રતિભા મુજબ પ્રયત્નશીલ રહી અવારનવાર નિતનિત રચનાઓ કરતા રહે છે.

મારે પોતાને વિષે કહું તો એમ જણાવી શકું કે :—

(૧) ઘણી વાર નિજાનંદને ખાતર અને ક્યારેક ક્યારેક ચોકસ લક્ષ્ય કે ધ્યેયને નજર સમક્ષ રાખીને હું કવિતાલેખન આદરું છું.

(૨) કાવ્યરચના કરવામાં મારો મુખ્ય ઉદ્દેશ મહદંશે મારી પોતાની અંગત લાગણીઓ, વિચારો, ભાવનાઓ, તથા સંવેદનોને વ્યક્ત કરવાનો જ હોય છે. એ એ સંવેદનનું લેખન કદીક સાર્વત્રિક ભાવનાતત્ત્વવાળું હોય છે યા નીકળી પડે છે તો લોકોમાં રસભેર વંચાય છે; નહીંતર એ અંગત ટાયનું જ બની રહે છે.

(૩) સામાન્ય રીતે હું કાવ્યરચના મોટે ભાગે રાત્રે જ કરું છું. એ સમય ૧૧–૧૨ કે ૧ નો હોય છે. કવિતાલેખન માટે મને એકાંત અને શાંતિ ખૂબ આવશ્યક થઇ પડે છે. એકાંત હોય તો ગુંજન કરી લખવાનું પણ વધુ ફાવે છે.

સવારે કદીક જ લખું છું.

બીજાઓની પેઠે હું ચાલતી ટ્રામે, બસે કે આગગાડીમાં કે ચાલતી સભાએ રચના કરી શકતો નથી. તેમજ શીઘ્ર રચના કરવી તો મારે માટે સાવ અશક્ય જ છે. વળી, બીજાઓ લખે છે તેવું મારું લખાણ સારું નથી. હોતું. કહે છે કે

ેઢીના કવિઓ જે કંઇ લખે છે તેમાં ક્યાંય જરાકેય છેકછાક કે સુધારો હોતો નથી. મોતીના દાણા જેવું બધું સરસ વ્યવસ્થિત હોય છે. બીજા કવિઓ પણ ઝપાટાભેર છતાં આમ સફાઈપૂર્વક લખતા હશે એમ માનું છું.

હું પોતે કદીક ઉતાવળે લખું છું ખરો, પરંતુ મારી હસ્તલિખિત પ્રત ખૂબજ છેકછાકવાળી અને સુધારાવધારાવાળી હોય છે.

પણ એક વખત સુધારા થઈ ગયા પછી જે કૃતિની ફૅર–પાકી નકલ થઈ જાય છે તેમાં પછી ઝાઝા સુધારાને અવકાશ રહેતો નથી.

(૪) સામાન્ય રીતે હું પ્રથમવારનું લેખન છૂટા રદ્દી કાગળ પર કે છૂટાં કોરાં પાનિયાં પર જ કરું છું. અને પછી જ પાકી નકલ કરું છું. કમભાગ્યે મારે કવિતાલેખક ઝાઝા મિત્રો ન હોવાને કારણે હું મારી રચનાઓ ઘણા જણને બતાવી શકતો નથી. તેથી કયારેક બીજાને આપણી સંવેદના અને સૂક્ષ્મ લાગણીઓનું ભાગીદાર ન બનાવવાનો અસંતોષ રહી જાય છે.

(૫) બીજાઓની પેઠે હું વિપુલલેખી નથી. સ્વલ્પસર્જક છું. હું બહુ ઓછી રચનાઓ કરું છું અને જે કૃતિઓ રચું છું કે લખું છું તેની વચ્ચે કેટલીક વખત દિવસો અને મહિનાઓનું અંતર પડી ગયું હોય છે.

વળી, કોઈ સરસ વિચાર, સરસ કલ્પના કે સરસ ભાવ સ્ફુરાયમાન થાય કે તુરત કલમ પકડી હું લખવા બેસતો નથી. એ ભાવને કે વિચારને હું પકડી રાખવા પ્રયત્ન કરું છું. કલાકો, દિવસો અને અઠવાડિયાઓ સુધી કદીક ઘૂંટું છું. તો કદિક એ વિચારબીજને વધુ પરિપકવ થવા દઉં છું. અને દિવસો કે મહિનાઓ પછી જ તેને શબ્દોની આકૃતિ આપું છું. આમ કરવાનું કારણ એ કે કેટલીક વખત કેટલીક ઊર્મિઓ અસ્પષ્ટ અને ધૂંધળી હોય છે ને તે સ્પષ્ટ અને પારદર્શક થઈ જાય તે માટે આવો સમયનો ગાળો વ્યતીત થવા દેવો આવશ્યક બને છે.

(૬) મેં ઉપર કહ્યું છે તેમ જો કે હું અલ્પલેખી છું છતાં એક જ દિવસે ૭ ૭ કાવ્યો લખી નાખ્યાનું મને સ્પષ્ટ યાદ છે. પણ એની સામે ૭ ૭ માસ કે આઠ આઠ માસ સુધી એકે કૃતિ નથી લખાતી એ પણ બીના છે.

(૭) જે કંઈ કાગળ પર ઊતારવા બેસું છું ત્યારે તે કમમાં કમ ઉત્તમ પંક્તિનું ન બને તો છેવટે વાચનીય બને એની કાળજી રાખું છું.

આ દૃષ્ટિએ કાવ્યકલાની રચનાની રૂઢિ અને શુદ્ધિનો હું કંઈક અંશે આગ્રહી છું, ને તે આગ્રહ મારી કૃતિઓમાં ઊતરે જ છે.

એમ છતાં હું કદી કૃત્રિમ રીતે કે તાણીતૂશીને કે મારીમચડીને પ્રાસ, અલંકાર, ઉપમા ઉત્પ્રેક્ષા કે કલ્પના લાવવા કોશીશ કરતો નથી. કારણ હું

# હું કવિતા કેમ અને કેવી રીતે લખું છું?

રતુભાઈ દેસાઈ

લગભગ છેલ્લાં દસથી વધુ વર્ષ મેં રાજકારણનું ઝંઝાવાતી જીવન ગાળ્યું હોવાથી સાહિત્ય અને કવિતા સાથેનો મારો સંસર્ગ કેવળ નામનો જ હતો.

છેલ્લાં બેથી અઢી વર્ષથી જૂનો રસ પુનરપિ જાગ્રત થયો છે, ને કવિતા વાચનની અને કવિતાલેખનની મારી જૂની પ્રવૃત્તિ તાજી થઇ છે. પણ મારી-દશા હજી પ્રારંભિક હોવાથી, અધિકારીની રૂએ કે અનુભવી રાહબરની રૂએ નહીં; પરંતુ એક અદના કવિતાના લેખક તરીકે, હું કવિતા કેમ, ક્યારે, કેવી રીતે લખું છું તે વિષે મિતાક્ષરી મતદર્શન આપીશ.

બીજા કવિઓની કે લેખકોની વાત હું જાણતો નથી, પણ સાંભળું છું કે આપણા નવીન કવિઓ પૈકીના કેટલાક કવિઓ રોજ ને રોજ એકાદ બે કૃતિઓ રચે છે જ, એક કવિ તો એ કંઇ લખે નહિ ત્યાંસુધી સુઇ શકતા નથી એમ સાંભળું છું, એ ગમે તેમ હોય, એ વાત સાચી કે અક્ષય મેઘની માફક નિત્ય કાવ્યવર્ષા કરનારા મોટા કવિઓ રોજ ને રોજ સેંકડો પંક્તિઓ કે સામટાં કાવ્યો એકસાથે લખે છે.

બીજા નાના કવિઓ પણ પોતાની શક્તિ અને કલ્પનાપ્રતિભા મુજબ પ્રયત્નશીલ રહી અવારનવાર નિતનિત રચનાઓ કરતા રહે છે.

મારે પોતાને વિષે કહું તો એમ જણાવી શકું કે :—

(૧) ઘણી વાર નિજાનંદને ખાતર અને ક્યારેક ક્યારેક ચોકસ લક્ષ્ય કે ધ્યેયને નજર સમક્ષ રાખીને હું કવિતાલેખન આદરું છું.

(૨) કાવ્યરચના કરવામાં મારો મુખ્ય ઉદ્દેશ મહદંશે મારી પોતાની અંગત લાગણીઓ, વિચારો, ભાવનાઓ, તથા સંવેદનોને વ્યક્ત કરવાનો જ હોય છે. એ એ સંવેદનનું લેખન કદીક સાર્વત્રિક ભાવનાતત્ત્વવાળું હોય છે યા નીકળી પડે છે તો લોકોમાં રસભેર વંચાય છે; નહીંતર એ અંગત ટાયલું જ બની રહે છે.

(૩) સામાન્ય રીતે હું કાવ્યરચના મોટે ભાગે રાત્રે જ કરું છું. એ સમય ૧૧–૧૨ કે ૧ નો હોય છે. કવિતાલેખન માટે મને એકાંત અને શાંતિ ખૂબ આવશ્યક થઇ પડે છે. એકાંત હોય તો ગુંજન કરી લખવાનું પણ વધુ ફાવે છે.

સવારે કદીક જ લખું છું.

બીજાઓની પેઠે હું ચાલતી ટ્રામે, બસે કે આગગાડીમાં કે ચાલતી સભાએ રચના કરી શકતો નથી. તેમજ શીઘ્ર રચના કરવી તો મારે માટે સાવ અશક્ય જ છે, વળી, બીજાઓ લખે છે તેવું મારું લખાણ સાફ નથી હોતું. કહે છે કે

પેઢીના કવિઓ જે કંઇ લખે છે તેમાં ક્યાંય જરાકેય છેકછાક કે સુધારો હોતો નથી. મોતીના દાણા જેવું બધું સરસ વ્યવસ્થિત હોય છે. બીજા કવિઓ પણ ઝપાટાભેર છતાં આમ સફાઈપૂર્વક લખતા હશે એમ માનું છું.

હું પોતે કદીક ઉતાવળે લખું છું ખરો, પરંતુ મારી હસ્તલિખિત પ્રત ખૂબજ છેકછાકવાળી અને સુધારાવધારાવાળી હોય છે.

પણ એક વખત સુધારા થઈ ગયા પછી જે કૃતિની ફૅર–પાકી નકલ થઈ જાય છે તેમાં પછી ઝાઝા સુધારાને અવકાશ રહેતો નથી.

(૪) સામાન્ય રીતે હું પ્રથમવારનું લેખન છૂટા રદ્દી કાગળ પર કે છૂટાં કોરાં પાનિયાં પર જ કરું છું. અને પછી જ પાકી નકલ કરું છું. કમભાગ્યે મારે કવિતાલેખક ઝાઝા મિત્રો ન હોવાને કારણે હું મારી રચનાઓ ઘણા જણને બતાવી શકતો નથી. તેથી કયારેક બીજાને આપણી સંવેદના અને સૂક્ષ્મ લાગણીઓનું ભાગીદાર ન બનાવવાનો અસંતોષ રહી જાય છે.

(૫) બીજાઓની પેઠે હું વિપુલલેખી નથી. સ્વલ્પસર્જક છું. હું બહુ ઓછી રચનાઓ કરું છું અને જે કૃતિઓ રચું છું કે લખું છું તેની વચ્ચે કેટલીક વખત દિવસો અને મહિનાઓનું અંતર પડી ગયું હોય છે.

વળી, કોઈ સરસ વિચાર, સરસ કલ્પના કે સરસ ભાવ સ્ફુરાયમાન થાય કે તુરત કલમ પકડી હું લખવા બેસતો નથી. એ ભાવને કે વિચારને હું પકડી રાખવા પ્રયત્ન કરું છું. કલાકો, દિવસો અને અઠવાડિયાઓ સુધી કદીક ઘૂંટું છું. તો કદિક એ વિચારબીજને વધુ પરિપકવ થવા દઉં છું. અને દિવસો કે મહિનાઓ પછી જ તેને શબ્દોની આકૃતિ આપું છું. આમ કરવાનું કારણ એ કે કેટલીક વખત કેટલીક ઊર્મિઓ અસ્પષ્ટ અને ધૂંધળી હોય છે ને તે સ્પષ્ટ અને પારદર્શક થઈ જાય તે માટે આવો સમયનો ગાળો વ્યતીત થવા દેવો આવશ્યક બને છે.

(૬) મેં ઉપર કહ્યું છે તેમ જો કે હું અલ્પલેખી છું છતાં એક જ દિવસે ૭ ૭ કાવ્યો લખી નાખ્યાનું મને સ્પષ્ટ યાદ છે. પણ એની સામે ૭ ૭ માસ કે આઠ આઠ માસ સુધી એકે કૃતિ નથી લખાતી એ પણ બીના છે.

(૭) જે કંઈ કાગળ પર ઊતારવા બેસું છું ત્યારે તે કમમાં કમ ઉત્તમ પંક્તિનું ન બને તો છેવટે વાચનીય બને એની કાળજી રાખું છું.

આ દૃષ્ટિએ કાવ્યકલાની રચનાની રૂઢિ અને શુદ્ધિનો હું કંઈક અંશે આગ્રહી છું, ને તે આગ્રહ મારી કૃતિઓમાં ઊતરે જ છે.

એમ છતાં હું કદી કૃત્રિમ રીતે કે તાણીતૂશીને કે મારીમચડીને પ્રાસ, અલંકાર, ઉપમા ઉત્પ્રેક્ષા કે કલ્પના લાવવા કોશીશ કરતો નથી. કારણ હું

# હું કવિતા કેમ અને કેવી રીતે લખું છું ?

**રતુભાઈ દેસાઈ**

લગભગ છેલ્લા દસથી વધુ વર્ષ મે રાજકારણનુ ઝંઝાવાતી જીવન ગાળ્યુ હોવાથી સાહિત્ય અને કવિતા સાથેનો મારો સંસર્ગ કેવળ નામનો જ હતો.

છેલ્લા બેથી અઢી વર્ષથી જૂનો રસ પુનરપિ જાગ્રત થયો છે, ને કવિતા વાચનની અને કવિતાલેખનની મારી જૂની પ્રવૃત્તિ તાજી થઇ છે પણ મારી-દશા હજી પ્રારંભિક હોવાથી, અધિકારીની રૂએ કે અનુભવી રાહબરની રૂએ નહીં, પરંતુ એક અદના કવિતાના લેખક તરીકે, હુ કવિતા કેમ, ક્યારે, કેવી રીતે લખુ છુ તે વિષે મિતાક્ષરી મતદર્શન આપીશ

બીજા કવિઓની કે લેખકોની વાત હુ જાણતો નથી, પણ સાભળુ છુ કે આપણા નવીન કવિઓ પૈકીના કેટલાક કવિઓ રોજ ને રોજ એકાદ બે કૃતિઓ રચે છે જ એક કવિ તો એ કઇ લખે નહિ ત્યાસુધી સુઇ શકતા નથી એમ સાભળુ છુ એ ગમે તેમ હોય, એ વાત સાચી કે અક્ષય મેઘની માફક નિત્ય કાવ્યવર્ષા કરનારા મોટા કવિઓ રોજ ને રોજ સેકડો પંક્તિઓ કે સામટા કાવ્યો એકસાથે લખે છે

બીજા નાના કવિઓ પણ પોતાની શક્તિ અને કલ્પનાપ્રતિભા મુજબ પ્રયત્નશીલ રહી અવારનવાર નિતનિત રચનાઓ કરતા રહે છે

મારે પોતાને વિષે કહુ તો એમ જણાવી શકુ કે —

(૧) ઘણી વાર નિજાનદને ખાતર અને ક્યારેક ક્યારેક ચોકસ લક્ષ્ય કે ધ્યેયને નજર સમક્ષ રાખીને હુ કવિતાલેખન આદરુ છુ

(૨) કાવ્યરચના કરવામા મારો મુખ્ય ઉદ્દેશ મહદ્‌શે મારી પોતાની અંગત લાગણીઓ, વિચારો, ભાવનાઓ તથા સવેદનોને વ્યક્ત કરવાનો જ હોય છે એ એ સવેદનનુ લેખન કદીક સાર્વત્રિક ભાવનાતત્ત્વવાળુ હોય છે યા નીકળી પડે છે તો લોકોમા રસભેર વચાય છે, નહીંતર એ અંગત ટાયનુ જ બની રહે છે

(૩) સામાન્ય રીતે હું કાવ્યરચના મોટે ભાગે રાત્રે જ કરુ છુ. એ સમય ૧૧-૧૨ કે ૧ નો હોય છે કવિતાલેખન માટે મને એકાત અને શાતિ ખૂબ આવશ્યક થઇ પડે છે એકાત હોય તો ગુજન કરી લખવાનુ પણ વધુ ફાવે છે.

સવારે કદીક જ લખુ છુ

બીજાઓની પેઠે હુ ચાલતી ટ્રામે, બસે કે આગગાડીમા કે ચાલતી સભાએ રચના કરી શકતો નથી તેમજ શીઘ્ર રચના કરવી તો મારે માટે સાવ અશક્ય જ છે વળી, બીજાઓ લખે છે તેવુ મારુ લખાણુ સાફ નથી. હેતુ કહે છે કે

પેઢીના કવિઓ જે કંઇ લખે છે તેમાં ક્યાંય જરાકેય છેકછાક કે સુધારો હોતો નથી. મોતીના દાણા જેવું બધું સરસ વ્યવસ્થિત હોય છે. બીજા કવિઓ પણ ઝપાટાભેર છતાં આમ સફાઈપૂર્વક લખતા હશે એમ માનું છું.

હું પોતે કદીક ઉતાવળે લખું છું ખરો, પરંતુ મારી હસ્તલિખિત પ્રત ખૂબજ છેકછાકવાળી અને સુધારાવધારાવાળી હોય છે.

પણ એક વખત સુધારા થઈ ગયા પછી જે કૃતિની ફૅર–પાકી નકલ થઈ જાય છે તેમાં પછી ઝાઝા સુધારાને અવકાશ રહેતો નથી.

(૪) સામાન્ય રીતે હું પ્રથમવારનું લેખન છૂટા રદ્દી કાગળ પર કે છૂટાં કોરાં પાનિયાં પર જ કરું છું. અને પછી જ પાકી નકલ કરું છું. કમભાગ્યે મારે કવિતાલેખક ઝાઝા મિત્રો ન હોવાને કારણે હું મારી રચનાઓ ઘણા જણને બતાવી શકતો નથી. તેથી ક્યારેક બીજાને આપણી સંવેદના અને સૂક્ષ્મ લાગણીઓનું ભાગીદાર ન બનાવવાનો અસંતોષ રહી જાય છે.

(૫) બીજાઓની પેઠે હું વિપુલલેખી નથી. સ્વલ્પસર્જક છું. હું બહુ ઓછી રચનાઓ કરું છું અને જે કૃતિઓ રચું છું કે લખું છું તેની વચ્ચે કેટલીક વખત દિવસો અને મહિનાઓનું અંતર પડી ગયું હોય છે.

વળી, કોઈ સરસ વિચાર, સરસ કલ્પના કે સરસ ભાવ સ્ફુરાયમાન થાય કે તુરત કલમ પકડી હું લખવા બેસતો નથી. એ ભાવને કે વિચારને હું પકડી રાખવા પ્રયત્ન કરું છું. કલાકો, દિવસો અને અઠવાડિયાઓ સુધી કદીક ઘૂંટું છું. તો કદિક એ વિચારબીજને વધુ પરિપક્વ થવા દઉં છું. અને દિવસો કે મહિનાઓ પછી જ તેને શબ્દોની આકૃતિ આપું છું. આમ કરવાનું કારણ એ કે કેટલીક વખત કેટલીક ઊર્મિઓ અસ્પષ્ટ અને ધૂંધળી હોય છે ને તે સ્પષ્ટ અને પારદર્શક થઈ જાય તે માટે આવો સમયનો ગાળો વ્યતીત થવા દેવો આવશ્યક બને છે.

(૬) મેં ઉપર કહ્યું છે તેમ જો કે હું અલ્પલેખી છું છતાં એક જ દિવસે છ છ કાવ્યો લખી નાખ્યાનું મને સ્પષ્ટ યાદ છે. પણ એની સામે છ છ માસ કે આઠ આઠ માસ સુધી એકે કૃતિ નથી લખાતી એ પણ બીના છે.

(૭) જે કંઈ કાગળ પર ઊતારવા બેસું છું ત્યારે તે કમમાં કમ ઉત્તમ પંક્તિનું ન બને તો છેવટે વાચનીય બને એની કાળજી રાખું છું.

આ દૃષ્ટિએ કાવ્યકલાની રચનાની રૂઢિ અને શુદ્ધિનો હું કંઇક અંશે આગ્રહી છું, ને તે આગ્રહ મારી કૃતિઓમાં ઊતરે જ છે.

એમ છતાં હું કદી કૃત્રિમ રીતે કે તાણીતૂશીને કે
અલંકાર, ઉપમા ઉત્પ્રેક્ષા કે કલ્પના લાવવા કોશીશ ક

જાણું છું કે આમાંની કોઈ એક કે બધી વસ્તુ કાવ્ય નથી. કાવ્ય તો અદૃષ્ટ પ્રતિભા અને વિચાર છે જે અલંકારરહિત રહીને પણ સારું કાવ્ય બની શકે છે.

મારું વલણ સામાન્ય રીતે વિશદતા, સરલતા અને સુબોધતા તરફ રહેલું હોય છે જ. એમ છતાં વિષયની વિવિધતા કે ગહનતા અનુસાર કવિતાની ભાષા અને શૈલિ લોકોત્તર બને છે–બનવી જોઈએ એમ હું માનું છું.

કૃતિની રચના અર્થાત કાવ્યનું સર્જન થયા પછી મારું મન પ્રફુલ્લ બની જાય છે. શરીર પણ સ્ફુર્તિમાન બની જાય છે–જેમ જલભરપૂર વાદળ વરસીને ફૂલ શાં હલકાં બની જાય છે તેમ. મારો અનુભવ છે કે સર્જન પછી ઊંઘ અને ભૂખ બન્ને ચાલી જાય છે.

કેટલાક પરદેશી કવિઓની પેઠે કે ઈતર બીજા લેખકો પેઠે કવિતાની રચના કરતી વખતે નથી હું ચા પીતો, પાન ખાતો કે સિગારેટ ફૂંકતો. આ ત્રણેમાંથી મને એકેનું વ્યસન નથી. અને એકેને વ્યસન તરીકે વિકસાવવા માગતો નથી.

(૮) મારું 'જનની' ૧૯૩૨માં મારા વિસાપુરના જેલવાસ દરમિયાન લખાયેલું. જેલમાં સેંકડો કેદીઓ એકત્ર રહેતા હોય ત્યાં એકાંત મળવી મુશ્કેલ છે, છતાં જેલના કામકાજમાંથી સમય બચાવીને અને રાતે ઊંઘ ઓછી કરીને 'જનની' અને એ શિવાયની બીજી ઘણી રચનાઓ થઈ શકેલી.

(૯) 'કવિતા'ના તંત્રીમંડળની ઈચ્છાને માન આપીને મેં આ ચર્ચા અને માહિતીનો રસપ્રદ વિષય શરૂ કર્યો છે. આશા છે ગુજરાતના કવિઓ–આપણા બુઝર્ગો કવિશ્રી નાનાલાલ, ખબરદાર અને બલવંતરાય અને ઈતર કવિ બધુઓ આમંત્રણની રાહ જોયા વિના પોતપોતાની લેખનપ્રવૃત્તિની રીત વિષે રસપ્રદ માહિતી આપવામાં ભાગ લઈ આ રસિક અને નવા કવિતાલેખકોને સરવાળે બોધપ્રદ થઈ પડનારી તેમજ બીજા કવિતાભોગીઓને ઉપયોગી નીવડનારી ચર્ચા વિષે પોતાના અનુભવ અને વિચાર લખી મોકલશે.

# કવિઓ કેમ લખે છે?

એ પ્રશ્નનો "ભણકાર"કાર અત્રે ઉત્તર આપે છે.

**'કવિતા' માસિકનાં શ્રી તંત્રીમંડળની સેવામાં**

સલામ સાથે વિ. વિ. જે ત્હમે છેલ્લા અંકમાં કવનકારને પૂછો છો, "તું કવિતા કેમ રચે છે?"

હું કવિતા રચતો નથી. જે હું રોજિંદા જીવનવ્યવહારમાં સામાન્ય સુરુચિ વિનય બૂદ્ધિ તર્ક અને જ્ઞાનાદિએ સામાન્ય હેતુઓની ખાતર પ્રવર્ત્તે છે, તે હું કવિતાસર્જક નથી. ઉત્તમ કવિતા તે અહંની વામ આંબી ન શકે એવી માયાવી વસ્તુ છે.

કવિતા માટે વિષયપસંદગી કરે છે એ સામાન્ય અહં. કવિતાનાં રૂપ-શૈલી આદિ કલાએ નિર્ધારે છે, તેમાં મુખ્ય વિષયો આદિની મેલમુક તેમનો અનુક્રમ વગેરે જમાવટ પણ કરે છે એ સામાન્ય અહં. અને તે જ અહં કવિતાસર્જનની પ્રવૃત્તિ સભાન આદરે છે.

આથી કરીને સ્થૂલદષ્ટિ લોક કવિને જ તેની કવિતાનો સર્જક ગણે એ સમઝાય એવું છે. પરંતુ ઘણાઘણાના જાણવામાં છે કે કવિ પોતે એ પોતાની ગણાતી રચનાઓનો જસ કે જુમ્મો પૂરેપૂરો લેવાની આનાકાની કરે છે. કવિના આવા વર્તનને કેટલાક સાચી વિનમ્રતા ગણે, કેટલાક ખોટો દંભ ગણે, કેટલાક વાયડાઈ કે બીજી વિચિત્રતા ગણે, એ જુદી બાબત છે. પણ કવિઓમાંના ઘણાની આ આનાકાની એવી હકીકત છે, કે તેને આખા વિષયનું એક વાસ્તવિક બલ્કે અગત્યનું અંગ ગણવી જ પડે.

એ આનાકાનીનો મ્હને જેવો ખુલાસો ભાસે છે તેવો રજુ કરૂં છું.

કવિ પોતે આદરેલાં એ કાર્યમાં પ્રવર્તે છે, એ સર્જનપ્રવૃત્તિ ચાલે છે, તે દરમિયાન કવિનું બુદ્ધિતંત્ર કે ચિત્તંત્ર (વિચાર, લાગણી, આવેશ, રુચિ–અરુચિ, જ્ઞાન–વ્હેમ, વિનય–અવિનય, વગેરે સભાન શક્તિ–અશક્તિઓ) કવિની પ્રેરણા (Instinct, તત્કાલધી, હાજરાહજૂર શક્તિ, જે ચિત્તંત્ર જાણી શકે અગર તેને ન્હોતરે તે પહેલાં અંદર ઝુકાવે છે) અને કવિની છદ્ધિ (પ્રચ્છન્ન ધી, ઉંડા અને ઘણુંખરૂં અજ્ઞાત સંસ્કારો અને વલણો, Subliminal consciousness, the thinking and feeling processes below the plane of consciousness)–એ ત્રણેની પ્રવૃત્તિઓ સાથે સાથે જામે છે, બુદ્ધિપૂર્વક નહીં એવું પ્રેરણોત્થ અને છદ્ધિદત્ત વત્તુંઓછું એ ઘડાતા ઘાટમાં ભળે

છે અને તેને વત્તો ઓછો ફેરવી નાખે છે. અને કવિતાસર્જનને માટે આટલું વર્ણન પણ અપર્યાપ્ત છે. કેમકે બુદ્ધિ પ્રેરણા અને છન્દના ફાળા ભેગા થતાં, અથવા કહો કે એ ત્રણ વહનોનો સંગમ થતાં, કંઈક નનામું તુરીય પણ સ્વયમેવ પ્રકટ થઈ ત્રણેની અન્યોન્ય રસાયનક્રિયા જેવું કરી નાખે છે, જેને આપણે કલ્પના કહિયે છિયે. ઉત્તમ કવિતાની સાચી સર્જક આ રસાયનક્રિયા અથવા કલ્પના છે.

હું ધારું છું કે સારા અને સાચા કવિઓમાંના ઘણા આ કે આવા કોઈ સંકુલ વર્ણનને જ પોતાની અનુભૂતિથી સંમતિ આપશે.

પેલું મહાવાક્ય સંભારો કે "કયે ધામ પોતે જાય છે તે ન જાણનારો યાત્રી સૌથી દૂર નીકળી જાય છે ( A man never goes so far as when he does not know where he is going )." પૂરો થયેલો કલાસર્ગ પણ એવી જાણુસ છે. ઉપર આવી ગયું છે તેમ વિષયપસંદગી અને તેનું અમુક સ્વરૂપ નિર્ધારે છે સામાન્ય બુદ્ધિતંત્ર, એટલે કે આપણે નિત્યકાર્યોમાં વ્યવહરતી જોઇયે છિયે તે જ જાણીતી વ્યક્તિ, તે જ આપણો સુપરિચિત અહં. પરંતુ કલ્પનાગુંફિત કવિતાકૃતિને તે જાતે જોવા પામે છે, ત્યારે તેને પણ વિસ્મય (અને આનંદ) થાય છે કે પોતે નિર્ધારેલું તો ખોખું હતું, રચાતાં રચાતાં આ તો સજીવન મૂર્તિ રચાઈ આવી છે. વળી એ પૂરી થયેલી કૃતિનો થઈ જ ના શકે એવો અર્થ હોવાનો દાવો કરતા કવિઓના દાખલા જાણીતા છે, તો સામી બાજુ, કેટલાક એવા દાખલા પણ નિર્વિવાદ છે, જેની અંદર કૃતિના અમુક અંશના સૂક્ષ્મ અર્થ કે આખી કૃતિનો ધ્વનિ ખુદ કવિના ધ્યાનમાં ય બીજા કોઈએ ઉતારેલા, ત્યારે જ તે કવિને પોતાને સુઝેલા. એવી કૃતિઓનું કવિનું સભાન કર્તાપણું મર્યાદિત અર્થમાં જ સ્વીકારી શકાય, એ ખુલ્લું છે. એટલે એક જાણીતી સંસ્કૃતપંક્તિને જરા ફેરવીવિસ્તારીને તે વડે જ વિષયસમાપ્તિ કરવી ઠીક લાગે છેઃ-

अन्या जगद्धितमयी कविता प्रवृत्तिः।
सर्गो ह्यपूर्वो मनुवंशह्यः॥

૨૪-૭-૪૨
૩૪ ચોપાટીરોડ, મુંબાઈ ૭.

બળવંતરાય ક. ઠાકોર

# ગુજરાતી કવિતારચનાની કળા

[ મુંબઈ યુનિવર્સિટી તરફથી સને ૧૯૩૯માં શ્રી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારે આપ્યાં હતાં. તેમનાં આ વ્યાખ્યાનો હવે ગ્રંથસ્વરૂપે યુનિવર્સિટી મારફતે પ્રસિદ્ધ થઇ ચૂકયાં છે. આ ગ્રંથમાં કુલ પાંચ વ્યાખ્યાનો દ્વારા કવિ ખબરદારે 'ગુજરાતી કવિતાની રચનાકળા' ના મુખ્ય વિષય પર લક્ષ રાખી કવિતારચનાનું મૂળ, પ્રાચીન અર્વાચીન ગુજરાતી કવિતાનો પદ્યવિકાસ, અર્વાચીન કવિતાનાં વિદેશી પદ્ય સ્વરૂપો, અખંડ પદ્યની રચના અને પ્રયોગો અને છેવટે કવિતાની રચના અને ભાષાસરણી સંબંધી અભ્યાસમય ચર્ચા જગાડી પોતાનાં અંતિમ મંતવ્યો જાહેર કર્યાં છે. સૌ કોઇ કવિતાભોગી આ બધા મંતવ્યો સાથે કદાચ સર્વાંશે સહમત ભલે ન થાય પરંતુ દરેક કવિતાલેખક અને કવિતારસિકને આ વ્યાખ્યાનોનું પુસ્તક વાંચી જવાની અમે આગ્રહભરી વિનંતિ કરીએ છીએ.

વળી અમારા વાચકોને તેમાંથી થોડાક મહત્વના ફકરા પ્રકરણવાર ચૂંટી સાદર ભેટ કરીએ છીએ. તંત્રી ]

"જેમ આત્માની વ્યાખ્યા થઇ શકતી નથી, તેમ કાવ્યતત્ત્વની વ્યાખ્યા પણ પણ બંધાઈ શકતી નથી. આપણે એમ કહી શકીએ કે જીવંત શરીરમાંથી સ્થૂળ શરીરથી માંડીને મન ને બુદ્ધિ સુધીની તમામ શક્તિઓ બાદ જતાં જે કાંઇ વર્ણવી શકાય નહિ એવો શેષ રહે છે અને જે શેષથી આ શરીર સુદ્ધાંની તમામ શક્તિઓનું હલનચલન થાય છે, તે શેષ તે આત્મા. એ જ પ્રમાણે કવિતાવાણીનાં શબ્દ, અર્થ, અલંકાર, વ્યાકરણ, કલ્પના, ભાવ વગેરે બધાં કાવ્યાંગોને બાદ કરતાં જે કાંઈ અનિર્વચનીય શેષ રહે છે અને જે શેષથી એ વાણીની તમામ શક્તિઓ ખીલી ઊઠે છે અને કોઇક અલૌકિક આનંદ આપે છે તે શેષ તે કવિ પ્રતિભા એટલે કવિતાનો આત્મા. એ આત્મા જ જીવંત રસનો ઉત્પાદક છે. આપણા સંસ્કૃત આલંકારિકોએ એ રસની લીલા અનેક રીતે સમજાવેલી છે.

અંગ્રેજી કવિ વર્ડસ્વર્થ એ પ્રતિભાને માટે સ્પષ્ટ શબ્દોમાં કહે છે કેઃ-

—And add the gleam,
The light that never was on sea or land,
The consecration and the Poet's dream.

એટલે—

પ્રભા તે જે હતી નાહીં ધરા કે સિંધુ પર કયાહીં,
કરીને સ્થાપના તેની, ભરે કવિ સ્વપ્ન મહીં જેની

એ અણદીઠી અણફૂતી પ્રભા તે જ કવિની પ્રતિભા. એ પ્રતિભા વગર કવિતાનું

અસ્તિત્વ જ નથી. ગમે તેવી વિદ્વતા એ પ્રતિભાને ઉપજાવી શકે નહીં: એ તો સ્વયંભૂ જ છે."

*　　　*　　　*　　　*

"જેમ કાચો સુથાર ઓજાર સાથે લડે ને તેનો વાંક કાઢે, તેમ કાચો કવિ જે પોતાની કળાના વિષયોનું યથોચિત જ્ઞાન ધરાવતો નથી તે પછી વાણી સાથે, છંદ સાથે અને કાવ્યશાસ્ત્ર સાથે જ લડે છે અને અધૂરી કે અણઘડતી વાણીમાં પોતાની ગમે તેવી પ્રતિભાને તે આખરે પૂરતી ઝળહળાવી શકતો નથી. કુદરતી પ્રતિભા, પ્રેરણા, ભાવોત્કટતા, અર્થઘનત્વ, અધિકાર કે ગમે એવી બડાશ કવિ પોતાની કવિતાના સંબંધમાં મારે, છતાં કવિને કારીગર બનવા વિના છૂટકો થતો નથી. એ લોકો કારીગર બને અને પોતાના કસબની આંટીઘૂંટીથી પોતે એ ખબરદાર રહે તો જ પેલી પ્રતિભાને અને તેને નામે ચઢતા અનેક ગુણોને સુંદર આકર્ષક અને સચોટ રીતે વાણીમાં ઉતારી શકે છે અને પોતાના કવિ નામની સાર્થકતા કરી શકે છે. અણઘડ ઘાટ પ્રથમ જ તેના ઉતારનાર કારીગરની કાચી કળાને ઉઘાડી પાડે છે અને એવા ઘાટથી કવિ પોતે જ પોતાની પ્રતિભાને અન્યાય કરીને છેવટે પોતાને જ અન્યાય કરે છે."

*　　　*　　　*　　　*

"સાહિત્યના વિષયમાં ખરાંખોટાં મંતવ્યો પ્રવેશ કરતાં જ રહે છે, પણ એ મંતવ્યોની શાસ્ત્રીય તપાસ આપણે વખતોવખત કરતા રહેવું જોઈએ."

*　　　*　　　*　　　*

"...સંગીત તે ભાવદર્શનનું પરિણામ છે અને વાણી તે વિચારદર્શનનું સાધન છે. જો આપણે એમ કહીએ કે સંગીત વાણીમાંથી જ ઉપજે છે તો તેના પરિણામરૂપ એમ કહેવું પડશે કે ભાવ વિચારમાંથી ઉત્પન્ન થાય છે પણ એ દર્શન સત્ય નથી. આપણે એમ જાણીએ છીએ કે ભાવની તીવ્રતામાં વિચારશક્તિ દબાઈ જાય છે અને વિચારના ઊંડાણમાં ઊતરતાં સ્થૂળ તર્કશક્તિનો ઉપયોગ કરતાં કરતાં ભાવનાં ઝરણાં સુકાઈ જાય છે અને આખરે હૃદયહીનતા અને કઠોરતા આવે છે. તત્વજ્ઞાન અને કવિતામાં જે મહત્વનો ફેર જણાય છે, તે આને લીધે જ છે. એથી જ મનોવિકાસના આદિ કાળમાં ભાવનું જ પ્રાધાન્ય રહેવું જોઈએ અને સંગીતનું મૂળ વાણીમાંથી નહીં પણ વાણી અને સંગીત એ બંન્નેનું કોઈ જૂદું જ સામાન્ય મૂળ શબ્દના આદિ સ્વરૂપમાંથી સીધું નીકળેલું હોવું જોઈએ."

*　　　*　　　*　　　*

"કવિતા તે વિચારદર્શનનું નહીં પણ ભાવદર્શનનું પરિણામ છે. × × આપણાં જૂનાં ગુજરાતી લોકગીતોમાં પણ એમજ થોડામાં થોડા શબ્દોથી સંગીતમય સુરોમાં

ભાવદર્શન કરેલું છે. બુદ્ધિજન્ય તત્વ એ ગીતોમાં ઘણું જ થોડું કે નહીં જેવું હોય છે અને બે ચાર શબ્દોથી જ તેમાં આનંદનું સાધારણ ભાવદર્શન થાય છે, તે જ કવિતાની મૂળ ક્રિયા તેમાં આછી આછી દેખાડે છે. એ ઉપરથી સમજાય છે કે સંગીત અને કવિતા એ એક જ થડમાં વસેલાં સાથે સાથે વિકાસ પામતાં ગયાં હશે અને આખરે કવિતાના બુદ્ધિજન્ય અને કલ્પનાજન્ય શબ્દતંતુઓ મજબૂત થતાં એ મૂળ થડના બે ફાંટા પડયા હશે, તેમ છતાં આજ સુધી એ મૂળ થડની બંને શાખાઓ જુદી જુદી છતાં એકમેકમાં ગૂંથાયેલી જ રહેલી આપણે જોઈએ છીએ.

કવિતામાંથી ગેયતા ચાલી જતાં કવિનું ભાવદર્શન કયા ખોળામાં સમાઈ શકશે? અને ગમે તેવા ઊંડા અર્થના થોકડા હોવા છતાં ભાવદર્શન વગરની રચના તે શું આત્મે કે દેહે કવિતાના શુદ્ધ અને આનંદદાયક નામથી કદી પણ ઓળખાવી શકાશે?"

* * * *

"...એટલે આ સ્વચ્છ પદ્યદેહ વિનાની કહેવાતી કવિતા તે કવિતા જ નથી. કવિતા કાંઇ કેવળ કલ્પના કે અલંકારમાંથી થતી નથી. એ બધું ગદ્યવાણીમાં પણ સમાઈ શકે છે અને કેટલીક હદ સુધીનો આનંદ પણ આપી શકે છે; પણ પેલી અનિર્વચનીય પ્રતિભા જે કવિના ઉન્નત અને ઉત્કર્ષિત ભાવની પ્રેરક અને ધારક છે, તેનો મનુષ્યની વાચામાંનો સંચાર તો ખાસ ડોલનમય પદ્યવાણીમાં જ થઈ શકે છે."

* * * *

"કવિતાનો અંતિમ હેતુ જો આનંદ હોય, તો એ આનંદ તે શું તે આપણે જાણવું જોઇએ. ઈંદ્રિયની કે મનની માની લીધેલી તૃપ્તિની પ્રાપ્તિ તે આનંદ. હવે કવિતા જે આનંદ આપે છે તે તેના આત્માને જ લગતો કે દેહને પણ લગતો? જો માત્ર આત્માને જ લગતો હોય અને તેના દેહને તેની સાથે કશી લેવા દેવા ન હોય તો એ શુદ્ધ આત્મિક આનંદ તો માત્ર કવિ જ અનુભવી શકે. કવિનો પોતાનો અનુભવ તો કવિના પોતાના આત્માને જ તૃપ્તિ આપે. પણ જો એ આનંદનો અનુભવ કવિએ બીજાઓ પાસે તેની સંપૂર્ણતાના નજીકના સ્વરૂપમાં કરાવવો હોય, તો એ અનુભવને–રસને–કવિએ વાણીના કોઇક સ્વરૂપમાં મૂકયે જ છૂટકો રહ્યો. કવિતાનું શુદ્ધ આત્મિક સ્વરૂપ તેથી દેહ ધારણ કરે છે અને એ દેહ ધારણ કરતાં પેલા આનંદને સરખી રીતે વહેંચાવું પડે છે. કવિતાનું શુદ્ધ આત્મિક સ્વરૂપ પોતાનો અગોચર પ્રદેશ છોડી ગોચર પ્રદેશમાં પ્રવેશ કરે છે, ત્યાં પેલો આનંદ એ સૂક્ષ્મ તેમજ સ્થૂળ દેહમાં ઓતપ્રોત રહેવો જ જોઇએ, નહીં તો

કવિતાનો દેહ ટકી શકે નહીં. કારણ કે કવિતાની જીવનસિદ્ધિ, જે તેનો દિવ્ય અને અખંડ આનંદ છે, તે દેહમાં ઓતપ્રોત થઈને તેમાં તેનું અપૂર્વ ચેતન જગાડી તેને ટકાવી રાખે છે. એટલે એમ સિદ્ધ થાય છે કે પેલો આનદ એ દેહમાં પણ વસવો જોઈએ. હવે આનંદ એટલે મનની માની લીધેલી તૃપ્તિની પ્રાપ્તિ હોય, તો કવિતાના દેહમાંથી આનંદ મેળવવા આપણું મન જે તૃપ્તિ માની લે છે તે કઈ? ગદ્યની તેમજ અપદ્યાગદ્યની વાણીમાં એવું કયું પરંપરાવર્તી નિયમિત તત્વ છે કે તેમાંથી એ આનંદ મળી શકે? વાણીનાં એવાં કૃત્રિમ સ્વરૂપોમાં એવાં કોઇ "માની લીધેલી તૃપ્તિનાં" સાધન છે જ નહીં. એ કારણને લીધે જ વાણીના સ્વરૂપમાં કોઇક જાતનો ડોલનનો—એ વાણીને હુલાવવાનો ભાવ ઉત્પન્ન થાય છે. અને તેથી એ વાણીના સ્વરૂપમાં કોઇક રીતનો નિયમ કે ઝોક રાખવાની આવશ્યકતા રહે છે. એ ઝોક અનિયમિત કે અણસરખો હોય, તો તેમાંથી તૃપ્તિ કેવી રીતે માની લેવાય? તૃપ્તિ માની લેવા માટે તો ચોક્કસ અતરે એક વખતે સિદ્ધ કીધેલું ડોલન નિયમિતપણે રહેવું જ જોઈએ. કારણ કે એક જાતનું ડોલન આપણે એક ચરણમાં કે એક કડીમાં અનુભવ્યું અને તે શ્રવણ કે વાચન માટે આપણા સ્મરણમા છપાયું, તેનું બીજા ચરણમાં કે બીજી કડીમાં નિયમિતપણે પુનરાવર્તન આપણે માની લઈએ અને તે આપણી પૂર્વ ધારણા પ્રમાણે બરાબર તેજ જગ્યાએ આવે, એટલે આપણી 'માની લીધેલી તૃપ્તિની પ્રાપ્તિ" થાય છે. અને તેથી જ આપણે પેલો અનિર્વચનીય આનદ ભોગવીએ છીએ. કવિતાના દેહને ભાગે ઊતરતો આનંદ એ જ રીતે વ્યક્ત થઈ શકે. જો એ માની લીધેલી તૃપ્તિની પ્રાપ્તિ ના થાય તો સ્વાભવિક રીતે આપણે રસભંગ થઈએ અને પેલો આનંદ ના જ અનુભવીએ. કવિતાના અર્ધા ભાગને લગતો આનંદ નહીં મળે તો કવિતાના પૂર્ણ સ્વરૂપમાંથી ઉપજનારા આનંદની સિદ્ધિ તો અધૂરી જ રહી જાય. અને આપણી માની લીધેલી તૃપ્તિનો ભંગ થતાં આપણું મન કચવાઈ જાય. દુનિયાની તમામ ભાષાઓની કવિતામાં તે તે ભાષાના વ્યક્તિત્વને અને તેના શ્રુતિબંધનને આધારે આ નિયમિત ડોલન રહેલું જ છે. કવિતાનો દિવ્ય રસાનંદ તેના આત્મામાં તેમજ દેહમાં એકસરખી રીતે ઓતપ્રોત ઊતરવો જોઈએ."

# ગીતાંજલિ અને બીજાં કાવ્યો*

ઈ. ઈ. ઈ.

ધી મહાગુજરાત પબ્લીશીંગ કંપની, જે મહાહેતુને લક્ષ્યમાં રાખી, પ્રકાશન કાર્ય કરવા બહાર પડી તે સંસ્થાનું આ પ્રથમ પ્રકાશન છે. ને પ્રથમ દૃષ્ટિએ જ રૂપ, રંગ, મુદ્રણ, વસ્તુની રચના, સફાઈ, કાગળ તથા કીમત જોતાં–બધી રીતે નિરાશાજનક લાગે છે. જેમ ક્રિકેટનો ખેલાડી મેદાને રમવા બહાર પડે ને પહેલો જ ફટકો કેવળ ખાલી જાય તેમ આ કંપનીનું પહેલું પ્રકાશન જેવું ને જેટલું સમૃદ્ધ થવું જોઈતું હતું. તેવું ને તેટલુ સમૃદ્ધ અને સંપૂર્ણ થઇ શક્યું નથી.

હવે વળીએ પુસ્તક તરફ. વાલ્મીકિ, વ્યાસ, કાલિદાસ સમા ભારતના મહાકવિઓની મહાપરંપરા જાળવી રાખનાર કવિ ટાગોર. તેમના તાજેતરમાં થયેલ મૃત્યુ બાદ પ્રજાને તેમની એકાદ સર્વોત્તમ કૃતિનો અનુવાદ આપવા પ્રકાશક કે લેખક લલચાય એ સાવ સ્વાભાવિક છે.

'ગીતાંજલિ' લખી કવિ ટાગોર પૂર્વ અને પશ્ચિમમાં ખૂબ ખ્યાતિ પામ્યા. ગીતાંજલિના અંગ્રેજી ગદ્યકાવ્યોએ તેમને નોબલ પારિતોષિક આણી આપ્યું. સમસ્ત હિંદનો બંગાલી શિવાયનો બંગાલીથી અનભિજ્ઞ ઇતર ભાષાભાષી વર્ગ તેમજ પશ્ચિમનો યે પ્રજાસમૂહ કવિ ટાગોરની મહત્તા તેમની 'ગીતાંજલિ'થી જ માપે છે. એટલે કે અંગ્રેજીમાં 'ગીતાંજલિ' નામે મશહૂર થયેલ આત્મનિવેદનનાં અને ઉપાસનાનાં અનુપમ કાવ્યરત્નો અને સૂક્ષ્મ સંવેદનગીતોથી જ માપે છે. આવા રૂઢ અને પ્રચલિત થયેલ 'ગીતાંજલિ'નાં કાવ્યસમુચ્ચયને દૂર કરી દઈ તથા તેમાં મૂળ બંગાળી 'ગીતાંજલિ'નાં કાવ્યો અને ઇતર કૃતિઓ લાવી ભેળસેળ કરી દેવું એ એક રીતે રસિક વાચકવર્ગને કૈંક અંશે આઘાત પમાડનારું અને મૂંઝવણમાં તેમજ ગેરસમજુતમાં નાખી દેનારું છે.

બંગાળી 'ગીતાંજલિ' એ અંગ્રેજી 'ગીતાંજલિ'થી જૂદુ પુસ્તક છે ને અંગ્રેજી 'ગીતાંજલિ'માં તો ખેયા, નૈવેદ્ય, ગીતિ, સ્મરણ, ચૈતાલિ વગેરે બીજા કાવ્યસંગ્રહોમાંથી વીણામણ કરાયેલું છે એટલી હકીકત માહિતીની દૃષ્ટિએ મૂકી હોત તો પૂરતું થાત. બંગાળી કે અંગ્રેજી 'ગીતાંજલિ'નો ક્રમ અનુવાદકે સાચવ્યો નથી તે ખૂબ જ અઠીક થયું છે. કારણ ટાગોરપ્રેમી વાચક અંગ્રેજી 'ગીતાંજલિ' જોડે આ અનુવાદ લઈ વાંચવા બેસે તો એને કંઈ જડે જ નહીં ને સૂચિ જોતાં એનું માથું જ પાકી આવે.

બીજાં સાત કાવ્યો લેવાની પાછળ શો હેતુ છે તે સમજાતું નથી. અનુવાદકની

---

* કવિવર રવીન્દ્રનાથ ટાગોર કૃત "ગીતાંજલિ અને બીજાં કાવ્યો" મૂળ લેખક: શ્રી રવીન્દ્રનાથ ટાગોર. અનુવાદક: શ્રી નગીનદાસ પારેખ. પ્રકાશક: ધી મહાગુજરાત પબ્લીશીંગ કંપની લિમિટેડ, ફિરોજશાહ મહેતા રોડ, કોટ, મુંબઈ. પૃષ્ઠસંખ્યા: ૧૫૦ ક્રાઉન સાઈઝ: મૂલ્ય રૂપિયો સવા.

દૃષ્ટિએ શું ટાગોરના અમાપ કાવ્યભંડારના આ સાત જ અમૂલાં મોતી છે? કે તેમની પરમ પ્રસિદ્ધ કવિતાઓના પ્રતિનિધિરૂપ આ સાત કાવ્યો છે? કે આ તેમની રચનાકલા અને કવિત્વકૌશલ્યની કલગી સમા છે? શા માટે આ જ સાત કાવ્યો લેવાયાં છે તે જણાવાયું નથી અને વાચકને માથું ખજવાળતા પણ સમજાતું નથી. એટલે શું અનુવાદકને ઠીક ફાવ્યા તે સાત ગીતો મૂકી દીધા? અને તો પછી એમ ગમે તેમ સાત કૃતિઓ મૂકવાનો આગ્રહ શા સારૂ?

અનુવાદક કહે છે કે અનુવાદ ગદ્યમાં કરવો કે પદ્યમા તે તેઓ શરૂઆતમાં નક્કી કરી શક્યા નહોતા. એ ગમે તેમ હોય, અમને આ સમગ્ર પુસ્તક જોઇને —એના અનુવાદ તરફ જોઈને એમ લાગે છે કે અનુવાદ ગદ્યમા કે પદ્યમા કરવો તે નક્કી કરવાને બદલે અનુવાદ કરી ટાગોરની પરમોચ્ચ અનોખી સર્જક પ્રતિભા પર બળાત્કાર ગુજારવો કે એવો અનધિકારી પ્રયત્ન ત્યજી દેવો એ નક્કી કર્યું હોત તો ઠીક થાત.

વળી, એમ છતા પદ્યમા અનુવાદપ્રયોગ કરવાનુ નક્કી કર્યું તો ખરું, પણ તે નિર્ણયનુ પાલન પણ અંત સુધી થયુ નથી ને વાચકને પરિણામે ગદ્યપદ્ય અનુવાદનો ખીચડો જ મળ્યો. અનુવાદક પદ્યાનુવાદ કરતા કરતા ગદ્યમાં જ ક્યાંક ક્યાંક વધુ સાર્થકતા જોવા લાગ્યા એ શું બતાવે છે? શ્રી નગીનદાસ બંગાળીના અચ્છા અભ્યાસી છે. વળી ગુજરાતી તેમની માતૃભાષા છે ને તેના તેઓ વિદ્વાન છે. કવિતાશિક્ષણનું અને ગુજરાતી ભાષાશિક્ષણનું કામ તેમણે વિદ્યાપીઠમાં કરેલુ છે. તે ઉપરાંત ટાગોર, શરદબાબુ જેવા મહારથીઓની નવલોના સફળ અનુવાદો તેમણે કરેલા છે ને તે એકી અવાજે વખણાયેલા છે. એટલે કે બંગાળીમાથી ગુજરાતીમાં એક સારા ગદ્યના અનુવાદક તરીકે તેમણે ખ્યાતિ સંપાદન કરી છે. પણ પદ્ય જે પોતાનુ ક્ષેત્ર નહીં, જેનો પોતાને કદી મહાવરો નહીં, જેની પાટી પર એમણે કદી અક્ષરો પાડ્યા નથી તે પદ્યાનુવાદના ફંદમાં એઓ કેમ ફસાઈ પડ્યા તે જ સમજાતું નથી કારણ કે એમ કરીને એમણે ટાગોરના કાવ્યોની મધુરતાને, પ્રાસાદિકતાને, સૌંદર્યને, સર્વોચ્ચતાને ખૂબ જ ઝાંખા પાડી દીધા છે.

ગીતાંજલિના મોટા ભાગના કાવ્યો એ ખરી રીતે તો સંગીતકાવ્યો છે. એનો અનુવાદ કરનારા ભાઈ નગીનદાસ 'નિવેદન'મા કબૂલે છે કે એમને સંગીતનું પ્રાથમિક જ્ઞાન પણ નથી. માત્ર સૂરના સંસ્કારના જોરે આ પદ્યોની રચના કરી છે અને પિંગળનું માપ જાળવ્યુ છે. અમે ભાઈ નગીનદાસને પૂછીએ છીએ કેવળ સૂરના આધારે કદી પદ્યરચના થઈ શકે છે? અને કોઈ કરે તો એ દોષરહિત બની રહે ખરી? વળી પોતે પિંગળનુ માપ જાળવ્યાનુ કહે છે પરંતુ ઠેર ઠેર માત્રાઓની વધઘટ ને અપાર ગોટાળા થાય છે તેનુ શું?

ભાઈ નગીનદાસ નિસંકોચ કબૂલે છે કે બંગાળી છંદોનો ઝંકાર, તેનું મોહક માધુર્ય કવિ ટાગોરની અનન્ય પ્રાસરચના અને એવું એવું બીજું

બધું—મૂળ બંગાળી કાવ્યોનાં અપૂર્વ અંગો છે. ગેયતાને કારણે જ ગીતોનું માધુર્ય જળવાઈ રહે છે. એમ છતાં ભાઈ નગીનદાસે પસંદ કરેલા ઢાળો કે રાહો પર નથી તેમણે ચોકસ નામનિર્દેષ કર્યો કે નથી તે ગેય ગીતોના ચોકઠામાં બેસી શકે એવા દીસતા! ને પ્રાસનો તો માત્ર ભાસ અને અભાવ જ છે. સંસ્કૃત વૃત્તોમાં સ્વરાન્ત પ્રાસ ચાલે. કદાચ, પ્રાસ ન હોય તો યે પણ ચાલે; પરંતુ ગેયગીતોમાં કે પદોમાં વ્યંજનાંત પ્રાસો અનિવાર્ય બની રહે છે. આ સાદી વસ્તુ સમજવા છતાં ભાઈ નગીનદાસે તેને અવગણી છે તે એક પદ્ય અનુવાદ કરનાર અનુવાદકને માટે અક્ષમ્ય બીના છે.

વળી, અનુવાદક 'નિવેદન'માં કહે છે કે શ્રી કાકા સાહેબ, શ્રી પાઠક, શ્રી સુન્દરમ્, શ્રી ઉમાશંકર જેવા કવિતાકારો અને શ્રી યશવંત શુકલ જેવા વિવેચક આ સમગ્ર અનુવાદ વાંચી અને સાંભળી ગયા છે. શ્રી નગીનદાસનો આ આભાર-વિધિનો રણકો અમને સાચો લાગતો નથી (અલબત્ત, કોઈના કથનને ખોટું કહી ઊતારી પાડવાનો અમારો ઇરાદો નથી.) પણ તે સાચો હોય ને તે મુજબ આ આટલા બધા કવિઓ તથા વિવેચકો તે વાંચી ગયા હોવા છતાં આ સ્વરૂપે–દેહે અને આત્મે–આ સંગ્રહ બહાર પડે છે તે ખરેખર આશ્ચર્ય અને દુઃખની બીના છે. ભાઈ સુન્દરમ્ અને ભાઈ ઉમાશંકર તો ગેયગીતોની રચનાવિધિ અને સફળતાની ચાવી અને રહસ્યના આધારનું ઊંડું જ્ઞાન ધરાવનાર છે. શ્રી પાઠક પણ ઊંડી રસદૃષ્ટિ અને સૂક્ષ્મ કલાના મર્મવિદ છે. એમ છતાં આવા નબળા, ફીસા, દોષિત, અનાકર્ષક, વાચકનો રસ ઉત્પન્ન કરી તેને રસ પ્રેરવા અસમર્થ એવા આ અનુવાદને પ્રસિદ્ધ થતાં ભલે ન રોકયો પણ કમમાં કમ તેમાં ઠેર ઠેર દોષો કેમ રહી જવા પામ્યા હશે તે સમજાતું નથી. એ એક કોયડો જ છે.

આ પુસ્તકમાં કવિ ટાગોરનાં અદ્દભુત પ્રતિભા, વિચાર અને ચિંતનનું સૌંદર્ય ઠેર ઠેર વેરણછેરણ પડેલું છે. છતાં અનુવાદને લાગેવળગે છે ત્યાં સુધી અનુવાદ નબળો, ફીસો અને અનાકર્ષક છે. પુસ્તકમાં અનેક મુદ્રણની ભૂલો છે આપણી મુદ્રણકલા એની પરિપૂર્ણ કક્ષાએ પહોંચે નહીં ત્યાં સુધી ભલે એ દોષો ક્ષમ્ય ગણીશું. પણ અક્ષમ્ય જોડણીદોષો છે, અગુજરાતી શબ્દ અને વાકયપ્રયોગ છેઃ

લંબાણ ભયે વિસ્તારથી એ બધું બતાવતાં અમે અચકાઇએ છીએ. પણ દાખલા તરીકે પાન ૧૩ કાવ્ય અંક ૧૩ની બીજી પંક્તિમાં 'સૂર' શબ્દની 'સુર' જોડણી છે જે ખોટી છે. જ્યારે ત્રીજી પંક્તિમાં 'સૂર' છે. તે જ ભૂલ પાન –૭૫ પર કાવ્યક્રમાંક ૬૪માં 'સુર' શબ્દ પાંચથી છ વખત વપરાયો છે ને તે ભિન્ન ભિન્ન અર્થમાં છે છતાં ત્યાં જોડણી એક જ સરખી છે.

પુસ્તક ખોલી પ્રથમ કાવ્ય જ વાંચો. સ્વ૦ શ્રી કેશવ હ. ભટ્ટના વિખ્યાત ભજનની રાહમાં પ્રથમ ગીત આલેખાયું છે. તેની માત્રા અને સંધિ આ પ્રમાણે છેઃ—

| ૧૨ ૩૪ | ૧૨ ૩૪ | ૧૨ ૩૪ | ૧૨ ૩૪ | ૧૨ ૩૪ | ૧૨ ૩ ૪૫ | ૧૨ |
|---|---|---|---|---|---|---|
| — — | — ∪∪ | — — | — ∪∪ | — — | — ∪ — | — |
| મા રી | ના ડ ત | મા રે | હાય હ | રિ સં | ભા ળ જો | રે |
| મુ જૂ ને | પો તા | નો જા | ણી ને | પ્ર ભુ જી | પા ળ જો | રે, |

આમ, ચાર ચાર માત્રાના પાંચ સંધિ, પાંચ માત્રાનો એક સંધિ અને બે માત્રાનો છેલ્લો અને સાતમો સધિ પડે છે. હવે આ માપ અનુસાર આજ કાવ્યની આરંભની જ બે પંક્તિઓ બેસાડવા પ્રયત્ન કરશો તો પ્રથમ પંક્તિમાં 'ચરણરજમાં' એક માત્રા અને 'નમાવજે'માં એક માત્રા એમ બે માત્રા ફાલતુ છે. તેમજ બીજી પંક્તિમાં 'ડુબાવજે'માં એક માત્રા વધુ છે. તેથી ઊલટું, પાંચમી પંક્તિમાં ચાર માત્રા મુદ્દલ નથી–ખૂટે છે. ને ગીતની સૌથી છેલ્લી પંક્તિ તો કમાલ છે. તેમાં વળી, ૭ માત્રાનાં ઠેકાણા જ નથી. આપણે એ છેલ્લી પંક્તિ જોઇએઃ–

| ૧૨ ૩૪ | ૧૨ ૩૪ | ૧ ૨ ૩ ૪ | ૧૨ | ૧ ૨૩ | ૧ ૨૩ ૪૫ | : |
|---|---|---|---|---|---|---|
| ∪∪ — | — — | ∪ ∪ ∪ ∪ | ∪∪ | ∪ — | ∪ — — | |
| મુજ ને | ઢાં કી | હૃ દ ય ક | મ લ | વિ રા | જ જે રે | |

આપણે ઉપર જોઈ ગયા તેમ આ પંક્તિમા ચાર ચાર માત્રાના પાંચ સધિ પડતા જ નથી, બલકે ચોથા સંધિમાં બે માત્રા, અને પાંચમામાં એક માત્રા દેખાતી નથી જ્યારે સાતમો સધિ ક્યાંય જોવા મળતો નથી. અને છતાં અનુવાદક કહે છે કે એમણે પિંગળને જાળવ્યું છે!

આ જ લીટીઓ શુદ્ધ અને સંપૂર્ણ કેમ થઈ શકત તે અનુવાદકને બતાવીએઃ–

| નિજ ને | કેન્દ્ર ક | રી ભટ | કં તો | વ્હાલા | વારજે | રે |
|---|---|---|---|---|---|---|
| મુજ ને | ઢાં કી | હૃ દ ય ક | મલ પર | પ્રીતે | રાજજે | રે |

આમ જોઈ શકાશે કે આ બે પંક્તિઓ શુદ્ધ અને સંપૂર્ણ કરવા માટે પાંચમા સંધિમાં ચાર માત્રા ઊમેરવા અર્થે પ્રથમ પંક્તિમાં 'વ્હાલા' શબ્દ યોજવો પડ્યો છે. તે જ રીતે બીજી પંક્તિમાં ચોથા સધિમાં બે માત્રા વધારવા સારૂ 'પર' (એટલે ઉપરના અર્થમાં–જે અનુવાદને માટે પણ ખૂબ જ યોગ્ય છે કારણ કેવળ 'હૃદય કમલ'નો વિભક્તિના પ્રત્યય વિના પૂરો અર્થ સ્પષ્ટ થતો નથી) પ્રત્યય યોજવો પડ્યો છે તેમજ 'વિરાજજે'માંના 'વિ'ની એક માત્રા છૂટી સધિમાંથી કાઢી ચાર માત્રા ઊમેરવા પાંચમી સધિમાં 'પ્રીતે' શબ્દ યોજવો પડ્યો છે. આમ આ બે લીટીઓ સંપૂર્ણ બને છે.

આગળ જતાં, પાના ચોથા પર કાવ્ય ચોથાની સાતમી પંક્તિ આ પ્રમાણે છેઃ– " અંતરથી ધિક્કારું તો યે મન મુજ એમાં માણે. " હવે માણવું એટલે ભોગવવું –ઉપભોગવું એ સકર્મક પ્રયોગે વપરાય છે. 'એમાં' રાચે, એ સપ્તમીનો પ્રયોગ કરવો હોય તો 'એમાં' રાચે–રમે–મસ્ત રહે એવું કંઈ કહી શકાય. 'માણે' તો 'એને' માણે એમ જ કહી શકાય. "એમાં માણે" એમ કદી લખી શકાય નહીં.

કાવ્ય ક્રમાંક ૬ની અગિયારમી પંક્તિમાં 'રહું તુજ ભુજબંધનમાં બાંધ્યો' શબ્દ છે. ખરી રીતે 'રહું બંધાયો' કહી શકાય.

કાવ્ય ૨૧માની શરૂઆતથી જ જુઓ. 'શાની રાહ જોતો, ક્યાંક છાયાના ખૂણામાં, તું કેમ બધાની પાછળ ઊભો છે?' અહીં 'શાની' એ અગુજરાતી પ્રયોગ છે. એને બદલે "કોની રાહ જોતો......" વગેરે જોઈએ.

કાવ્ય ૨૮ની પ્રથમ પંક્તિ આ પ્રમાણે છેઃ–"તવ સિંહાસનના આસનથી આવ્યો તું ઊતરીને" સિંહાસનની સંધિ આ રહી સિંહ+આસન. સિંહાસન તે જ આસન. પછી વળી સિંહાસનનું આસન એટલે શું?

કાવ્ય ક્રમાંક ૫૨ની ત્રીજી ચોથી પંક્તિઃ–

"ઘર ઘર ગામતણે બારણિયાં
રાત પડતાં સૌ દેવાયાં"

અહીં છઠ્ઠી વિભક્તિનો પ્રયોગ દોષયુક્ત છે. 'ગામતણાં' એ સાચો પ્રત્યય છે. 'બારણિયાં' પછી વિભક્તિ પ્રત્યય હોત તો 'તણે' પ્રત્યય આવી શકત. જેમકે 'ગામતણે બારણિયે બેસી' વગેરે.

કાવ્ય ૫૮માં બીજી પંક્તિમાં 'દેહ'ને માટે 'દે' આ પ્રમાણે લખ્યો છે એ કઈ ભાષાનો શબ્દ છે? પ્રાંતવાર બોલાતી ભાષામાં કદાચ ભલે 'દેહ'ને બદલે 'દે' બોલાતો હોય તો યે આવી શુદ્ધ સંસ્કૃતમય શિષ્ટ કાવ્યવાણીમાં આવો પ્રયોગ કેમ જ કરી શકાય? એ જ રીતે કાવ્યક્રમાંક ૬૬માં બીજી પંક્તિમાં 'અહંકાર'નું ટૂંકું રૂપ 'હંકાર' લખ્યું છે એટલે તો 'હોડી હંકાર કે 'ગાડી હંકાર' એમ થઈ જાય.

પ્રકીર્ણ કાવ્યોના વિભાગમાં કાવ્યક્રમાંક છઠ્ઠાની પાચમી પંક્તિઃ

'પહેરું અંગે કેવે ઢંગે કેવા રંગતણી હું સાડી?' છે; ત્યાં 'કેવા'ને બદલે 'ક્યા' રંગની સાડી જોઇએ.

આ તો ઉપરછલ્લી નજરના થોડા નમૂના જ છે. અનુવાદને લાગેવળગે છે ત્યાં સુધી તે વસ્તુ પણ જોઈ લઇએ.

કસાયેલ અનુવાદક શ્રી નગીનદાસને હસ્તે અનુવાદિત પુસ્તકનું પ્રથમ કાવ્ય આ અંકમાં અન્યત્ર આખું ઉતારીએ છીએ. હવે આજ અંકમ શ્રી રમણિક મેઘાણી કૃત એ જ કાવ્યનો અનુવાદ વાંચો અને જુઓ કે આ બેમાં કયો પદ્યાનુવાદ ઉત્તમ અને રુચિકર છે?

તે જ ગદ્યાનુંવાદનું. જુઓ ૪૬મું કાવ્ય આ રહ્યુંઃ–

"દિવસની વેળાએ તેમણે મારા ઘરમાં આવીને કહ્યું હતુંઃ 'અમે એક બાજુએ પડી રહીશું. દેવસેવામાં તમને મદદ કરીશું અને પૂજા પછી જે મળશે તે પ્રસાદ લઇશું'–એમ કહીને દરિદ્ર ક્ષીણ મલિન વેશે સંકોચપૂર્વક તેઓ એક ખૂણામાં આવીને રહ્યા.

'. રાતે જોઉં છું તો તેઓ પ્રબળ બનીને મારા દેવાલયમાં પેસે છે અને પોતાને મલિન હાથે પૂજાનો બલિ હરી લે છે."

આ અનુવાદમાં કાવ્ય કે ધ્વનિ જેવું કાંઈએ લાગતું નથી. પણ એ જ કાવ્યનો આ ભાવાનુવાદ જુઓ. આ ભાવાનુવાદ આજથી આશરે દસ વર્ષ પહેલાં એક જેલનિવાસી રાજદ્વારી કેદીએ જેલમાં બંગાળી ભાષાની બારાખડી ઘૂંટતાં ઘૂંટતાં મૂળ બંગાળી 'ગીતાંજલિ'માંથી શીઘ્ર કર્યો છે:—

સાંજને ટાંણે ડૂબતે ભાણે
આવી ઊભા મુજ દ્વાર;
મારે મંદિર કેરે બાર.
આંખમાં આણી ઊનાં પાણી,
વાણી બોલ્યા આમ:-
"ફક્ત એક ખૂણાનું કામ
અમને કરવા આપો શ્યામ.
"દેવસેવામાં સ્હાય કરીશું,
પૂજાચંદન, પુષ્પ ધરીશું;
રહેશે યદિ અવશેષ પ્રસાદ તો પ્રેમે આરોગીશું."

મંગલ સદને દરિદ્ર વદને
ધારી મલિન વેશ,
દેહે ક્ષીણ ને વસ્ત્રે જિર્ણ
નેન ધરી અનિમેષ
તે તો બેસી પડ્યા એક ઠામે,
જાણે રાત્રીભર વિશ્રામે.
વેળા વીત્યે વેશ બિહામણો
ધાર્યો રાત્રે ક્રૂર,
તોડી ફોડી દેવસેવાનાં
સાધન ચૂરેચૂર.
પછી મલિન હાથે, મૂર્તિ સાથે,
ભાગી ગયા તતખેવ.

આ શિવાય કાવ્યરચનાની કળા, અનુવાદની ભાષા વગેરે ઘણી વસ્તુઓ વિષે અમારે કહેવાનું છે. પણ તે સ્થળસંકોચને કારણે મોકૂફ રાખીએ છીએ.

એકંદરે જોતાં આ અનુવાદની મૂળ વસ્તુ સો ટચના સોનાની હોવા છતાં અને કેટલા ગદ્યાનુવાદો બાદ કરતાં સમગ્રઅનુવાદ એટલો નિકૃષ્ટ થયો છે કે એમાંનું

એકે ગીત છમે રમી જતું નથી, એકે કાવ્ય હૃદયમર્મ પર કાયમી અસર મૂકી જતું નથી, એકે કૃતિ લાગણીઓના તંતુને હલાવી કે ઝણઝણાવી જતી નથી.

આમ, શ્રી નગીનદાસના અનુવાદ સાથે શ્રી ટાગોરની 'ગીતાંજલિ' છઠ્ઠી વખત ગુજરાતીમાં ઊતરી છતાં કોઇને હૈયે ચઢી જાય એવી બની શકી નથી. આ નિષ્ફળતાના એકરારે અમે શરમીંદા બનીએ છીએ.

---

## સ્વીકાર અને સમાલોચના

**મહેરામણ** : લેખક ડૉ. એમ. ઓ. સુરૈયા, ઘોડ બંદર રોડ: જોગેશ્વરી: પાનાં ૮૦.

કવિ વર્ડ્ઝવર્થનું વિ આર સેવન, કવિ ગોલ્ડસ્મિથનું ધ હરમીટ અને ધ ડેઝર્ટેડ વીલેજ, તથા કવિ ગ્રેની એલિજિના પદ્યાત્મક અનુવાદોનો આ સંગ્રહ તે મહેરામણ.

'વિ આર સેવન'નો પદ્યાત્મક અનુવાદ, લેખકનાં પુત્રી શ્રીમતી કુલસુમબહેન પારેખે કર્યો છે અને અન્ય કૃતિઓનું ભાષાંતર ડૉ. સુરૈયાએ પોતે કર્યું છે.

પરદેશી સાહિત્યની સુંદર અને વિખ્યાત કૃતિઓના તેવા જ ગુજરાતી અનુવાદોનું ક્ષેત્ર લગભગ સૂનું છે, તે વખતે ડૉ. સુરૈયાનો આ પ્રયાસ અમને આવકારપાત્ર લાગે છે, પરંતુ શરૂઆતમાં આટલી બધી જાણીતી બહેનોના અભિપ્રાયો, અને તેમની છબીઓ વડે ઊભી કરેલી કિલ્લેબંધી અમને વિચિત્ર અને હાસ્યાસ્પદ લાગે છે. આવા સુંદર અને આકર્ષક ભાષાંતર માટે આવી કિલ્લેબંધીની જરા પણ જરૂર ન હતી.

એક એક અભિપ્રાય કે વક્તવ્ય માટે છબી મૂકવાની રીત ન સમજી શકાય તેવી છે. તેઓની છબીઓ કે અભિપ્રાયો અત્રે ન હોત તો ગુજરાતે આ કૃતિનું યોગ્ય મૂલ્યાંકન ન કર્યું હોત એમ અમે માનતા નથી.

આ ચારે કૃતિ સવૈયા એકત્રીસામાં અનુવાદેલી છે. અનુવાદકે મૂળ કૃતિના શબ્દોને જ નહિ પરંતુ તેના ભાવોને વફાદાર રહેવા પ્રયત્નો કર્યા છે અને તેથી આ અનુવાદ તાજગી આપનારો અને સુરમ્ય લાગે છે. શબ્દપસંદગી, સરળતા વગેરે સદ્અંશો આ અનુવાદની સફળતાને યશ અપાવે છે.

આ હકીકતના પુરાવા આ અનુવાદો વાંચતાં સ્પષ્ટ થાય તેમ છેઃ—'સૂનુ ગામડું'માંની નીચેની લીટીમાં જ જુઓ.

> લચકાતી મહિયારી ગાતી, બળતાં ગામડિયાનાં તાન,
> રોડે શિશુ ધરવા, પશુ ગરવાં આરડતાં વળતાં નિજ થાન,
> પનઘટ પર ઓવારે તરતાં, બતકોનો ઘોંઘાટ અઘોર,
> શાળામાંથી છૂટયાં તેવાં, કિલકિલ કરતાં બાળકિશોર.

પવન તણો સુસવાટ સુણીને ભસતા ત્યાં શ્વાનો રખવાળ,
ખડખડ હસવાના ઉદ્‌ગારો હૃદય ન ચિંત તણી દે ભાળ.

આ મનોહર પંક્તિઓ અનુવાદની સફળતા દર્શાવે છે એટલું જ નહિ પરંતુ સવૈયા છંદ વર્ણનાદિ વગેરેનું સુંદર વહન કરીને કેવો ઉઠાવ આપી શકે છે, એ શકયતા પણ રજૂ કરે છે.

**પાસિફિક**: લેખકઃ શ્રી ભાસ્કરરાવ વિદ્વાંસઃ પ્રકાશક. ધ મહા ગુજરાત પબ્લિશિંગ કં. લિ.: સર ફિરોજશા મહેતા રોડઃ મુંબઈ ૧. કિંમતઃ બાર આના પાનાં ૧૩૧.

જાપાને યુદ્ધમાં ઝંપલાવ્યા પછી પૂર્વના દેશોની પ્રજાને વિગ્રહની ઉગ્ર જ્વાળાઓનો સ્પર્શ થયો છે. અને સમય જતાં એટલા બધા વિસ્મયજનક બનાવો બની ગયા છે કે ન પૂછો વાત!

ગઈકાલ સુધી જેની બહુ ગણના થતી ન હતી એવા જાપાને અમેરિકા અને બ્રિટનને તેમજ જગતની અન્ય પ્રજાઓને ચકિત કરી મૂકી છે.

પાસિફિક મહાસાગરમાં લગભગ એક સદીથી યુરોપનાં મોટાં રાજ્યો પોતાના સ્વાર્થ માટે બાજી ખેલી રહ્યા હતાં. એ બાજીની ટૂંકી છતાં ધારાવાહી રૂપરેખાનું દર્શન માત્ર કરાવ્યું છે.

પાસિફિકમાં પોતાના સ્વાર્થ માટે બાજી ખેલતાં યુરોપનાં રાષ્ટ્રોએ જાપાનને કેવી રીતે મોખરે લાવી દીધું અને એજ જાપાને આખું વિશ્વ કબ્જે કરવા માટે જે વિશાળ યોજના ઘડી છે તેની અનેક રસદાયક હકીકતો આ પુસ્તિકામાં આપેલી છે.

પાસિફિકનો જંગ હજુ ચાલે છે ત્યારે તો આ પુસ્તિકા સૌ કોઇને માહિતી-દર્શક થઈ પડે તેવી છે, પરંતુ તે પછી પણ અભ્યાસીઓને ઉપયોગી નીવડે તેવી છે.

**એને પરણવું નહોતું અને બીજી વાતો**: લેખક: શ્રી વિનોદરાય હરજીવન ભટ્ટ: પ્રકાશક: શ્રી પ્રભુલાલ રાજારામ શુક્લ, સિંધ ન્યુઝપેપર્સ પ્રેસ: હસનઅલી એફેન્ડી રોડ, કરાંચીઃ કિંમત રૂ. ૧–૮–૦: પાનાં ૧૮૦.

નવ વાર્તાના આ ગુચ્છનું નામ પહેલી વાર્તા પરથી રાખવામાં આવ્યું છે. એક તરંગી અને સ્વપ્નદ્રષ્ટા જેવી કોઇ કન્યા ન પરણવાની હઠ બાંધી બેસે છે અને આખરે પરણ્યા છતાં પરણતી નથી તેનું ચિત્રણ પહેલી વાર્તા રજૂ કરે છે. બીજી વાતોમાં એક સુખદ અકસ્માત, આડોઆંક, નિર્મળ કોનો? વગેરે વાતો રસભરી અને વાચકને પ્રવાહમાં ખેંચી રાખે તેવી છે.

મહાગુજરાતના ગ્રાહકવર્ગને અપાયેલું આ ભેટ પુસ્તક સારો સત્કાર પામશે એ વિશે શંકા નથી.　　　　　　　　　　　　　　　　　　　　મૂ૦

પવન તણો સુસવાટ સુણીને ભસતા ત્યાં શ્વાનો રખવાળ,
ખડખડ હસવાના ઉદ્ગારો હૃદય ન ચિંત તણી દે ભાળ.

આ મનોહર પંક્તિઓ અનુવાદની સફળતા દર્શાવે છે એટલું જ નહિ પરંતુ સવૈયા છંદ વર્ણનાદિ વગેરેનું સુંદર વહન કરીને કેવો ઉઠાવ આપી શકે છે, એ શક્યતા પણ રજૂ કરે છે.

**પાસિફિક:** લેખક: શ્રી ભાસ્કરરાવ વિદ્વાંસ: પ્રકાશક. ધ મહા ગુજરાત પબ્લિશિંગ કં. લિ.: સર ફિરોજશા મહેતા રોડ: મુંબઈ ૧. કિંમત: બાર આના પાનાં ૧૩૧.

જાપાને યુદ્ધમાં ઝંપલાવ્યા પછી પૂર્વના દેશોની પ્રજાને વિગ્રહની ઉગ્ર જ્વાળાઓનો સ્પર્શ થયો છે. અને સમય જતાં એટલા બધા વિસ્મયજનક બનાવો બની ગયા છે કે ન પૂછો વાત!

ગઈકાલ સુધી જેની બહુ ગણના થતી ન હતી એવા જાપાને અમેરિકા અને બ્રિટનને તેમજ જગતની અન્ય પ્રજાઓને ચકિત કરી મૂકી છે.

પાસિફિક મહાસાગરમાં લગભગ એક સદીથી યુરોપનાં મોટાં રાજ્યો પોતાના સ્વાર્થ માટે બાજી ખેલી રહ્યાં હતાં. એ બાજીની ટૂંકી છતાં ધારાવાહી રૂપરેખાનું દર્શન માત્ર કરાવાયું છે.

પાસિફિકમાં પોતાના સ્વાર્થ માટે બાજી ખેલતાં યુરોપનાં રાષ્ટ્રોએ જાપાનને કેવી રીતે મોખરે લાવી દીધું અને એજ જાપાને આખું વિશ્વ કબ્જે કરવા માટે જે વિશાળ યોજના ઘડી છે તેની અનેક રસદાયક હકીકતો આ પુસ્તિકામાં આપેલી છે.

પાસિફિકનો જંગ હજુ ચાલે છે ત્યારે તો આ પુસ્તિકા સૌ કોઈને માહિતી-દર્શક થઈ પડે તેવી છે, પરંતુ તે પછી પણ અભ્યાસીઓને ઉપયોગી નીવડે તેવી છે.

**એને પરણવું નહોતું અને બીજી વાતો:** લેખક: શ્રી વિનોદરાય હરજીવન ભટ્ટ: પ્રકાશક: શ્રી પ્રભુલાલ રાજારામ શુક્લ, સિંધ ન્યુઝપેપર્સ પ્રેસ: હસનઅલી એફેન્ડી રોડ, કરાંચી: કિંમત રૂ. ૧-૮-૦: પાનાં ૧૮૦.

નવ વાર્તાના આ ગુચ્છનું નામ પહેલી વાર્તા પરથી રાખવામાં આવ્યું છે. એક તરંગી અને સ્વચ્છંદી જેવી કોઈ કન્યા ન પરણવાની હઠ લઈ બેસે છે અને આખરે પરણ્યા છતાં પરણતી નથી તેનું ચિત્રણ પહેલી વાર્તા રજૂ કરે છે. બીજી વાતોમાં એક સુખદ અકસ્માત, આડાઆંક, નિર્મળ કોનો? વગેરે વાતો રસભરી અને વાચકને પ્રવાહમાં ખેંચી રાખે તેવી છે.

મહાગુજરાતના ગ્રાહકવર્ગને અપાયેલું આ ભેટ પુસ્તક સારો સત્કાર પામશે એ વિશે શંકા નથી.

મુ.

વાર્ષિક લવાજમ
રૂપિયા બે
દેશમાં

# ક ☆ વિ ☆ તા

વાર્ષિક લવાજમ
ચાર શિલિંગ
પરદેશમાં

: તંત્રીઓ :

ઇન્દુલાલ ગાંધી : મગનલાલ લાલભાઈ દેસાઈ : રતુભાઈ દેસાઈ

વર્ષ : ૨ : અંક : ૨ સપ્ટેમ્બર ૧૯૪૨ સળંગ અંક ૧૪

## ચાલ્યો શ્રાવણ

(રાગ : મલ્હાર તાલ : કેરવા)

ચાલ્યો વરસી શ્રાવણનો ઘન
નદીએ આવ્યાં પૂર, સખિ !
હળવી ફૂલ બની વાદળીઓ
ચાલી દૂર સુદૂર, સખિ !—ચાલ્યો.

સજલ ધરા, ભીની તરુકુંજે
નાચે મસ્ત મયૂર, સખિ !
મહેરામણને મળવા કાજે
નદી ધસે આતુર, સખિ !—ચાલ્યો.

ડોલે વટશાખા અધડૂબી
ઉછળે સરિતા–ઉર, સખિ !
તરંગ–લહરો જાય લહરતી
જાગે કલકલ સૂર, સખિ !—ચાલ્યો.

ડોલે હૃદય તરલ તરણી સમ,
નીરખું સરિતા પૂર, સખિ !
મન મુજ પાંખ પ્રસારી ઊડે
ઘનદલ સંગે દૂર, સખિ !—ચાલ્યો.

ચાલ્યો વરસી શ્રાવણનો ઘન,
નદીએ આવ્યાં પૂર, સખિ !

**નાથાલાલ દવે**

# અષાઢ મ્હોર્યો—

('આશાભર્યાં તે અમે આવિયાં' એ રાહ)

આવ્યાં આષાઢનાં વાદળાં ને કાંઇ
લાવ્યાં વ્હાલાની વાત રે!
રસિકરાજ! આષાઢ માસ મને મ્હોરિયો રે!

શ્યામલ હો! ધરતીનાં લીલુડાં ઓઢણાં,
પીળી પચરંગી મહીં ભાત રે!
રસિકરાજ! આષાઢ માસ મને મ્હોરિયો રે!

ભીની વાદળીઓ ને ભીના હો વાયરા,
ભીની ભીનાશભરી રાત રે!
રસિકરાજ! આષાઢ માસ મને મ્હોરિયો રે!

વર્ષે છે મેહુલો ઝીણી ઝીણી ધારે
ફૂલડાં ઝરે શું પારિજાત રે!
રસિકરાજ! આષાઢ માસ મને મ્હોરિયો રે!

વનવનમાં મોરલા નાચી ઊઠયા ને
રાચી ઢેલડની જમાત રે!
રસિકરાજ! આષાઢ માસ મને મ્હોરિયો રે!

બાર બાર વર્ષે કેરા વસમા વિજોગ ને
વીતી વિપત કેરી રાત રે!
રસિકરાજ! આષાઢ માસ મને મ્હોરિયો રે!

પૂર્ણિમા દેસાઈ

# બાળપણ

( મસ્નવી )

શું લખું ? લખતાં હૃદય ચીરાય છે,
શબ્દ સાથે આંસુડાં પણ જાય છે.
શાહીમાંથી દવ ટપકતો જોઉં છું;
શ્વાસ હું મારો અટકતો જોઉં છું.
હાય ! હું બળતી ચિતાનું બાળપણું,
સૂર્યનું પૃથ્વી ઉપર પહેલું કિરણુ.
માતના ખોળાની હું જ્યોતિ હતી;
સૂર્યજ્યોતિ મારું મુખ ધોતી હતી.
પવનલહેરી પંખો મુજને ઢોળતી,
સૂર્યરેખા વાળ મારા ઓળતી.
કાલા કાલા બોલ મારી કેલડી,
હું થઇ ધીરે ઢળકતી ઢેલડી.
આંખથી હું આંગણા અજવાળતી,
માતને શીતળ સુધા પીવરાવતી.
પ્રેમથી માતા મને પંપાળતી,
હર્ષમાં આવીને મોતી ખાળતી.
મંગળાની વ્યોમ ઝાલર વાગતી,
સાંભળી હું ઝબકી ઝબકી જાગતી.
ઊઠતી જાતી પ્રભુની પાંખમાં;
દિવ્ય જ્યોતિ લાવતી'તી આંખમાં.
દેવદર્શનથી હૃદયમાં રાચતી,
ઊર્મિઓ મુજ ધીમી ધીમી નાચતી.
જ્યારે ઝાકળ બિંદુડાં જોતી હતી,
કોણુ જાણે કેમ હું રોતી હતી.
આંખ મુજ ઠરતી કવિની આંખ પર,
બેસતું ઉર જઈ ફૂલોની પાંખ પર.
ઝાંઝરી મુજ પગ તણી જો વાગતી,

સાંભળી સુતેલી સૃષ્ટિ જાગતી.
કોકિલા રસગીત મારૂં ઝીલતી,
હાસ્યથી મમ પુષ્પ કળીઓ ખીલતી.
વેલડીસમ વળ સદા ખાતી હતી,
હરિણીસમ હું ઠેકતી જાતી હતી.
અવનવા હું રંગ નિશદિન રેલતી,
જઈ હવા સાથે હવામાં ખેલતી.
જો હવામાં વાળ મુજ ખુલ્લા થતા,
વાદળાં જોવા મઝા અટકી જતાં.
આભની જુદી જ કંઈ રીતિ હતી,
એ સુધા હું આંખથી પીતી હતી.
લ્હેરીઓ મીઠી મલયની આવતી,
સાથ હૈયું ભાવભીનું લાવતી.
વનવને હું મંજરી શી મ્હેકતી,
બોલતી જાણે કો બુલબુલ ચ્હેકતી.
મદભરી હળવે નદી વહેતી હતી,
અવનવા આદેશ કંઇ કહેતી હતી.
ઓ સખી! નિર્દોષ કંઇ સમઝાય છે?
બાળપણ તારું ઠગીને જાય છે.
વેદવાણીના અચળ અવશેષ છે,
બાળપણ એ ઇશ્વરી સંદેશ છે.
હાય 'શયદા' જ્યોત એ જાતી રહી!
તે પછી હું ઠોકરો ખાતી રહી!!

શયદા

# બરબાદ કરે તો

(ગઝલ)

પરવા નથી મને ભલે બરબાદ કરે તો,
આઝાદ એક પળ યદિ સૈયાદ કરે તો.
આંખોથી પશ્ચાત્તાપનાં આંસુ વહે જરૂર,
મારી વફા ઘડીક સનમ યાદ કરે તો.
બંધન વિમુક્ત પ્રેમને સમઝીશ ત્યારે હું,
જીવનની કૈદથી મને આઝાદ કરે તો.
મિત્રો, ન દુશ્મનો, ન મને જગવિપત્તિઓ,
બરબાદ હૃદય કરશે જો બરબાદ કરે તો.
જાહેર થશે કદિ ન મુજ અંતરની વેદના,
ટુકડા કરીશ દિલના જો ફર્યાદ કરે તો.
ગુલ્ઝાર થઇ શકે છે હજી પણ હૃદય "હઝીં"
મીઠી નઝર એ પ્રેમની એકાદ કરે તો.

"હઝીં" રાંદેરી

●

# મળે જો*

(શિખરિણી)

મળે જો વૃક્ષોની શીતલ મૃદુ છાયા પળ મને,
સુરા પ્યાલું પીવા, અરધું બટકું ભોજન વળી.
વીણા તારો છેડી, જીવન સખી રેડે સ્વર મીઠા,
જશે વીતી મારા, કટુ જીવનના તો દિન બધા.

એમ. બી. મરચન્ટ

*(ઓમર ખય્યામના એક અંગ્રેજી કાવ્યનો ભાવાનુવાદ)

# જુગની ઝંખના! *

(ઢાળ : કેડ કેડ સમાણી સેજલ, ડુંગરી!)

જિવતર માગે છે જુગની ઝંખના!
ભભૂકે વીજલનાં ગીત જો,
અધીરપ ઊઠી છે મારા પ્રાણમાં
રૂઠી રૂદિયામાં પ્રીત જો!
વાતા ઇશાની દિશના વાયરા
ગાજે મેહુલા અસીત જો!
ગહેકે ગેબુંમાં વ્યાકુળ મોરલા
આખું આયુ અમીત જો!
ઘટ ઘટ જાગી રે મારે ચાહના,
રોમે રોમે તે આગ જો!
વસમાં વાવાઝડ વીંઝતાં
મેહા ઉમડે અથાગ જો!
કોને રે ચાહું? કોને છોડવાં?
હૈડું માગે અસીમ જો!
આવો વરસો રે જુગની ઝંખના
આખી ભૂખી છે સીમ જો!

સ્વપ્નસ્થ

---

* તુરતમાં પ્રકટ થનાર ગીતસંગ્રહ "શ્રાવણહથ્થો"માંથી.

# એક ઝંખના

(મરાઠી સાખી)

ચાહું જેને સકલ હૃદયથી
તે બીજાને ચાહે;
ઝંખું જેને હરદમ, તે ના
આવે મારા રાહે.

બળતો દેહ સકલ રે! મારો
જળતું ઉર ચિરદાહે,
વિરહાનલ આ શતશત ભડકે
પ્રાણ નિરંતર સાહે.

તલસે સિંધુ ધરતી કાજે
ઊછળતો ઉલ્લાસે,
પણ ઝંખે છે મેઘશ્યામને
ધરતી નિત નવ આશે.

ઝૂરે, ઝૂમે વર્ષા કાજે
ચંચળ ચાતક તરસ્યા,
બાર બાર માસોનાં વ્હાણાં
જાય છેક અણવર્ષ્યાં.

ઊંચી નજરે, ઊંચે સાદે
મારી લાખ ટકોરા,
દિવસ, રાત ને પક્ષ વીતાડે
ચંદા કાજ ચકોરા.

અણઝંખ્યા અણચાહ્યા આવે
ઊભે મારગ માંહે;
એકબીજાની કરે પ્રતીક્ષા
ભળવા જિવનપ્રવાહે.

ચાહું તે મમ કર નહીં સાહે
સાહે કર બીજાનો;
ને બીજાને હાય! નિહાળું
ધરતાં પથ ત્રીજાનો.

ચાહું જેને, અંતરતલથી
તે બીજાને ચાહે,
ઝંખું જેને હરદમ, તે ના
ફરકે મારા રાહે!

રતુભાઈ દેસાઈ

## મોરલો

(ગીત)

આવી બેઠો આંબાની ડાળે મોરલો. (ધ્રુવ)
વનવનમાં મંજરી
મ્હેકે શી રંગભરી!
મુગ્ધ બની મ્હાલે મોરલો.
શીળા સમીર વાય,
પંખીડાં ગીત ગાય,
મલકાતો મ્હાલે મોરલો.
પીંછામાં રંગ પૂર્યા,
મીઠા ટહુકાર કર્યા,
લીલા નિહાળે મોરલો.
રાચે રઢિયાળી,
ઢેલ અંગ ઢાળી,
નાચે ત્યાં તાલે મોરલો.
ગીત ગયાં, રંગ સર્યા
પીળાં પડી પાન ખર્યાં,
આંસુડાં ઢાળે મોરલો.

અમીદાસ કાણકિયા

# વહે પારિજાત—

(ખંડ શિખરિણી)

શરદ ઋતુની ચાંદની ઝમે,
અનિલલહરી શીતળ ભમે.
ભીની દુર્વા કેરી સુરભિ કંઈ જ્યાં ત્યાંથી ઉભરે.
ખિલન્તું હૈયું આ સુખમય સમાધિમહીં ગરે.

અનિયમિત મેળે ઉપડતા,
પરિચિત પથે પાય પડતા.
જતા થંભીઃ જાગે ઉર મધુરવા ઘેન મહીંથી,
સુગંધીનાં વ્હેતાં પરિચિત મીઠાં પૂર કયહીંથી ?

થનગની ઉઠે અંતર બધું,
ચશચશી પિયે સૌરભમધુ.
સુગંધી તીખીમાં સ્મરણગુલની પાંદડી ધરી,
વહંતી લ્હેરીઓ મદભરી કટોરી ભરી ભરી !

કર્યું અકર્યું થાયે સમયનુંઃ
ઉખાળ્યું વળી જાયે જ ટિપણુંઃ
રહે હૈયું વેગે ધબકી ગતકેરાં સ્મરણમાંઃ
વહે પારિજાતઃ વહું અવર વાતાવરણમાં !

પ્રજારામ રાવળ

## એક દશા

(અંજની)

આખું વિશ્વ ભર્યું ઉલ્લાસે,
મઘમઘતું અતિ સુંદર વાસે,
સુખથી કિલકિલ હસતુ ભાસે.
રોતો એક જ હું!

ઝરણું નદીમાં સુખથી છલકે,
સરિતા સાગરમાં મળી મલકે;
સાગર નાચે ધીમી હલકે.
રોતો એક જ હું!

આભઅટારી આખી હસતી,
અણુગણુ તારાગણુથી લસતી;
રેખા હાસ્યતણી ના ખસતી;
રોતો એક જ હું!

રંજનમ્

## આશા

(ઉપજાતિ)

સંસારમાં એકલ માનવી હું?
ના. એક મારા ઉરમાં જડેલી
સંજીવિની સંગિણી શુભ્ર આશા,
જેના વડે હું નવસૃષ્ટિ સર્જું.

ચોપાસ મારાં સપનાં ઘવાતાં
ને યાતનાની ઝડીઓ ઝીંકાતાં
ખટી પડે ધીરજ માહરી; ત્યાં
આશા! તું સંજીવિની માત્ર સંગી.

ઘનાન્ધકારે અટવાયલાંને
ને ટૂંકદૃષ્ટિ વણુભોમિયાંને
પ્રકાશની રેખ સુરેખ વેરી
દોરી રહી શાશ્વત ને અખંડ.

ભાનુશંકર જોષી

# વ્યોમગંગાને તીર

(૫૬)

શ્રાવણની શ્યામ રાતલડી
એક રાતલડી
દીઠી વ્યોમગંગાને તીર.
કાજળ આંજી આંખલડી
એની આંખલડી
જાણે તાકતી કામણ-તીર.
ચાંદલિયાળી ચૂંદડી રે
ઢીલી ચૂંદડી રે
ચૂવે અંગે દ્યુમલ રંગ.
ભાલે ભીને શુક્રની તારિકા રે
રાતી તારિકા રે
ગાતી તેજલ ઉર ઉમંગ.
ચંદિરા સહિયર રાસડા રે
રૂડા રાસડા રે
લેતી રાતલડીને સંગ.
ઝૂલતી નીલુડી વાદળી રે
ભીની વાદળી રે
ઓઢે રસિયો ઘેલો શશાંક.

'યુયુત્સુ'

# અપમાનિતા

(દ્રુતવિલંબિત)

ક્ષિતિજદેહપરે મધુરી ઉષા
રહી જતાં ઉરમાં અધૂરી તૃષા,
કનકકુંકુમકેરી રજે ભરી
રુચિર થાળ ઊભી કરમાં ધરી.

વિરહવ્યાકુળ, અંતર વેદના
વધી જતાં ન શકે ધરી ધારણા;
પ્રીતમની પ્રતિમા પૂજતી ઉરે,
મિલનની અતિ ઉત્સુકતા ધરે.

મધુરતા-મૃદુતાતણી મૂર્તિ શા,
સરલ હાસ્યતણા સુમનેભર્યા
નિરખતાં રવિને પૂજવા ધસી,
પણ પળેક ઊભો ન રહ્યો પતિ.

વિરહ-વ્યથ અને અપમાનિતા
ક્ષિતિજને ઉર ઓગળતી ઉષા.

'હિમદૂત'

# કવિતા કેમ થાય છે?

અરદેશર ફરામજી ખબરદાર

"કવિતા" માસિકના ઉત્સાહી યુવાન તંત્રીઓ "કવિઓ કેમ લખે છે" એ પ્રશ્નનો ઉત્તર ખુદ કવિઓ પાસેથી જ માગે છે. ઉપલાથી વધારે યોગ્ય પ્રશ્ન તો "કવિતા કેમ થાય છે" એ જ હોવો જોઈએ. એ માટે "કવિતા"ના મુંબઇ ખાતેના તંત્રીભાઈઓ મારી પાસે આવીને બે ત્રણ વાર આગ્રહ કરી ગયા કે "તમારો અનુભવ જણાવો." એ આગ્રહને ને એમના સ્નેહને વશ થઈને હું આ મારું કવિતાનું કારખાનું કેમ ચલાવું છું તેનું રહસ્ય મને પોતાને સમજાયું છે તેવું આ લેખમાં સ્પષ્ટ કરવાનો હું પ્રયત્ન કરું છું.

મનુષ્યજીવનમાં કવિતા શી વસ્તુ છે, એ જાણવાની પ્રથમ અગત્ય છે. કવિતા અંગેના મારા અભ્યાસ ઉપરાંત ખુદ સમાજના છેક નીચલા થરથી માંડીને ઉપલા થરોની વ્યક્તિઓ સાથેના સંસર્ગમાં આવ્યા પછી હું એમ જોઉં ને માનું છું કે <u>કવિતા</u> પ્રત્યેક માનવવ્યક્તિમાં કોઈક સ્વરૂપે તો રહેલી છે જ. કોઈનાં તે વધારે ને કોઈમાં ઓછી વ્યક્ત થાય છે. એટલે કવિતાનું બીજ તો બધામાં જ હોય છે. કવિતાનાં મુખ્ય ઉપાદાનો ભાવ અને કલ્પના છે, અને એ બન્ની પ્રત્યેક માનવવ્યક્તિમાં રહેલાં છે. એમાં આત્માના સંસ્કાર પ્રમાણે ઓછાવત્તાપણું રહે છે, અને કેટલીક વ્યક્તિઓમાં સર્જકતા વિશેષ ખીલેલી હોય છે, ત્યારે ગ્રાહકતા તો બધામાં જ હોય છે,—અલબત્ત, દરેક વ્યક્તિના સંસ્કાર, વિદ્યા, કેળવણી, વાચનપઠન ઇત્યાદિ પ્રમાણે એ ગ્રાહકતા પણ ન્યૂનાધિક હોય છે.

કવિતાની સર્જક પ્રતિભા એ કાંઈ બુદ્ધિની કે ભાવની કળા નથી પણ એ બન્નેને પોતામાં સમાવતી અને એ બન્નેથી પર આત્માની કળા છે. તેથી જ કવિતા બધાથી જ રચાતી નથી કે સંસ્કારી વિદ્વાન વ્યક્તિ અનુકરણથી 'કવિતાઓ' લખે તો પણ તેમાં ખરા આજન્મ કવિના જેવી અવર્ણનીય ઝળક કે તેનો પ્રસાદ મળતાં નથી. ભવભૂતિએ ખરું જ કહ્યું છે કે <u>अमृतामात्मनः कलाम्</u> એટલે કવિતા એ આત્માની અમૃતસ્વરૂપ એટલે અમર કલા છે. આત્માની સાથે જે સંસ્કારો ભળેલા હશે તેની કોઈક અજ્ઞેય ક્રિયાથી માનવ હૃદયમાં કવિતાનો—કવિપ્રતિભાનો ઉદ્‌ભવ થાય છે. તેથી જ કહેવાય છે કે કવિતા પ્રભુદત્ત બક્ષિસ છે.

જ્યોતિષ્ શાસ્ત્રના મારા અનુભવ અને અભ્યાસથી પણ સાબિત થાય છે કે અમુક વ્યક્તિના જન્મકાળે ગ્રહોની અમુક સ્થાનમાં અમુક સ્થિતિ અને ...ા અમુક યોગો થાય છે, ત્યારે જ તે વ્યક્તિ 'કવિ' તરીકે બહાર આવીને ...ાય છે.

પણ કવિપ્રતિભા માત્ર કોઈને ઊંચી પ્રતિનો કવિ કરી શકતી નથી. સ્વાભાવિક પ્રતિભાથી પ્રેરણા પામીને તથા પોતાના પૂર્વજોને હાથે લખાયેલી કવિતાઓ વાંચીને–સાંભળીને તથા તેનું અનુકરણ કરીને કોઈ વ્યક્તિ કવિતા લખી શકે છે, પણ કવિપ્રતિભા જ્યાં મનુષ્યમાં ઊતરીને સ્થૂળ આકારમાં વ્યક્ત થવા જાય છે, ત્યાં તે "કળા"નું સ્વરૂપ પકડે છે. જેવી રીતે ચિત્રકળા, સ્થાપત્યકળા, સંગીતકળા વગેરેની આપણી કળાઓ છે તેવી રીતે કવિતાની પણ કળા છે. એ કળાના નિયમો, એની મર્યાદાઓ વગેરે સારી રીતે જાણી લેવાની કાવ્યચેતના ધરાવતી વ્યક્તિની ફરજ છે. કવિતા એ વાણીની કળા હોઈ વાણીમાં ઊતરતી હોવાથી ભાષાનો અભ્યાસ, તેના શબ્દોની શક્તિ, તેનો પ્રસાદ લાવવા જોઈતી રચનાબુદ્ધિ, એટલે એકંદરે ભાષા પરનો કાબૂ પણ તે વ્યક્તિને સારી પેઠે હોવો જોઈએ. ભાવદર્શન માટે ગેયતાની જેટલી જરૂર છે તેથી, ને તે ગેયના પ્રત્યેક ભાષાના વ્યક્તિત્વ અને ઉચ્ચારણ નિયમો પ્રમાણે કેવી રીતે લાવી શકાય તેથી પણ, કવિએ પૂરા ખબરદાર રહેવું જોઈએ. આ બધો મરીમસાલો નાચરચીલું, શોભનક્રિયા આદિ કવિતાને સર્વાંગ સુંદર વ્યક્ત કરવા જરૂરી છે.

આટલું કવિપ્રતિભા અને કલા માટે. હવે 'કવિતા' હું કેમ લખું છું તે માટે કહીશ. મારી છેક બે વર્ષની બાળવયથી બનતા બનાવોનું મને સ્મરણ રહેલું છે. એટલે નાની વયમાં જ હું થોડું ઘણું બોલતો થયો હોઈશ ત્યારથી જ કોઈક જાતના રાગના લઢણમાં મારે મુખે ટૂચકાઓ બહાર પડતા હતા એમ મારાં દાદીમા ને મા મને કહેતાં હતાં ને પછી તો તે હું પણ જાણું છું મારા કુટુંબજોશીએ જ્યારે મારી જન્મપત્રિકા મારા જન્મ પછી તુરત બનાવેલી ત્યારે જ મારા દાદાને તેણે કહેલું કે આ બાળક કવિ થશે વગેરે. એટલે એ હકીકત ગુજરાતીમાં મારા દાદાએ પત્રિકા પર લખી લીધેલી. અને પછી તો ઉપર જણાવ્યું છે તેમ મારે મોંઢે ટૂચકાઓ નીકળતા ગયા તેમ મારાં વડીલોને ઉપલા ભવિષ્યકથનનાં ચિહ્ન જણાતાં ગયાં. મારા દાદાએ મારી પાંચ વર્ષની વય પૂરી થતાં એક ખાસ વિદ્વાન મહેતાજી બહારગામથી બોલાવ્યા ને તેમની પાસે મારું શિક્ષણ શરુ કરાવ્યું. વાચનમાળાનાં પુસ્તકોમાંની કવિતાઓ તો એકાદ બે વાર હું વાંચતો કે મોઢે થઈ જતી, અને તે પરથી હું પણ કાંઇક મારી તે વેળાની બુદ્ધિશક્તિ પ્રમાણે જોડકણાં કરતો જ ગયો. હું લખતો વાંચતો થયો એટલે મારા આઠમા વર્ષે મારા દાદાએ મને ફારસી "શાહનામા"નો ગુજરાતીમાં ફરદુનજી મરઝબાનજીએ કરેલો તરજુમો મારી પાસે વંચાવ્યો, એટલે હું તે મોટેથી વાંચતો જાઉં ને તે મને સમજાવતા જાય. "શાહનામા" પછી એ જ રીતે કવિ ગિરધર કૃત ગુજરાતી "રામાયણ"નો મોટો પોથો મારી પાસે વંચાવ્યો બસ. મારી કાવ્યપ્રેરણા વધારે સબળ બનતી ગઇ, અને કાંઈ ને કાંઇ

મે ઉપર લખ્યુ તેમ કવિતાનુ વાદળ ચડી આવે છે પછી તેની પ્રથમ લીટી મનમા અનાયાસે બોલાઈ જાય કે પછી તેની સાથે મારી કળાબુદ્ધિ કામ કરતી થઈ જાય છે, એટલે પદ્યરચનાની વિધિ, તેના શબ્દો, રચનામાના પ્રાસ વગેરે ભાષા સાથેની અનુકૂળ સામગ્રી જે મગજમા પડેલી છે તેના દ્વાર ઉઘડે છે ને એ બધુ એકરસ થઈને કામ કરવા મડી જાય છે મનમા જ પહેલી કડી પૂરી બંધાય કે પછી તે હુ કાગળ પર ઉતારુ છુ અગાઉ હુ છૂટા કાગળો પર કવિતા ઉતારતો હતો, હમણા બહુ વર્ષ થયા—પચ્ચીસેક હશે—ગજવામા રહી શકે તેવી કોરા પાનાની નાની ચોપડીઓ હુ રાખુ છુ તેમા ઉતારી લઉ છુ એ પ્રથમ કડી લખી લઉ કે પછી કવિતાનો પ્રવાહ વેગભર આગળ દોડે છે કે થોડી વારમા નાની કવિતા લખાઈ પૂરી થઇ જાય છે બધુ પ્રથમ મનમા જ ગોઠવવાની મને આદત છે દરેક કડી મનમા ગોઠવાઇ રહે કે તે કાગળ પર ઉતારુ, એટલે પછી કાગળ પર છેકછાક કરવાની અગત્ય રહેતી નથી ક્વચિત કોઇ ભાષાનો કે રચનાનો કે અનુચિત શબ્દનો દોષ રહી ગયેલો હુ પાછળથી જોઉ તો તે હુ સુધારી લઉ કડી દર કડી મને વિચારો સૂઝ્યા જ કરે છે એક કડીમાથી બીજી ને બીજીમાથી ત્રીજી, એમ ચાલ્યુ જાય છે હુ ઘણા કવિઓની કવિતા વાચુ છુ તેમા શરુમા પ્રતિભા ને રચના ઠીક હોય છે, પણ કવિતા પૂરી થતા સઘળુ વિખરાઈ જતુ લાગે છે કે ઘણી વેળા કવિતા ક્યા પૂરી થઈ તે કવિ જાણતો નથી પ્રતિભા ઊડી ગયા પછી બુદ્ધિ જ તેનો દોરો આગળ ચલાવે છે. કવિતા અસ્વાભાવિક રીતે પૂરી થાય છે પાઘડીનો વળ છેડે આવે તેમ કવિતાની ખરી ચોટ કવિતા પૂરી થતી વેળા જ આવવી જોઈએ, તો જ તે કવિતા શ્રોતા પર છેવટની છાપ મારીને જાય છે

આ વાત નાની કવિતાઓ માટેની થઈ હવે લાબા કાવ્યો કેમ લખાય છે તે કહુ મારા લાબા કાવ્યો જે પ્રગટ થયા છે તે "કુનિકા" અને "દર્શનિકા' છે એ કાવ્યો એટલા લાબા થશે એમ તો મે જાણેલુ જ નહીં મે એક અગ્રેજી કવિતા વાચી તેની પદ્યરચનાએ તેમજ સુદર કલ્પનાએ મને મુગ્ધ કીધો દિવસો સુધી એની કડીઓ મને મોઢે થઇ ગયેલી હુ ગુજ્યા કરતો આવુ કોઈક કાવ્ય આપણી ભાષામા હોય તો સારુ એમ મનમા થયા કીધુ મહીનાઓ પછી હુ સને ૧૯૨૨ના આગષ્ટ–સપ્ટેમ્બરમા ઘણો માંદો પડ્યો ત્યારે પથારીમા એક દિન મને સૂઝી આવ્યુ કે એ અગ્રેજી કવિતાની પદ્યરચના આપણા 'મનહર છદ'ના ઢાળ જેવી હતી, પણ તેની બીજી લીટીમાથી છેલ્લી શ્રુતિ કાઢી નાખીએ તો જ તે એ ઢાળ જેવી થાય એટલે પછી તે વેળાએ પ્રયત્નબંધ છદ કરવાની ચર્ચા તો હુ 'સાહિત્ય' માસિકમા કરી ગયેલો એટલે એની રચનાનો પાયો મને મળ્યો અને તે પછી મે તે અગ્રેજી કવિતાની પ્રથમ કડી પરથી જ 'મુક્તધારા' માં

એક કડી લખી, ને તે મને ઘણી સારી લાગી. એટલે પછી એ કડી લખાયા બાદ "કલિકા"નું બીજ હૃદયમાં પડ્યું ને થોડીક કડીઓ તેમાંથી ઊગી નીકળી. "મુક્તધારા" જો એવી ઢબે પાઠ્ય કરાય યા લયમાં ગુંજાય તો હૃદયને એક જાતની ચોટ લગાડે છે. એમ કડી પછી કડી હું તો લખતો જ ગયો. થોડા દિવસમાં ત્રીસેક કડી લખી. હું જાણું કે હવે લખવાનું પૂરું થઈ જશે, પણ ત્યાં તો મારી ચેતના કોઈ અજબ રીતે જાગી ને "કવિતા"ની "સાત પાંદડી"નું ઝાંખું સ્વરૂપ મારી દૃષ્ટિમાં તરતું થયું. એમ કરતાં સવાસો કડી લખાઈ, તે પછી મારું મદ્રાસથી મુંબઈ જવાનું થયું ને બીજી ધંધાની ઉપાધિ વગેરેમાં "કલિકા"નો દોરો છૂટી ગયો, પ્રતિભાનું "વાદળું" વિખેરાઈ ગયું અને વધારે લખવાનું બંધ પડ્યું. તે પછી બીજી છૂટક કવિતાઓ તો હું અવારનવાર લખતો જ રહ્યો. દોઢેક વર્ષ પછી ભાવનગર સાહિત્ય પરિષદની બેઠકમાં હું ગયો ત્યાંથી માંદો પડી મદ્રાસ જઈને તુરત ત્યાં ઇસ્પીતાલમાં દાખલ થયો. કોઇક રીતે હું જ્યારે વધારે માંદો રહું છું ત્યારે પ્રતિભાનું "વાદળું" ઘેરાઈ આવે છે, તેમ ઇસ્પીતાલમાં થયું ને "કલિકા"નો દોરો પાછો ત્યાં હાથમાં આવ્યો. વેદના તેનું કામ કરે ને હું મારું કરું: <u>વેદના હારી ને પ્રતિભા જીતી ગઈ.</u> ઇસ્પીતાલમાં હું ચાર માસ રહ્યો ત્યાં ઘણી જ વેદના થઈ, પણ એ મહાવેદનામાંથી "કલિકા" મળી. "કલિકા"ની બીજી અઢીસો કડી મેં ત્યાં લખી અને ૩૬૫ કડીનું એ કાવ્ય પૂરું થયું. મારી પાસે કોઇ પુસ્તકો ત્યાં હતાં નહીં, પણ અનેક સુંદર કવિતાઓના સંસ્કાર મારા હૃદયમાં પડેલા હતા તે સમૃદ્ધિમાંથી મેં બહોળે હાથે "કલિકા"માં લખેલું છે, તે તેમાં સ્વીકારેલું પણ છે.

"દર્શનિકા"નું લેખન પણ એમજ થયું. એક વેળા મેં મારી દુકાનમાં સ્ફુરણા થતાં ઝૂલણામાં દુઃખ ઉપર એક આઠ લીટીની કડી લખી. એ મારી નોંધપોથીમાં લખાયેલી બહુ માસ પડી રહી. ત્યાર પછી મારી પુત્રી તેમીના સ્વર્ગવાસ પામીને હૃદયમાં અનેક વિચારો ને કલ્પના ઘોળાયા કરતી પણ કોઇ "વાદળું" જામતું નહીં. એક દહાડો એ કડી ("દર્શનિકા"માંથી ૧૧૧મી) પાછી મારા વાંચવામાં આવી ને હૃદય ઘોળાવા લાગ્યું. જરાવારમાં પેલું "વાદળું" ચઢી આવ્યું ને મને ચેતના થઈ ને બીજી પાંચ છ કડીઓ એ જ રીતની જીવન ચિંતન કરતી લખાઇ. પ્રથમ તો હું તો ધારતો હતો કે પચાસ કે સો કડી લખાશે, પણ પછી તો વાદળું ઘણું જ ઘેરાયું. જીવનભરનું ચિંતન ઊભરી નીકળ્યું ને રોજ રાતે ને સવારે એ વાદળમાંથી ધોધમાર વરસાદ પડવા લાગ્યો. સાડાત્રણ માસમાં "દર્શનિકા"ની સાડી સાતસો કડી લખાઈ. હું પોતે પણ અચંબો પામ્યો.

આવા લાંબાં કાવ્યો ભર કામની વચ્ચે અને મારી ચાલુ વેદના વચ્ચે જ લખાયેલાં છે. કવિતા લખતી વખતે મને આજુબાજુની શાંતિની કશી જરૂ:

લીટીઓમાં હું લખતો જ ગયો. મારો અભ્યાસ પણ વધતો ગયો, સાથે અંગ્રેજી ભાષાનું શિક્ષણ પણ ઉમેરાયું. મારી દસ વર્ષની ઉંમર પૂરી થતાં તો મુંબઈની ભરડા ન્યુ હાઈસ્કૂલના થર્ડ સ્ટાંડર્ડમાં હું હતો ત્યારે ગુજરાતી સાથે અંગ્રેજીમાં પણ કવિતા હું લખતો ગયો. પહેલાં કોઇક અંગ્રેજી કવિતાના ગુજરાતી કવિતામાં અનુવાદ કરતો, તે પછી અંગ્રેજીમાં સ્વતંત્ર કૃતિ પણ કરતો. અંગ્રેજી પાંચમા ધોરણમાં હું હતો ત્યારે (ઈ. સ. ૧૯૦૫માં) મેં એક લાંબી અંગ્રેજી કવિતા અંગ્રેજી પદ્યના નિયમો પૂરી રીતે પાળીને લખી હતી. આ કવિતાઓ જોઈ જવા, તપાસવા, સુધારો કરવા, તેમાં કંઈ કંઈ સૂચવવા મારા મામા તેમજ મારા શિક્ષક મરહૂમ જાલભાઈ ભરડા હંમેશ બહુ આતુર રહેતા અને તેઓ મને અંગ્રેજીના તેમજ ગુજરાતીના ઉત્તમ કાવ્યગ્રંથો વાંચવાની સૂચના આપતા. વર્ડ્સ્વર્થ વગેરે અંગ્રેજી કવિઓનાં ઊંચાં કાવ્યો તો મિ. ભરડા મને બે કલાક પાસે બેસાડી વાંચી વંચાવીને સૂક્ષ્મ રીતે સમજાવતા. એ પછી તો મેં મારો અભ્યાસ સારી પેઠે વધાર્યો. મુંબઈના શરુના પ્લેગને લીધે મારો અભ્યાસ છૂટી ગયો ને મારે દમણ મારે ઘેર જવું પડયું, પણ પછી તો કવિતાના અભ્યાસ પાછળ હું ખૂબ મંડયો રહ્યો. સંસ્કૃતમાંના કાવ્યટીકાના ગ્રંથો પણ એક શાસ્ત્રી પાસે હું શીખ્યો. આપણા પ્રાચીન કવિઓને ખૂબ ખૂબ વાંચીને તેમનાં કાવ્યો ને તેમની કળા હું પચાવી ગયો. અંગ્રેજી ગ્રંથો પણ ખૂબ વાંચ્યા, અને કાવ્ય-કળાનું સાચું દર્શન તેમજ તેની રચનાવિધિ મેં સારી પેઠે જાણી લીધાં. હું ધારું છું કે કવિતાના કારખાનાનો મેનેજર થવાની યોગ્યતા મેં એ રીતે સારી પેઠે સંપાદન કરી લીધી. એ અભ્યાસ સાથે કવિતાલેખન તો ચાલુ જ હતું. પણ પ્રભુદત્ત શક્તિથી, કે સંસ્કારથી, કે તે પછીના અભ્યાસથી મારી કવિતામાં જે "પ્રસાદ" આવતો હતો, તે તો એવો હતો કે કવિતારચના કરતી વખતે મને લેખનમાં ઝાઝી છેકછાક કરવી જ પડતી નહોતી.

પ્રતિભાને પણ ખીલવી શકાય છે. મનુષ્ય એ સ્વાભાવિક રીતે અનુકરણશીલ પ્રાણી છે, એટલે આપણી આગળ થઈ ગયેલા કવિઓએ—અને ખાસ કરીને ઊંચી પંક્તિના લેખાયલા કવિઓએ—તેમની કવિતા કેમ ને કેવી રીતે લખી હતી, એ કવિતામાં એવું શું હતું કે જે તે કવિતાને 'ઊંચી પ્રતિની' પ્રાસાદિક, કે રસઝરતી કરી શકયા હતા, એ બધો મર્મ 'કવિ' બનનાર વ્યક્તિએ સૂક્ષ્મ બુદ્ધિથી ને સંશોધન વૃત્તિથી મેળવી લેવો જોઈએ. આ બધો મરીમસાલો તૈયાર થયા પછી તે કાંઈ અન્ન રાંધવાના મસાલાની માફક બે પાંચ વાર વાપર્યા પછી ખલાસ થઇ જતો નથી, પણ કવિને તેના જીવનપર્યંત કામ આપે છે, ને તેમાંથી વળી નવું નવું સૂઝે છે.

કવિતા લખવા માટેની યોગ્યતા પ્રાપ્ત કર્યાની વાત કર્યા પછી, હવે મારાથી

કવિતા કેમ લખાય છે તે કહું.

ઘણું કરીને કવિતાનો કોઈ ખાસ વિષય કે તેનું મથાળું હું પ્રથમથી નક્કી કરતો જ નથી. એ તો માનવબળશક્તિ, વરાળશક્તિ કે વીજળીશક્તિના ઉત્પાદન વગર કારખાનું ચલાવવા જેવું થાય! એટલે કવિતા કરવાની ચેતના (Urge) મને જ્યારે થાય છે ત્યારે જાણે આકાશમાં વાદળાં ઘેરાતાં હોય તેમ મારા હૃદય-મનની આસપાસ કાંઇ ઘેરાતું લાગે છે, અને મારી કલ્પનાની આંખો બધે ઘૂમવા માંડે છે, અને "અરેબિયન નાઇટ્સ"માં જણાવેલો "જીન" બાટલી ઉઘાડતાં પ્રથમ ધૂમાડા રૂપે બાટલીમાંથી ઉપર ચઢે છે ને પછી ધીમે તે આકાર પામતો જાય છે, તેમ "કવિતા" મારા હૃદયમાંથી ઉપર ચઢવા લાગે છે અને પછી તેની પ્રથમ લીટી અનાયાસે બહાર આવે છે. અલબત્ત, મનમાં જ એ લીટી મારા હૃદયમાં અભ્યાસથી જે જે છંદો, રાગો, રાહો છવાઈ રહેલા છે તેમાંથી એકાદ રાહમાં હોય છે અગર કોઈ નવો જ લય આવે છે, જે હું પકડી લઉં છું કે એકાદ બે પળ તેનું ગુંજન કરું છું, ને તેની સાથે મારી બુદ્ધિશક્તિના તંતુઓ ભેળાતાં તેમાંથી કોઇ એકાદ નવા જ છંદનું સ્વરૂપ નીકળી આવે છે. કોઈ પણ કવિતા માટે મેં છંદ કે રાહને આગળથી નિર્માણ કીધાં જ નથી. એમ થતું જ નથી. સાચું કવિહૃદય પોતાનો માર્ગ આપમેળે ખોળી લે છે. હું તો એટલું જાણુ છું કે અમુક કવિતાના પ્રાણને દેહમાં વ્યક્ત થતી વખતે છંદોરચનાની વિધિ બહુ ત્રાસ આપતી હોય અને કાવ્યવિચારને પદ્યમાં સરળ રીતે સમાવતાં તકલીફ પડતી હોય તો તે છંદ તે કવિતાને અનુકૂળ નથી. જેમ તરુના રોપા પર પાંદડાં ને ફૂલ અદૃશ્ય રીતે ફૂટીને નાનામાંથી મોટાં થાય તેમ કવિતા પણ સ્વાભાવિક રીતે લખાવી જોઇએ. સૂરજમુખીનું ફૂલ ચંબેલીના વેલા પર નહીં ઊગી શકે કે ઊગી શકે તો તે વેલાને જ ભાગી નાખે, કે મોટું તળાવ બાંધીને તેમાં પાંચ ઘડા પાણી નાખ્યાથી તે તળાવ ભરાતું નથી, તેમ જેવી પ્રતિભા હોય ને કાવ્યનો વિષય જેવી રીતે સ્ફુરી રહ્યો હોય તેવી રીતે તેને માટેની પદ્યરચના તેને અનુકૂળ હોવી જોઇએ, એટલે તે પ્રતિભા પોતાને યોગ્ય દેહમાં-પાત્રમાં સમાય ને વ્યક્ત થાય. એવી રીતે કવિતા લખાયેલી હોય તે જ સુંદર બની શકે, અને તે જ સામા હૃદયને રસ પણ આપી શકે. પ્રત્યેક કવિતા બસ પૃથ્વી છંદમાં જ કે તેવા બે ચાર છંદમાં જ લખાય તો જ તેમાં પેલો કહેવાતો "અર્થપ્રવાહ" કે "અર્થઘનત્વ" આવી શકે, એ તો અકવિઓ અને કવિતાવ્યાપાર નહીં સમજનાર 'વિવેચકો'જ લખે. કઈ કવિતા કેવા છંદમાં ઊતરશે એ તો ખરો કવિ પણ કદી કહી શકે નહીં. છંદોનો, રાહોનો, પદ્યરચના પ્રકારોનો અભ્યાસ કામનો છે, ને તે જેટલો વિશાળ હોય તેટલી વિશેષ અનુકૂળતા કવિપ્રતિભાને મળી શકે છે, અને કવિહૃદયમાં પડેલી સામગ્રીમાંથી એ પ્રતિભા અનુકૂળ સામગ્રીની ચૂંટણી કરી લે છે.

પડતી નથી. ઘરબહાર જનપદનો ભારે ઘોંઘાટ હોય, ઘરમાં છોકરાંઓની મસ્તી ને બૂમાબૂમ હોય, પણ મને તે મને કશું નડતું નથી. મને તો જાણે સમાધિ ચઢે છે ને હું જાણે શરીરની અંદર ભરાઈ જાઉં છું કે આત્મારૂપ રહીને કવિતાનું લેખન–કે અનુલેખન ?-કરું છું.

જો કે સામાન્ય રીતે હું વર્ષની બધી ઋતુઓમાં કવિતા લખું છું. પણ કવિતાનો મોટો ફાલ તો વર્ષાઋતુમાં જ આવે છે. કેટલીક વેળા સ્થૂળ કાર્યોમાં રોકાયેલો રહી કે ગદ્યલેખન કરતો હોઉં તે વેળા કવિતા આવતી નથી. પણ જ્યારે આવે છે ત્યારે બે ત્રણ માસનું "વાતાવરણ" ઊભું કરે છે. એમાં પેલું "વાદળું" કાયમ રહે છે. વ્યવહાર કાર્યો તપાસી લીધા પછી કવિતાનો દોરો પાછો પકડવા, લખાઈ ગયેલું હું પાછું વાંચી જાઉં છું એટલે "વાદળું" સતેજ થાય છે ને પછી પાછું વરસવા માંડે છે. એમાં કોઇ હરકત નહીં આવે તો ગ્રંથ પૂરો થઇ જાય છે, નહીં તો પછી સ્થૂળ કાર્યોની ધમાલમાં અવકાશ નહીં મળતાં "વાદળું" વિખરાઇ જાય છે, ને તે પાછું કયારે બંધાય તે હું જાણતો નથી. એવી રીતે મારૂં "મનુરાજ" નાટક ને બીજાં બે ત્રણ દીર્ઘકાવ્યો અધૂરાં પડેલાં હજી રહ્યાં છે. "વાદળાં"ની વાટ હું જોઈ રહું છું.

તાજેતરમાં ગયા માસમાં "લખેગીતા"નું "વાદળું" પાછું વીસેક દિન આવ્યું ને મેં એ વીસ દિનમાં સવાબસેં નવા છપ્પા (ત્રણ ત્રણ કડીના) લખ્યા. વચ્ચે બીજું કામ આવી જતાં તે "વાદળું" ચાલી ગયું છે. હમણાં સાત દિનથી સોનેટોનું "વાદળું" આવ્યું છે ને તેમાં ત્રીસ સોનેટ લખાયાં છે। અને એ સોનેટો "કવિતા" માસિકના તંત્રીઓ ગઈ કાલે વાંચી ગયા છે, અને મને "સોનેટો" લખતો અટકાવીને આ લેખ લખવાની સજા કરી ગયા છે ને લખું છું. મારું આવેલું "વાદળું" ચાલી જશે તો તેનો દોષ તેમને શિરે છે.

કવિતાને સર્વાંગ સુંદર કરવા માટે કળાને અંગે મુખ્ય તેમાં વિષયની એકતા (Unity of Subject) અને એકાકારતા (Uniformity) જોઇએ. પ્રતિભા અને વિષયને અનુકૂળ પદ્યરચના જોઈએ. અન્વય સીધો ને તરત સમજાય તેવો જોઈએ. ઉપમાઓ ને ઉત્પ્રેક્ષા મૂળ વસ્તુને પોષતી જોઈએ. રૂપોની ભેળંભેળ થવી નહીં જોઇએ. પ્રાસથી કર્ણપ્રિયતા વધે છે એટલું જ નહીં, પણ પ્રાસ ઘણી વેળા નવી ચેતના પણ આપે છે. દુનિયાની હાલની લગભગ બધી ભાષાની કવિતામાં અખંડ પદ્ય (Blank Verse) સિવાય બધી રચનામાં પૂર્ણ પ્રાસ રખાય છે. કવિતામાં ચિંતન, ફિલસૂફી, કલ્પના, ભાવ બધું હોય ને જે પ્રકારની કવિતા હોય તેને અનુરૂપ એમાંના એકાદનું પ્રાધાન્ય પણ હોય, પણ કવિતાને આનંદજનક તો કરવી જ પડે. માંથી .પ્રસાદ તો શ્રોતાને મળવો જ જોઈએ, અને તે વાંચ્યા

પછી તે હૃદયમાં ઠસી જઈને લોકની જીભે ચઢી જવી જોઈએ-આખી; નહીં તો તેના કેટલાક ભાગ પણ રસિક શ્રોતાની સ્મૃતિમાં ઠસી જવા જોઈએ. એવું થાય ત્યારે જ કવિતાનો આનંદ સૌને મળે, અને પ્રતિભાને ઝીલનાર કવિને પણ એક સર્વાંગ સુંદર કવિતાની કદર થતી જોઇને સંતોષ પ્રાપ્ત થાય છે. બાકી પ્રતિભાનું "વાદળું" પૂરું જામ્યા વગર માત્ર યંત્ર પેઠે રોજરોજ 'કવિતા' ઘણા જણ લખે છે. ઘણા યુવકોએ મને લખ્યું છે કે રોજ ત્રણ કે ચાર કવિતા તેઓ લખે છે! હશે. પણ જ્યારે એવાં પદ્યો મને તેઓ વાંચવા મોકલે છે ત્યારે તેમાં સાચી કવિતા હોતી જ નથી. કવિતા વાંચતાં વર્ડ્સ્વર્થે કહ્યું છે તેમ પેલી ઝળક The Gleam, the Light that never was on sea or land, the consecration and the Poet's dream-જોઈએ. તે વગર તો પ્રાણ વગરનું ખોખુંજ થાય.

---

# સ્વ. શ્રી મહાદેવભાઈ

> "એકલો જાને, એકલો જાને, એકલો જાને રે!
> તારી હાક સુણી કોઈ ના આવે તો,
> એકલો જાને રે!"

કવિવર ટાગોરની એ પરમ ધૈર્ય, અખૂટ આશા અને અતુલ શ્રદ્ધા પ્રેરતી કાવ્ય-પંક્તિઓને બંગાળીમાંથી ગુજરાતીમાં ઊતારી, માત્ર એ એક જ કાવ્યથી ગુજરાતના કવિતાસાહિત્યમાં જાણીતા થયેલા શ્રી મહાદેવભાઈના અવસાનની નોંધ લખવાનું કમભાગ્ય અમારે માથે આવી પડયું છે.

એ રાજકારણમાં પડયા ન હોત તો શું ન હોત, શું ન થાત એવી કલ્પના સરખી કરવી નિરર્થક છે. એ જગતના એક મહાનમાં મહાન વિભૂતિના સમર્થ રહસ્યમંત્રી વિશ્વાસુ સાથી અને સલાહકાર હતા. ભારતના એ મહાન પત્રકાર, સરસ ગદ્યલેખક, સજ્જન પુરુષ, ઉત્તમ અનુવાદક અને રસિક કવિતાભોગી હતા ગુજરાતી, બંગાળી, હિંદી સંસ્કૃત અને અંગ્રેજીના ઊંડા અભ્યાસી હતા. સાહિત્ય ને રાજકારણ, ઈતિહાસ અને તત્વજ્ઞાનના એ જાણકાર હતા.

હિંદના સ્વાતંત્ર્યની આખરી લડતને ટાણે જેલના સળિયા પાછળનું તેમનું અવસાન કરુણતાના વધુ ઘેરા રંગો મૂકી જાય છે.

ગાંધીજીને માટે તેમનું અકાળ અવસાન એ ભારે ફટકા સમાન નીવડશે.

અમે સદ્‌ગતના સ્નેહી અને સંબંધીઓ પ્રત્યે અમારી અંતરની દિલસોજી દર્શાવીએ છીએ; અને અમારી વ્યથા વ્યક્ત કરી મરનારને શાંતિ ઈચ્છીએ છીએ!

---

**સ્વ. શ્રી હરજીવન સોમૈયાના અકાળ મરણનું પણ અમને દુઃખ છે.**

# કેસૂડાં અને સોનેરુ તથા कोजाग्रि?*

ત્રિ.

શ્રી મુરલી ઠાકુરના સહકારમા 'સફર અને સખ્યના કાવ્યોથી જાણીતા થયેલા આપણા યુવાન કવિ શ્રી હરિશ્ચંદ્ર ભટ્ટનુ આ દ્વિતીય કાવ્યપ્રકાશન છે ખીસામા રહી શકે તથા બધી રીતે સગવડભર્યું થઈ રહે એવા કદ અને સાઈઝમા આ પુસ્તકને છપાવી પ્રસિદ્ધ કરવાની પહેલ કરવા બદલ અમે શ્રી ભટ્ટને અભિનંદન આપીએ છીએ આમ ધન્યવાદ આપવાનુ કારણ એક જ કે આજે જ્યારે દેખાદેખી એકમેકનુ જોઈ બધા જ કવિતાલેખકો પોતાના કાવ્યગ્રથો એક જ ઉંચી સાઈઝમા અને એક જ પ્રકારના કાગળ પૂઠુ, ચિત્ર, ટાઈપ, છપાઈની રચના વગેરે બાબતમા એક સરખા પ્રકાશિત કરે છે ને તેથી તેમા વિવિધતા કરકસર સૌંદર્ય કે બીજા કશા તત્ત્વો આવવાને બદલે તે ગ્રાહકો અને વાચકો માટે મોઘા અને અર્થની દ્રષ્ટિએ દુષ્પ્રાપ્ય બની જાય છે ત્યારે ચાલુ ચીલેથી આ બાબતમા બહાર આવવાના પ્રયાસ માટે અમે શ્રી ભટ્ટને ખાસ ધન્યવાદ આપીએ છીએ

બીજા વધુ ધન્યવાદ શ્રી ભટ્ટને એટલા માટે આપવા આવશ્યક બની રહે છે કે ચાલુ ચીલે કાવ્યસગ્રહોના બે કે ત્રણ અક્ષરોના નામાભિધાન રાખવાના પ્રલોભનને આઘે રાખી તેમણે તેથી કઈક લાંબુ છતા જુદી જ જાતનુ પુસ્તકનુ નામ રાખ્યુ છે

પુસ્તકની સાઇઝ, નામ અને ઇતર બાહ્યાગ જોયા પછી અમને એમ આશા બંધાઇ હતી કે ચાલુ ધરેડે ન જનાર આ કવિ અદરના પાનાઓમા વિષય અને વસ્તુમા કશીક નવીનતા રજૂ કરશે જ પણ અમને દીલગીરી છે કે એમણે નવીનતાના આંધળા અનુકરણમા પડી કાવ્યદેહને અડવો રાખી તેમાં રહેલ ભાવદર્શનને (Express on) ગુગળાવી માર્યું છે જ્યારે રચનાપ્રકાર (Execution)ને ઘણી જગાએ સાવ નબળો બનાવી મૂકેલ છે

જ્યારે પણ ટૂંકી વાર્તા કે કવિતાનુ કોઈ પુસ્તક પ્રસિદ્ધ થાય છે ત્યારે, અને જો તે પુસ્તકનુ નામ એ પુસ્તકમા રહેલ એકાદ કાવ્યની કે વાર્તાની કૃતિ પરથી પાડવામા આવ્યુ હોય છે તો સામાન્ય અપેક્ષા એવી રહે છે કે જે કૃતિનુ નામ આખા પુસ્તકને જોડી દેવામા આવ્યુ હોય છે તે કૃતિ ઉત્તમ હોવી જ જોઈએ એની શ્રેષ્ઠતા પુસ્તકમા આવતા લખાણની દિશા તથા શ્રેષ્ઠતાની પ્રતિનિ

---

* કેસૂડાં અને સોનેરુ તથા कोजाग्रि? લેખક : હરિશ્ચંદ્ર બ ભટ્ટ પ્રકાશક ધી આફ્રિકા પ્રેસ, કલ્યાણદાસ બિલ્ડિંગ, ગોવાલિયા ટેંક રોડ, મુબઈ પૃષ્ઠ આશરે ૧૩૦, મૂલ્ય એક રૂપિયો

ધિરૂપ હોય. આ કસોટીએ તપાસતાં શ્રી ભટ્ટનાં ત્રણ કાવ્યો :- (૧) કેસુડો (૨) સોનેરુ તથા (૩) **कोजाग्नि ?** જોઈએ. પુસ્તકના પ્રારંભમાં 'કેસુડો' અને 'સોનેરુ' નાનાં કાવ્યો છે. આ કાવ્યો વાંચીએ છીએ એટલે નથી એમાં કશી વિશેષતા, કવિત્વ કે ભાવદર્શન લાગતાં અને નથી તે બીજી કવિતાઓના પ્રતિનિધિ જેવાં લાગતાં. 'કેસુડો' અને 'સોનેરુ' એ રોજ રોજ અઠવાડિક, માસિક કે દીવાળી અંકોમાં દેખા દેતી કૃતિઓ જેવી અત્યંત સામાન્ય કોટિની પદ્યકૃતિઓ છે.

આપણા કેટલાક કવિઓને કેટલાક શબ્દ, શબ્દચોસલાં કે ભાવ માટે એક પ્રકારનો આપણને ન સમજાય એવો મોહગ્રહ બંધાઈ ગયો હોય છે. દાખલા તરીકે કવિ નાનાલાલના કાવ્યોમાં બ્રહ્મ કે બ્રહ્માંડ નિષ્કારણ પણ આવ્યા જ કરવાનાં, લલિતમાં 'લગીર' શબ્દ આવ્યા જ કરવાનો, 'કોલક'માં સંધ્યા આવ્યા જ કરવાની. આ લક્ષણ શ્રી ભટ્ટની કવિતામાં પણ દેખાય છે. શરૂઆતનું કાવ્ય 'કેસૂડા'નું છે ને એ જ 'કેસૂડા'નો ઉલ્લેખ પાન ૫-૧૦ પર પણ આવે છે. એવો જ બીજો શબ્દ 'અલકલટ' છે. પાન-૧૯ પાન-૨૦ પાન-૨૧ પાન-૨૩ એમ જૂદે જૂદે પાને જૂદાં જૂદા કાવ્યો પર કેશલટનાં વર્ણન અને ઉલ્લેખ આવ્યા કરે છે.

આ પ્રકારની શબ્દની કે ભાવની પુનરુક્તિ કોઈપણ પ્રકારે વાચકને આનંદ નથી આપતી કે નથી કવિની કવિતાવિશેષતામાં ઉમેરો કરતી.

નવા કવિઓમાં ભારે પ્રમાણમાં દેખા દેતો બીજો દોષ-ભાવ કે વિચારનું અસ્પષ્ટ દર્શન અને ઉપમા ઉત્પ્રેક્ષા કે અલંકારનું અનૌચિત્ય શ્રી હરિશ્ચંદ્રના કાવ્યમાં પણ દેખાય છે, તેમ જ કવિતારચનાની સદીઓથી ચાલી આવેલ પ્રણાલિ અને નિયમોની ભાંગતોડની વૃત્તિ પણ શ્રી ભટ્ટમાં સારા પ્રમાણમાં જણાય છે. અલબત્ત એ વાત સાચી છે કે યુગે યુગે કે જમાને જમાને કવિતાના જૂના પ્રવાહોમાં નવા પ્રવાહો મળવા જ જોઈએ. એ ન મળે તો કવિતાનું સરોવર બંધિયાર પાણીનું ટાંકુ બની જાય. પરંતુ કવિતાનો નવીન પ્રવાહ એટલે શું એ બધું સારી પેઠે સ્પષ્ટ અને ઉદ્‌ઘોષિત થવાની આવશ્યક્તા છે. કવિતાની કલાના રચનાપ્રકારની ભાંગતોડ કે અવગણના એ કાંઇ નવીનતા નથી. નવીનતા તો છે નવીન ભાવ-દર્શનમાં, ભાવદર્શનની અનોખી શૈલીમાં કે નવીન વિચાર કે તત્વજ્ઞાનની હિમાયતમાં. નવીને નવીન તરીકે ખપવા માટે વિશિષ્ટતા અને અસરકારતા સાધ્ય કરવાં જોઇએ.

પણ ભાઈ ભટ્ટની કેટલીક મૌલિક રચનામાં નથી એવી વિશિષ્ટતા કે નથી કશી અસરકારતા. શ્રી ભટ્ટે એવી વિશિષ્ટતા સાધવાનો પ્રયાસ કરવાને બદલે વિજાતીય છંદોનું અનુચિત મિશ્રણ અને લાંબી ટૂંકી પંક્તિઓનાં અનિયમિત શ્લોકો અને આવર્તનો મૂકેલાં છે.

સજાતીય છંદનું યોગ્ય અને ઊચિત તથા ભાવદર્શનને અનુકૂળ

નીવડનારું સંમિશ્રણ તથા નિયમબદ્ધ મિશ્રતાભરી રચનાઓ કવિતાના ક્ષેત્રને વધુ વિકસિત કરી પ્રગતિ માર્ગ પર મૂકે છે.

શ્રી ભટ્ટની મૌલિક રચનાઓ પૈકીની અન્તગુપ્તા સરસ્વતી ? જ લ્યો. માત્ર ૭૨ જેટલી પંક્તિના આટલા ટૂંકા શા કાવ્યમાં પાંચ વિભાગ યોજવામાં આવ્યા છે અને એમ છતાં ભાવની સળંગતા કે વિચારનો દોરો એકવાક્ય રહી શક્યો નથી. એ કાવ્યની પ્રારંભની પંક્તિઓ વંશસ્થથી શરૂ થાય છે અને શ્લોકને અંતે અનુષ્ટુપ આવીને ઊભો રહે છે. આગળ ચાલતાં ઉપજાતિની અને દ્રુતવિલંબિતની પંક્તિઓમાં વચ્ચે વચ્ચે અનુષ્ટુપ આવે છે ને તેથી પદ્યરચના કેવળ કર્ણકટુ જ બનતી નથી પણ એ પદ્યરચના જ મટી જતી લાગે છે.

આ અક્ષરમેળ પદ્યરચના અંગે. માત્રામેળ પદ્યરચનાનો એક નમૂનો પણ જોઈએ. "સિંદુર સેંથે"નું એક નાનકડું ગીત સુદ્ધાં સંપૂર્ણ શુદ્ધ નથી. એમાં નથી માત્રા એકસરખી મળતી કે નથી જળવાતા પ્રાસ. ગેયગીતો કે સંગીત કાવ્યોમાં પ્રાસ જ માધુર્ય અને કર્ણરસાયણના સમર્થક હોય છે એ વાત ભાઈ ભટ્ટ ભૂલી ગયા લાગે છે.

પ્રારંભનો જ શ્લોક જોઈએ.

સિંદુર સેંથે
કાજળ આંખે
કંકણ હાથે
રાધા જાયે અભિસારે.

આ ચતુષ્પંક્તિની પ્રથમ ત્રણ પંક્તિની રચનાના સંધિ આમ પડે છે :–

| ૨ | ૧ | ૧ | ૨ | ૨ |
|---|---|---|---|---|
| — | ˘ | ˘ | — | — |
| સિં | દુ | ર | સેં | થે |
| ૨ | ૧ | ૧ | ૨ | ૨ |
| — | ˘ | ˘ | — | — |
| કા | જ | ળ | આં | ખે |
| ૨ | ૧ | ૧ | ૨ | ૨ |
| — | ˘ | ˘ | — | — |
| કં | ક | ણ | હા | થે |

ને પ્રથમ શ્લોકની છેલ્લી અને ચોથી પંક્તિનો સંધિ નીચે મુજબ છે :–

| ૨ | ૨ | ૨ | ૨ | ૧ | ૧ | ૨ | ૨ |
|---|---|---|---|---|---|---|---|
| — | — | — | — | ˘ | ˘ | — | — |
| રા | ધા | જા | યે | અ | ભિ | સા | રે |

—એટલે કે પ્રથમની ત્રણ પંક્તિઓમાં ચાર ચાર માત્રાના બે સંધિ અને છેલ્લી પંક્તિના બબ્બે માત્રાના બે અને છ માત્રાનો છેલ્લો સંધિ એમ કુલ ૮ માત્રા અને ૧૪ માત્રાની અનુક્રમે પંક્તિઓ છે. હવે આ માપ અનુસાર એ જ

ગીતની બીજી કડી તપાસી જોઇએ:

> જુગજૂનો
> કોલ એને
> આત્માર્પણનો
> કૃષ્ણને આપેલો તેની યાદે.

—એમાં 'જુગ'નો 'જુ' દીર્ઘ વાંચીએ તો યે સાત માત્રા જ થાય છે. એક માત્રા ખૂટે છે. બીજી પંક્તિમાં પણ એક માત્રા ખૂટે છે. ને ચોથી પંક્તિમાં ઓગણીસ માત્રા થઇ જાય છે. આમ આમાં નથી માત્રાની રચનાનાં કે પ્રાસનાં ઠેકાણાં. એટલું જ નહીં, બલકે આ પદ્ય લાગતું નથી. ગદ્યનો ટૂકડો જણાય છે.

"વીજ ચમકે ને મેહુલો વરસે" એ શીર્ષકનું એક બીજું ગીત જોઇએ. ગીત કે કાવ્યો પર ભાઈ ભટ્ટે છંદ કે ઢાળનાં નામ મૂક્યાં નથી. તે શોધી કાઢવાં કે જાણવાં કવિતાલેખકો માટે ભલે શક્ય કે સુગમ હોય પણ કવિતારસજ્ઞ ઉપરાંત ઇતર શિક્ષિતસમુદાયમાં કવિ પોતાનાં કાવ્યો વંચાય એમ સાહજિક અપેક્ષા રાખતા હોય તો, તેમને માટે વાચન અને સમજણની સુગમતા ખાતર છંદ કે ઢાળ લખવો આવશ્યક બની રહે છે.

એ આખું ગીત અત્રે ઉતારીએ—

> "વીજ ચમકે ને મેહુલો વરસે, રયણી થતી રઢિયાળી
> માઝમ રાતે આંબલાડાળે, ટૌકે કોયલ કાળી.
> સાગરઉરની ઊર્મિ ઉછળી, ક્ષિતિજ મહીં સમાતી
> તેમ ચાંદરણી અંગે ઓઢી, રાધા સંગે ગિરધારી.
> કોણે કોને ભુરકી નાંખી, સખિ! હું નર ને તું નારી,
> અન્યોઅન્યને કામણ કીધાં, એક વિના બીજું ખાલી."

પ્રથમ અને દ્વિતીય પંક્તિનો પ્રાસ મળે છે પણ ત્રીજી પંક્તિનો પ્રાસ ચોથી સાથે મળતો નથી. ને પાંચમીનો પ્રાસ છઠ્ઠી પંક્તિ સાથે જણાતો નથી.

ઢાળ કે રાહ લખેલ નથી તેમ છતાં મીરાંનું પેલું પ્રસિદ્ધ ભજન "રાજા! તારા ડુંગરિયા પર બોલે ઝીણા મોર"નો રાહ જણાય છે પણ એ રાહમાં પણ પૂર્ણ લયમેળ કે સંવાદ સધાતો જણાતો નથી.

'ભુરકી' ને બદલે 'ભૂરકી' ને 'ઊર્મિ' ને બદલે 'ઉર્મિ' એ જોડણી અશુદ્ધ છે. 'અન્યોઅન્ય' શબ્દ ખોટો છે. સાચો અને શુદ્ધ 'અન્યોન્ય' છે. 'અન્યો-અન્ય' એ નથી રૂઢ કે અપભ્રંશ.

પ્રથમ પંક્તિથી જે વર્ણન શરૂ થાય છે તે બતાવે છે કે વીજ ચમકે છે, મેઘ વરસે છે. આમ વર્ષાની એક રાતનું વાતાવરણ ખડું કરી, કવિ બીજી લીટીમાં આંબાડાળે કોયલને હાજર કરી દે છે. વસંત કે ગ્રીષ્મમાં કોયલ

# ચર્ચાપત્રો

## સૂચિત લખવું ઉચિત નથી

**'કવિતા'ના તંત્રીજી,**

જત 'બે ઘડી મોજ'ના વિદ્વાન તંત્રી જનાબ 'શયદા'એ 'આસિમ' રાંદેરીના **'સૂચિત'** વિષે તા. ૨-૮-૪૨ના 'બે ઘડી મોજ'ના અંકમાં ખુલાસો કર્યો છે. પણ નર્યા હડહડતા **'અનુવાદ'** ઉપર 'સૂચિત'ની મહોર મારવાથી ચોરી ટળી શકતી નથી. મુંબઇથી લઇને દ્વારકા સુધી ગામેગામ **'આસીમે'** પોતાની 'આંધળી છોકરી'ને **મૌલિક** તરીકે રજુ કરી છે, અને **'વસંત'** તથા 'સાહિત્યપલ્લવ' ભા. ૩માં પણ **મૌલિક** તરીકે જ છપાવી છે. ત્યાં તો **'સૂચિત'** લખવાની ધૃષ્ટતા પણ કરી નથી જ ! **'ભારત માતાને પ્રણામ'** અને **'આંધળી છોકરી'** એ શબ્દે શબ્દ તરજુમો છે .'<u>સૂચિત</u>'માં તો ભાવનું અનુસરણ હોય, શબ્દોની તફડંચી નહિ ! **'સૂચિત'** અને **'અનુવાદ'**માં શો ફેર છે તે ભાઈ 'શયદા' સમજાવશે ? જો એ કાવ્યો પર 'આસિમે' અનુવાદક તરીકેની મહોરછાપ મારી હોત તો કશો ય વાંધો નહોતો ! 'આસિમ'ને ન્યાય આપવામાં 'શયદા' સાહબને કોઈ રોકતું નથી; પણ **'સૂચિત'** અને **'અનુવાદ'**ની વ્યાખ્યા આપી સાહિત્યને ન્યાય આપે એ નમ્રભાવે સૂચના છે.

અને ભાઈ 'આસિમે' પણ 'વસંત' અને 'સાહિત્ય પલ્લવ' ભા. ૩ પૃષ્ઠ ૧૨૮-૨૯માં 'આંધળી છોકરી'ને મૌલિક તરીકે છપાવી મારી છે એ બાબતનો પોતે ખુલાસો કરશે કે ?

લિ.

**"વહશી" રાંદેરી**

તંત્રીઃ **"ફારવાં"**

## યુગ કોનો ? કવિતાનો જ યુગ:

કવિતાના સંપાદકશ્રી,

સઘળી કવિતા એક યા બીજી તરેહનાં જોડકણાં જ છે. પ્રતિભાસંપન્ન કવિઓ તેમાં તરેહતરેહના ફેરફાર કરે છેઃ જોડકણાંઓને રસાત્મક બનાવવા પ્રયત્ન કરે છે. કવિતાને યોગ્ય એવું વાહન તેઓ શોધે છે; પુરાણા ખ્યાલો જેમ કેટલીક વેળા તોડવા પડે છે તેમ પુરાણા બંધન તોડી તેઓ સર્જન કરે છેઃ આમાં ખંડનાત્મક વલણ જેવું થાય છે એમ કહેવા કરતાં સર્જનાત્મક વલણ છે એમ કહેવું વધુ સાચું છે. ક્યાંક વાંચ્યું હતું કે નવી અને જૂની કવિતાઓ જેવું કશું નથી; પણ સારી નરસી કવિતા જેવું છે. તેમ કવિતા એ ગદ્યના ટૂકડા છે કે કાવ્યોની પંક્તિ કે શ્લોકને યમક લય ને તાલબદ્ધ રાખે છે તેની પરીક્ષા કરવા કરતાં કાવ્ય

અપૂર્વ વસંતના આગમનની ઇપ્સા પ્રગટ કરી કહે છે કે :–

"પ્રથમા નારી, આવ આજે નિમંત્રું,
સાથે બન્ને હાથમાં હાથ લેને,
તું હું બન્ને જિવીએ એક ગાથા.
થૈને મારી પ્રેયસી આવજે તું–
અગ્નિએ જે સર્જનોની જગાડી
ભૂખો, તેને સિદ્ધિવન્તી થવા દે."

'પરાજય'ની મધ્યયુગીન યુરોપની લોકકથાનું કાવ્ય પણ એમની સ્વતંત્ર રચનાશક્તિના સબળ પુરાવા રૂપ છે. હિમાલય જેવા ઉન્નત નહીં છતાં ઠીક ઠીક ઊંચા આલ્પ્સની હારમાળમાં વનના હરિણબાળ સાથે રમવાને જાણે સ્પર્ધા કરવા ઇચ્છતા નિર્ઝરોની કલ્પના અતીવ સુન્દર છે ને તેવું જ વર્ણન સવારની ખીલી નીકળેલી નયન અભિરામ વનશ્રીનું છે. તેમ જ ઉષાના ઉદ્‌ગમનું આ વર્ણન–

"જેવી કો મુગ્ધબાલા પ્રથમ મિલનની રાત્રિ વીત્યે, સવારે
હૈયાના મોદમીનું મરકલડું કરી જોઈ રહેતી પિયુને–
–પ્રાચી હજી નેન ઉઘાડતી હવે
હેમન્તનો સૂર્ય જગાડવાને.

પણ ભાઈ ભટ્ટની નિજની પ્રાસાદિક પ્રતિભાના નમૂના રૂપ છે.

ભાઈ ભટ્ટ પોતાની કૃતિઓમાં કાવ્યકલાની અને કવિતાના રચનાપ્રકારની ભાંગતોડ કરવાની વૃત્તિને જતી કરી સેવાની વૃત્તિ તરફ વળશે તો સમગ્ર રીતે તેઓ આથી વિશેષ સારા પ્રસાદપૂર્ણ અને સાચાં મોતી જેવાં સુંદર કાવ્યો આપવા સમર્થ થશે. અમને આશા છે કે બન્ધુભાવે અને અત્યંત પ્રામાણિકતાપૂર્વક આલેખેલ તેમના કવિતાપુસ્તકના આ અવલોકનની તેઓ પૂર્વગ્રહ મુક્ત રહી કદર કરશે.

અપૂર્વ વસંતના આગમનની ઇપ્સા પ્રગટ કરી કહે છે કે :–

"પ્રથમા નારી, આવ આજે નિમંત્રું,
સાથે બન્ને હાથમાં હાથ લેને.
તું હુ બન્ને જિવીએ એક ગાથા.
થૈને મારી પ્રેયસી આવજે તું—
અગ્નિએ જે સર્જનોની જગાડી
ભૂખો, તેને સિદ્ધિવન્તી થવા દે."

'પરાજય'ની મધ્યયુગીન યુરોપની લોકકથાનું કાવ્ય પણ એમની સ્વતંત્ર રચના શક્તિના સબળ પુરાવા રૂપ છે. હિમાલય જેવા ઉન્નત નહીં છતા ઠીક ઠીક ઊંચા આલ્પ્સની હારમાળમા વનના હરિણબાળ સાથે રમનાને જાણે સ્પર્ધા કરવા ઇચ્છતા નિર્ઝરોની કલ્પના અતીવ સુન્દર છે ને તેવુ જ વર્ણન સવારની ખીલી નીકળેલી નયન અભિરામ વનશ્રીનુ છે. તેમ જ ઉષાના ઉદ્‌ગમનું આ વર્ણન-

"જેવી કો મુગ્ધબાલા પ્રથમ મિલનની રાત્રિ વીત્યે, સવારે
હૈયાના મોદભીનુ મરકલડું કરી જોઈ રહેતી પિયુને–
–પ્રાચી હજી નેન ઉઘાડતી હવે
હેમન્તનો સૂર્ય જગાડવાને.

પણ ભાઈ ભટ્ટની નિજની પ્રાસાદિક પ્રતિભાના નમૂના રૂપ છે.

ભાઈ ભટ્ટ પોતાની કૃતિઓમાં કાવ્યકલાની અને કવિતાના રચનાપ્રકારની ભાંગતોડ કરવાની વૃત્તિને જતી કરી લેવાની વૃત્તિ તરફ વળશે તો સમગ્ર રીતે તેઓ આથી વિશેષ સારાં પ્રસાદપૂર્ણ અને સાચાં મોતી જેવાં સુંદર કાવ્યો આપવા સમર્થ થશે. અમને આશા છે કે બધુભાવે અને અત્યંત પ્રામાણિકતાપૂર્વક આલેખેલ તેમના કવિતાપુસ્તકના આ અવલોકનની તેઓ પૂર્વગ્રહ મુક્ત રહી કદર કરશે.

# ચર્ચાપત્રો

## સૂચિત લખવું ઉચિત નથી

**'કવિતા'ના તંત્રીજી,**

જત 'બે ઘડી મોજ'ના વિદ્વાન તંત્રી જનાબ 'શયદા'એ 'આસિમ' રાંદેરીના **'સૂચિત'** વિષે તા. ૨-૮-૪૨ના 'બે ઘડી મોજ'ના અંકમાં ખુલાસો કર્યો છે. પણ નર્યા હડહડતા **'અનુવાદ'** ઉપર 'સૂચિત'ની મહોર મારવાથી ચોરી ટળી શકતી નથી. મુંબઇથી લઈને દ્વારકા સુધી ગામેગામ **'આસીમે'** પોતાની 'આંધળી છોકરી'ને **મૌલિક** તરીકે રજુ કરી છે, અને **'વસંત'** તથા 'સાહિત્યપલ્લવ' ભા. ૩માં પણ **મૌલિક** તરીકે જ છપાવી છે. ત્યાં તો **'સૂચિત'** લખવાની ધૃષ્ટતા પણ કરી નથી જ! **'ભારત માતાને પ્રણામ'** અને **'આંધળી છોકરી'** એ શબ્દે શબ્દ તરજુમો છે. 'સૂચિત'માં તો ભાવનું અનુસરણ હોય, શબ્દોની તફડંચી નહિ! **'સૂચિત'** અને **'અનુવાદ'**માં શો ફેર છે તે ભાઈ 'શયદા' સમજાવશે? જો એ કાવ્યો પર 'આસિમે' અનુવાદક તરીકેની મહોરછાપ મારી હોત તો કશો ય વાંધો નહોતો! 'આસિમ'ને ન્યાય આપવામાં 'શયદા' સાહબને કોઈ રોકતું નથી; પણ **'સૂચિત'** અને **'અનુવાદ'**ની વ્યાખ્યા આપી સાહિત્યને ન્યાય આપે એ નમ્રભાવે સૂચના છે.

અને ભાઈ 'આસિમે' પણ 'વસંત' અને 'સાહિત્ય પલ્લવ' ભા. ૩ પૃષ્ઠ ૧૨૮-૨૯માં 'આંધળી છોકરી'ને મૌલિક તરીકે છપાવી મારી છે એ બાબતનો પોતે ખુલાસો કરશે કે?

લિ.

**"વહશી" રાંદેરી**

તંત્રીઃ **"કારવાં"**

## યુગ કોનો? કવિતાનો જ યુગ:

કવિતાના સંપાદકશ્રી,

સઘળી કવિતા એક યા બીજી તરેહનાં જોડકણાં જ છે. પ્રતિભાસંપન્ન કવિઓ તેમાં તરેહતરેહના ફેરફાર કરે છે: જોડકણાંઓને રસાત્મક બનાવવા પ્રયત્ન કરે છે. કવિતાને યોગ્ય એવું વાહન તેઓ શોધે છે; પુરાણા ખ્યાલો જેમ કેટલીક વેળા તોડવા પડે છે તેમ પુરાણા બંધન તોડી તેઓ સર્જન કરે છે: આમાં ખંડનાત્મક વલણ જેવું થાય છે એમ કહેવા કરતાં સર્જનાત્મક વલણ છે એમ કહેવું વધુ સાચું છે. ક્યાંક વાંચ્યું હતું કે નવી અને જૂની કવિતાઓ જેવું કશું નથી; પણ સારી નરસી કવિતા જેવું છે. તેમ કવિતા એ ગદ્યના ટૂકડા છે કે કાવ્યોની પંક્તિ કે શ્લોકને યમક લય ને તાલબદ્ધ રાખે છે તેની પરીક્ષા કરવા કરતાં કાવ્ય

એ રસાત્મક વાક્ય છે કે નહીં તે પરીક્ષવું કીમતી છેઃ આ પરીક્ષા કવિતાના ભાવ, તેને કહેવું શું છે, અને કહેવાયું કેમ છે તે જાણવાથી થાય. અને આવી જાતના રસાત્મક અને સુરીતે થયેલ જોડકણાને આપણે કાવ્ય કહીએ છીએ અને કહીશું. કવિતાના તત્વો, કહેવાતી કવિતા કરતાં ગદ્યમાં વિશેષ પ્રમાણમાં મળે છે તેથીજ કહેવાતી કવિતાને કવિતા કહેવા કરતાં જેમાં કવિતાનાં તત્વો સવિશેષ મળે તેને કવિતા કહીશું તો સારૂ થશે. પછી The best prose beats best poetry કહેવા કરતાં poetry can not be beaten અને poetry will live for ever એમ કહીશું.

તમારો

ભગીરથ મહેતા

# સ્વીકાર અને સમાલોચના

(૧) સિંગાપુર (૨) ડચ ટાપુઓ (૩) ઓસ્ટ્રેલિયા (૪) જોસેફ સ્ટેલિન (૫) માર્શલ ચાંગ કાઈ શેક: પહેલી ૩ પુસ્તિકાના લેખક: શ્રી ડુંગરશી ધરમશી સંપટ: કિંમત: દરેકના બે આના: ચોથી પુસ્તિકાના લેખક શ્રી 'સુદર્શન' અને પાંચમીના લેખક શ્રી 'શ્યામ': દરેકની કિંમત ચાર આના.

વિશ્વવ્યાપી યુદ્ધને કારણે અનેક દેશોનાં નામ લોકોને મોંએ ચડ્યાં છે અને તેવા દેશો વિષે કંઈક જાણવાની ઉત્સુકતા લોકોમાં થઈ છે.

મુંબઈની સ્વસ્તિક બુક ડેપો તરફથી આ હેતુને અનુલક્ષીને આ પુસ્તિકાઓ પ્રસિદ્ધ થઈ અને તે લોકોમાં સત્કાર મેળવે તેવી છે. પહેલી પુસ્તિકા સિંગાપુરની કુદરતી સંપત્તિનો અને તેની લડાયક શક્તિનો ખ્યાલ આપે છે. બીજી પુસ્તિકા એ જ રીતે જાવા સુમાત્રાદિ ટાપુઓનો પરિચય કરાવે છે. અને ત્રીજી પુસ્તિકા હિંદથી સવાયા મોટા ઓસ્ટ્રેલિયા ખંડની હકીકત રજૂ કરે છે.

ચોથી પુસ્તિકામાં જોસેફ સ્ટેલિનની અને પાંચમીમાં ચીનની પ્રજાના પ્રાણ માર્શલ ચાંગની જીવનરેખા દોરેલી છે.

**અમરવીર અરદેસર કોટવાળ બહાદુર**: લેખક અને પ્રકાશક: શ્રી રતન રુસ્તમજી માર્શલ: કેળાંની વખાર: કણપીઠ: સુરત:

ગઈ કાલના ગુજરાતના જવાંમર્દોમાં અરદેશર કોટવાળનું નામ ગૌરવભેર સ્થાન મેળવે તેવું છે. તેમના જીવનના કેટલાક પ્રસંગો અને આછી જીવનરેખા અત્રે રજૂ થઈ છે.

ભૂલાતા જતા આવા વીરનરોનાં જીવન ચરિત્ર માટે પ્રયત્નો થાય તો કેવું સારું!

**રાસકલિકા**: શ્રી 'કુસુમકાન્ત': પ્રકાશક: શ્રી નટવર જી. શાહ: કુસુમ ભવન: વેતાળ પેઠ: પૂના ૨. કિંમત એક આનો.

૨૦ રાસનો આ ગુચ્છ છે. તેમાંના કેટલાક મજાના છે.  મૂ.

## ગૂંથણી




**તંત્રીઓ : ઇન્દુલાલ ગાંધી,** સમરસેટ સ્ટ્રીટ, કેમ્પ, **કરાંચી.**

**મગનલાલ લાલભાઈ દેસાઈ,** રતન ટેરેસ, **માટુંગા** (બી. બી. રેલ્વે)

**રતુભાઈ દેસાઈ,** ઇરલા રોડ, **વિલેપારલે** (પશ્ચિમ)

# ક • વિ • તા

તંત્રીઓ :

ઇન્દુલાલ ગાંધી : મગનલાલ લાલભાઈ દેસાઈ : રતુભાઇ દેસાઇ

વર્ષ : ૨ : અંક : ૩-૪ ઓક્ટો-નવેમ્બર : ૧૯૪૨ અંક : ૧૫-૧૬


## નવચેતન

(ધ્વનિત)

મને મારગે ઘોર અંધાર શો ઘેરી વળ્યો
ધ્રુવ તારક કે પગદંડી કશું ન સૂઝેઃ
અવળા વિધિ સામે ય માનવી આશ ઝૂઝે
કરી છૂટયો હું યત્ન અનેક, ન એકે ફળ્યો.

નથી સાથ સંગાથ એકાકી હતો નીકળ્યો
ઝાડી ઝાંખરે આથડતાં વ્રણ કારી ફૂઝે;
હોય વેઠયું કદી તેજ મારી વ્યથા આ બૂઝે
થઇ લોહીલુહાણ, હતાશ હું ક્લાંત ઢળ્યો.

પણ જાગીને જોઉં તો પૂર્વે ઉષા મલકે
ગિરિશૃંગ પૂંઠેથી ઘડીકમાં સૂર્યે ઢૂંકયો,
અને સામે જ આ લસતું મુજ ધામ રૂડું!

અણુએ અણુમાં નવચેતન ત્યાં છલકે
કોણે આવી અદીઠ સંજીવની મંત્ર ફૂંકયો
કે આ હંસલો કયારનો થાય છે ઊડું ઊડું!

"નૈતમ"

---

કવિ શ્રી. ખબરદારના 'મહાછંદ'નો પ્રયોગ. છંદની વિસ્તૃત સમજ માટે જુવો એમનાં "ગુજરાતી કવિતાની રચનાકળા" પરનાં પાંચ વ્યાખ્યાનોમાંનું 'અખંડપદ્યની રચનાના પ્રયોગો અને તેનું સંશોધન' એ ચોથું વ્યાખ્યાન. 'ધ્વનિત' દ્વિ પુસ્તકની ત્રીજી રેખામાં 'સોનેટ' પરની એમની ચર્ચા જુવો.–નૈ.

## સખે !

( શિખરિણી )

અજાણ્યો હું આવ્યો
તમ મહીં તમારો બની રહ્યો,
તમારા આતિથ્યે નહિ ઉણપ કાંઈ પણ હતી.
તમારા સ્નેહે મેં સ્વજનસુહૃદો સર્વ નિરખ્યા !
તમારી માયામાં મુજ જીવનજંજાળ વિસર્યો !

હતા હૈયે મારે વ્રણ ઉઝરડા રક્ત ઝરતા,
તમે તે રૂઝાવ્યા પ્રિય સુહૃદ એ કેમ વિસરું ?
હતી કીસ્તી મારી સમદર તુફાને ડગમગી
તમારા બારામાં ચઢી તમ કૃપા લાગરી સખે !

कौलक

## પથ્થરમાંથી પરમેશ્વર

સદા સુભગ, શીત, શાંત, શુભ, શુભ્ર ગોદે વસે
હિમાલય મહીં ઘણા ખડક-શૈલ; એ ઊંઘતા
અખંડ જડતા મહીં; કદી ન ભંગ એ ઊંઘમાં,
પરંતુ દિન એક એ ખડગપે પડે વીજળી–
ન રે તડિત એ, કદાચ ખુદ કાલ-તલવાર એ;
અને ખડક સર્વ ખંડિત બને નવા ન્હાણુલા
ચહે નહિ છતાં પડે ઝરણના વહેણે, તહીં
તણાય, અફળાય ને સહુ ઘડાય ઘાટે નવે
સુડોલ, લઘુ, લંબગોળ, શિવલિંગની મૂર્તિ શા !
પછી જડ હતાં છતાં "જગતદેવતા" એ બને.
તદા અજડ માનવી સહુ સજીવ કેરો રવિ
રહીશ, કહુ કેમ તું જડસુ ઊંઘતો ? ઊઠ તું,
અતંદ્ર બન, મંત્ર લે સ્વપુરુષાર્થનો, શક્તિનો
અને કર સ્વજિંદગી સકલ સૃષ્ટિમાં સાર્થક

प्र.

* હમણાં જ બહાર પડેલ કાવ્યસંગ્રહ 'દીવડિયા'માંથી.

# પાનખરમાં

: પૃથ્વી :

હતી શિશિરશીત પાનખર પૂર્ણ ફેલાયલી,
દ્રુમેદ્રુમતળે બિછાત પથરાઈ પીળી પીળી,
લુખી, પરણહીન ડાળી સહુએ ઉઝરડાયલી
કતાર સહુ રૂક્ષ વૃક્ષતણી મૂક ઊભી રહી.

તહીં પૂનમચન્દ્ર ષોડશકલાથી ઉલ્લાસતો
ખિલ્યો, ક્ષિતિજ ધન્ય ધન્ય ઉરદ્રષ્ટ ઝૂલી રહી.
નિશૂન્યરજની ઉરે વિમલ તેજ શોભા લસી.
સમગ્ર ધરતીઃ રજેરજઃ પ્રફુલ્લ, જાગીઃ હસી.

હતું જીવન મારું પાનખર જેવું સૂકું સૂકુંઃ
અપર્ણ વિણઆશ મૂક બસ એક ઊભુ હતું,
ધરી જ નિજ નામશેષ, સ્મૃતિ કૈંક લીલી લીલી,
રહી તન ટકાવીઃ પાનખર મૂર્ત થાતી અહીં.

તહીં પૂનમચન્દ્રશી તુજ કલા અમૂલી ખિલી,
વસંત વિલસી અણુ અણુ, વિમુક્ત હૈયે છલી.

**ગોવિન્દ સ્વામી**

# તેની ધન્યકથા

સત્યાધીન રહ્યું તમામ જગનું કલ્યાણ સાચું સદા
ને કલ્યાણસ્વરૂપથી અધિકશું સૌંદર્ય આ વિશ્વમાં ?
સત્યે સત્વ શિવતણું શિવ મહીં સૌંદર્ય પામી શકયો
તેની ધન્યકથા, ખરું સુખજગે, તે એક સિદ્ધ વર્યો.

**'લ'**

# येथेंच

(शार्दूलविक्रीडित)

येथें मी तुझियावरूनि कवने सत्प्रीतिने लेखिलीं
घेवोनी करि कुंचला छवि तुझी सानंद आलेखिली
येथे बैसुनियां पुनः पुनरपी पत्रे तुझीं वाचिलीं
प्रीतीचें प्रतिदान मुग्ध गमतां मोहूनिय चुम्बिला

प्रीतीच्या मधु भावना फुलविल्या शब्दांतुनी ज्याजित्या
वाले येथच त्या अमोल तुझिया नेत्रांत मी पाहिल्या
त्यानों मोहुनियां तुझी प्रथमशी जेव्हां स्तुती गाइली
लज्जानिर्मित गोड लालि वदनीं येथेच मी पाहिली

येथे ऐकुनियां तुझीं स्मितमयी स्नेहाळ संभाषणे
आल्हादोनी फिरे तुझ्याच भवतीं हा जीव आकर्षणे
"होती गारच जाहली हिरकणी" आयुष्य हेंशोभने
येथें कीं तल मुग्ध नाजुक अशा प्रीतीचिया स्पर्शने?

* * * *

आतां ही उपचार मात्र म्हणुनी घेशी करी लेखनी
प्रीतीचें विरलेच तेज तुझिया निर्जीव नेत्रां तुझी
आतां कृत्रिमता कठोर दिसते या नित्य संभाषणीं
गेली प्रेमळ तीव्रता, विकलता भासे तुझ्या स्पर्शनी

* * * *

येथें मी नित झांकुनीच वसतों दुःखांतली तीव्रता
माझी लेखनि, कुंचलाहि दडवी ती आर्त व्याकूळता
येथें हा! जहरी फणीसम जिचा वेढी उदासीनता
येथे जाळुनि ध्येय खाक रचिली मी पौरुषाची चिता.

वसंत भवसरे

# આહીં જ

(શાર્દૂલ)

આંહીં મેં પ્રિય! આપણા પ્રણયનાં કાવ્યો અનેરાં રચ્યાં;
આનંદે લઈ પીંછી ચિત્ર તવ મેં આંહીં સખી! ચીતર્યાં;
આંહીં બેસી પઢયો પુનઃ પુનરપિ પત્રો હું તારા પ્રિયે!
ને એમાં નિરખી સુકોમળ તને પ્રેમે ચુમ્યા એ મને.

તારા શબ્દથકી પ્રફુલ્લ પ્રસરે જે પ્રેમની ભાવના,
બાલે! આંહીં જ જ્યોતિ તેની નિરખી તારાં સુનેત્રોમહીં;
ને તેથી બની મુગ્ધ મેં પ્રિય! યદા તારી પ્રશંસા કરી
લજ્જા નિર્મિત મુગ્ધ લાલી વદને આંહીં જ ત્યારે દીઠી.

આંહીં તે શ્રવણે પડયાં સ્મિતભર્યાં સ્નેહાળ સંભાષણો,
આહ્‌લાદોર્મિ વહી ઉરે તુજ પ્રતિ જે નિત્ય આકર્ષતાં.
હું તો લોહ હતો પરંતુ અડતાં તારો મણિ, શોભને,
શો એ નાજુક, મુગ્ધ સ્પર્શ! બનિયો હું હેમ આંહીં પ્રિયે!

× × ×

હાવાં તો ઉપચાર માત્ર સમજી તું હાથ લે લેખિની
પ્રીતિરશ્મિ સર્યાં હવે તુજ સખી! નિર્જીવ નેત્રોથકી
હાવાં કૃત્રિમતા કઠોર નિરખું તે નિત્ય સંભાષણો
ને કયાં પ્રેમળ તીવ્રતા? વિફલતા જોઉં હવે સ્પર્શને.

× × ×

આંહીં બેસું હું નિત્ય, ઢાંકી મુજ એ દુઃખોતણી તીવ્રતા,
મારી લેખિની પીંછી સર્વ છુપવે તે આર્ત વ્યાકુલતા;
આંહીં સર્પવિષેભર્યા સમ મને ડંખે ઉદાસીનતા;
ધ્યેયો ભસ્મ બન્યાં અહીં રચું હવે પૌરુષકેરી ચિતા!

ગુલાબદાસ બ્રોકર

# Wander Thirst

## By **Gerald Gould**

Beyond the East sun rise, beyond the West the sea,
And East and West the wander thirst that will not let me be;
It works in me like madness, dear, to bid me say goodbye;
For the seas call and the stars call, and oh! the call of the sky!

I know not where the white road runs, not what the blue hills are,
But a man can have the sun for a friend, and for his guide a star;
And there is no end of voyaging when once the voice is heard,
For the river calls and the road calls, and oh! the call of the bird!

Yonder the long horizon lies, and there by night and day
The old ships draw to home again, the young ships sail away!
And come I may, but go I must, and if men ask you why,
You may put the blame on the stars and the sun and the
white road and the sky!

(Gerald Gould (born 1885) is a journalist and a poet who has written chiefly lyrics. In his Wander Thirst the adventurous spirit that hears in all nature a call to go forth is described in a vivid dramatic manner.

# પ્રવાસઘેલો

(રેખતો)

૧

પૂર્વે પ્રકાશરંગો,
સિંધુ તણા તરંગો,
દિલ કલ્પનાનાભૃંગો
નાચે, મને નચાવે.

૨

ઉષા રમે, રમાડે,
સન્ધ્યા જમે, જમાડે
મારી પ્રવાસમંછા
સૃષ્ટિ લીલા જગાડે.

૩

સૌ આભલાં પુકારે,
કદી તારલા ઝૂલાવે,
રસભોમ વ્યોમગંગા
દિલ ઝંખના જગાવે.

૪

ક્યાં માર્ગ આમ જાયે,
નીલ શૃંગ ક્યાં છૂપાયે,
ના જાણું ક્યાં ભમાયે
કો બ્રહ્મગાન તાને ?

૫

મુજ પંથ સૂર્ય સાધે,
કદી ચંદ્ર સ્નેહ વાધે,
મધુરાં સરિત ગાને
તન્મય કદા થવાયે

૬

યૌવન ચગે વિહારે,
વૃદ્ધો વને પધારે,
નવરંગ સાંધ્યરેખા
સૌને સદા વધાવે

૭

હું ખેલું કે ન ખેલું,
છે ખેલવાનું છેલ્લું,
તો પ્રકૃતિ લીલામાં
હૈયું ન કાં હું રેલું

૮

દોષિત હોઉં હું તો,
ઇંદુકલાને પૂછો,
તારાગણોને પૂછો,
—કે દોષ માનવીને

રમણીકલાલ દલાલ

# તાપી

(વસંતતિલકા)

તાપી ! સૂના હૃદયની રટણા બની તું
આરાધ્ય આ જીવનની, પથ કંટકોના
દેશે પળેપળ લહું ઉર મૃત્યુમૂર્છા
સંજીવની તું સહુ ઝેર શમાવનારી.

હું પર્વતોની વચમાં વસનાર બાળે,
જોયાં શિશુનયનથી ઝરણાં અનેક
ઝૂકી તટે, સરિત અંક ઝૂલી નિષેવ્યાં
સ્વપ્નો અનેક મુજ મુગ્ધ મનોદશાનાં

તારુણ્યના જીવનને અડતાં તરંગ
ખૂલ્યાં દિશાપડ, સીમા ક્ષિતિજોની વાધી
ને હું મૂકી ઘરની નાનકડી દિવાલો
આશ્ચર્ય, આવી તટ તારી ક્યહીંથી પુગ્યો!

આશ્ચર્ય એથી અદકું વળી કે ક્યહીંથી
તારાં હિલ્લોલ વીચિની મૃદુ મર્મરાએ
મારે ઉરે જગવ્યું ગાન અનન્યભાવે
તારી જ રૂપછબીને વશ જીવવાનું!

તારી અહો નયનમોહન મૂર્તિ મીઠી;
કોણે નિહાળી હૃદયે નહીં હોય એવી ?
તારા થવાની મજનુ શી પમત્ત ઝંખા,
તું તો અનેક ઉરની લયલા, લલિતે.

તારો હું યે છું મજનું, દિનરાત ન્યારી
જોતો વિલાસ રમણીય-છટા અનેરી,
માનીશ તું ઘણી ય વાર તવાંક સૂવા
આસક્ત મેં જીવનને દીધું મુઠ્ઠીમાંહી !

કો પૂર્ણિમાની ભરતી મહીં મેં દીઠેલી
ઉન્નિદ્રનેત્ર, ચૂમતી નભચાંદનીને
ન્યાળી અમાસ તમચાદરને લપેટી,
પોઢેલ સાગર તણા દઢ બાહુબંધે

વર્ષાની તારી મદમસ્ત શી સ્વૈરચાલ!
ઉન્મત્ત કો પ્રણયિની સમ કામઘેલી
વેગે ધસન્ત, જયમ સૂરતકન્યકાઓ
મન્દિરમાર્ગ જતી કો શુભ ધર્મદિને.

તારાં સુકંકણતણા રણકાર તાલે
નાચી રહે કરી કલા ઉરના મયૂરો;
સન્ધ્યાની બિન્દી થકી કંકુ ખરંત જોતાં
કૈં વાર મેં અધર લાલ ચૂમેલ તારા.

આવેશી ને રસિક નર્મદની પ્રિયા તું,
છાતી પરે ઉછળતી તવ ઝૂલતાં એ
નિર્ગંધ યૌવનરતિગીત શાં શીખેલો
તાપી, ચિરપ્રણયિની, નિતયૌવના તું!

વેરેલ તેં અખૂટ તવ રૂપબાગમાંથી
થોડાં ગુલાબ પુરસુન્દરીના કપોલે;
ને તેં જ છાતી મહીં એની અનેક છન્દે
ગાતી કરી પ્રણય ભાવ તણી કવિતા.

અર્પી દીધું જીવન સર્વ તને પ્રિયે મેં,
તુંથી કશું ય લભવાની નથી જ ઇચ્છા;
સાન્નિધ્ય તું પછી મને કશી હોય ખોટ?
ન્હાવા મળી તું ન શું એ બડભાગ્ય મારું?

उत्पलम्

# કવિતા કેમ લખાય છે?

[કવિઓ કેમ લખે છે એ અમારા પ્રશ્નના જવાબમાં અમારા નિમંત્રણને માન આપીને કવિ ખબરદારે ગયા અંકમાં છપાયેલ એમનો લેખ આપ્યો, તે પહેલાં તેમણે એ પ્રશ્નનો ઉત્તર આ નીચેના સોનેટથી આપ્યો હતો. કવિતાના સ્વયંભૂ સર્જનના ગૂઢ પ્રશ્નનો ઉત્તર કાવ્યમાં જ શોભે.

અલબત્ત, એક વાતની સ્પષ્ટતા આવશ્યક છે કે તાજેતરમાં એમણે લખેલ સેંકડો ધ્વનિતો (સોનેટો) પૈકીનું આ એક તૈયાર હતું તે તેમણે આપ્યું હતું. આ કાંઈ પ્રશ્નના ઉત્તરમાં ખાસ લખવામાં આવેલ નથી. અમે કવિઓને પૂછેલ પ્રશ્નનો ઉત્તર આ સોનેટ કેટલે અંશે આપે છે તે રસજ્ઞોએ વિચારી લેવું.

તંત્રી]

(૧)

## સર્જન

(ધ્વનિત)

તારા નિસ્સીમ પ્રેમતણી કવિતા કવવા
દિન એક હું બેઠો જઇ શાંત સિંધુતટે,
તહીં સિંધુની મોતીગૂંથી છૂટી ઊર્મિલટે
તારી આંગુલિ મેં ફરતી દીઠી ઝૂલવવા;

નવમોતીઓ વેરતી ઊર્મિને ઝૂલવવા
તારો આનંદ બિંદુએ બિંદુએ ત્યાં પ્રગટે,
અને સિંધુ જ આખો બધે ઊંચકાઈ રટે
તારા મૌનતણા પડઘા અહીં ઘુમવવા!

કવિતા કવવાતણી વાત ભૂલાઈ ગઈ:
અણુએ અણુએ હું તને જ ત્યાં જોઈ રહ્યો!
મારી આંખથી જોતો તું તારા જ સર્જનને,
સુણતો તારું મૌન તું મારા જ કર્ણ લઈ;

અને આનંદ આનંદ અંદરબ્હાર વહ્યો
તારું કાવ્ય ને સર્જન જ્યાં ભરતું મનને!

અરદેશર ફ. ખબરદાર

(૨)

"હું કવિતા કેમ અને ક્યારે લખું છું ?" એ પ્રશ્નનો ઉત્તર તો જરૂર આપી શકું ને તે પણ એક જ વાક્યમાંસ્તો. મ્હારા રસાત્માનો આનંદ, જીવનનાં સ્મરણો તથા સૌંદર્યનાં સુદર્શને, જાગતાં સ્વપ્ન સમાન, આંસુની પેઠે, અચાનક ઊછળી પડે છે; ત્યારે વર્ષાની જળધારની રસાક્ષરીએ, ગુંજતાં ગુંજતાં, મધુરે મધુરે, પ્રથમ તો ઝીલી લઉં છું. **મહુલી** મેં એમ જ કાંઈ રચેલ. લગભગ **પચ્ચાસ વર્ષોથી** એમ ગીતકાવ્ય રચું છું. પરંતુ એ સર્વ સ્વાનુભવરસિક જ હોય છે. તેમાં લાઘવનું લાલિત્ય વિશેષ હોય છે. તેમાં સંગીતરસાયન છલકે છે ત્યારે રોમો ટકે હું તેમાં રસછોળે તરું છું. એમ સાહિત્યમાં કવિતા તો મ્હારી સંજીવની છે. તમે માટુંગામાં મને મળતા ત્યારે તો તમને એ બધું મ્હારું કવિત્વ પ્રત્યક્ષ જ થતું. સંગીત કવિતાએ તો મ્હારાં જીવનને ઊછળતું છેક આજસુધી પણ રાખ્યું છે. ગુર્જરી, હિંદી તેમ જગતભરના સાહિત્યે મને પોષ્યો છે; છતાં ગુર્જર ગીતસંગીતે તો મને આજ છકવી દીધો છે. કાવ્યે મ્હારા જીવનને અપૂર્વ સમર્થન આપ્યું છે. એ શું ઓછું છે કે તેની મીમાંસામાં વ્યર્થ ઉતરું ? હું તો સંગીત કવિતા મ્હાણું છું તો શું વિશેષ ? **કેમ**નો ઉત્તર: અકારણ અને **ક્યારે**નો ઉત્તર અચાનક સ્તો !

**કવિતા** માસિકમાંનાં ગીતકાવ્યો ને તેમના કવિવરોની અપૂર્વતા જોઈ છક થાઉં છું ને તેથી ગુર્જરીના એવા નિત્યનવીન ગૌરવને વધાવું છું.

**લલિત**

(૩)

કવિતા હું કેમ અને ક્યારે લખું છું તે વાત પર આવું. અત્યાર સુધીમાં મારા સિક્કાનું જે કાંઈ કવિતાદ્રવ્ય નીપજ્યું છે તે બેચાર ટકા જેટલું પણ શુદ્ધ હોય તો કોઈના હક્ક ઉપર જરા પણ આક્રમણ કરવાનો દોષ વહોર્યા વિના કવિતા નામધારી નરેશોની પંક્તિમાં બેસવાનો મને હક્ક છે. પણ મૂઠીભર પણ સાથે લાવ્યા વિના બાદશાહી ભોગવી રહેલા આ રાંક સુંવાળા મનુષ્યને શું શું ન જોઈએ ? નિવાસ, પોશાક, નિર્વાહ, સૈન્યસરંજામ બધું યે મારે માત્ર કવિતાવ્યાપારમાંથી સર્જવું રહ્યું. પણ મારા એકલાનું પરિમલ તેમાં કામ આવતું નથી, એટલું મારે પ્રથમથી કબૂલ કરી લેવું જોઈએ. વળી આ વાત જેટલી મારે માટે સાચી છે, તેટલી મારી અદના લગભગ બધાને માટે સાચી છે 'તું કવિતા કેમ લખે છે ?' એવું પૂછવાને બદલે તું કવિતા કેમ રચે છે એવું કોઈ મને પૂછે તો તે પ્રશ્નનો જવાબ આપવાનું મને વધારે ગમે. ત્યાં તેનું વ્યક્તિત્વ માત્ર કાગળ ઉપર પડેલા હસ્તાક્ષરો પૂરતું છે, અહીં તેનું વ્યક્તિત્વ

સચેતન મનુષ્ય જેવું છે. એટલે હું કવિતા કેમ રચું છું અને ક્યારે રચું છું. એ પૂછાતો જવાબ આપતો હોઉં એ રીતે આગળ ચાલું.

પૂર્વે થઈ ગયેલા તેમજ વર્તમાન કવીતર લેખકોમાંથી કેટલાંકે સરલ ગદ્યમાં એ વાતનો સ્વીકાર કર્યો છે કે કવિતાની એક રજકણ આગળ વાચનના ડુંગરો પણ કઈક વખત 'બે-જા' છે. કવિતા અને ગદ્ય બન્નેમાં સરખી પ્રગતિ સાધી ચૂકેલા લેખકોનો ખાનગી અનુભવ જાણવામાં આવે તો ગદ્યનો આસરો લેતાં પહેલાં પદ્ય અજમાવી જોવાની કોશિષ તરફ જ તેમનું વલણ જણાશે. પણ તેને પણ કેટલીક મર્યાદાઓ છે—કેટલીક સાચી અને કેટલીક જૂનવાણી આ વાત કવિતા લખવી શરૂ કર્યા પછી ઘણે વરસે મને સમજાઇ. એટલે કવિતા હું ત્યારે કેમ રચતો હતો અને આજે કેમ રચું છું એ બીના પણ એક જુદું જ સ્પષ્ટીકરણ માગે છે.

લગભગ વીસ વરસ પહેલા કવિતાનો માત્ર સહચાર સાધવાનો મોહ મને હતો. આજે તેની સાથે ઘરબાર ચલાવી રહ્યો છું. ત્યારે તેને, મારી જાતને તેમજ અમારી સતતિને પોષવાની ફિકરમાં છું. ત્યારે જે કંઈ લખતો હતો ને એનો પ્રેમ મેળવવા અને પ્રેમ આપવા. અત્યારે તેવું કરતો જણાતો હોઉ તો અમારા ડૂબી ગયેલા હક્ક પાછા મેળવવા. એના સગા તે હવે મારાં પણ સગાઓ છે. શા માટે તેઓ હજી મને પરાયો ગણે ?

હું કવિતા રચતો નથી. પણ હું અને કવિતા બને થઇને અમારો જમાનો ઘડિયે છીએ. બે જુદા જુદા વાયુના મેળથી—વાયુથી ભિન્ન કોઈ ત્રીજી જ વસ્તુ બને તેમ અમારી એકમયતાથી સૃષ્ટિને કોઈ અભૂતપૂર્વ તત્વથી ભરી દેવાની અમારી નેમ છે. અમે કલ્પનાની પાંખો છીએ અને સત્યની ડાબી જમણી આંખો છીએ. કાળના પ્રવાહ ઉપર બાંધેલા પૂલના બે છેડા સરખા. અમને જેઓ જુદા પાડવા પ્રવૃત્ત થશે તેઓ જ પ્રથમ ડૂબી જશે અમારો બોલ નિષ્ફળ નહિ જાય તેમજ અમારો શાપ અફળ નહિ થાય

કવિતાદ્વારા કવિતાનો ઉપહાસ થતો અટકાવવાના મને કોડ છે. કારણ કે એનો આત્મા મારા આત્માની જોડાજોડ છે. અમે હસીને બીજાને હસાવશું, રડીને બધાંને રડાવશું, લડીને બધાને નમાવશું, જે દેલ દંભ. તેમજ દુરાગ્રહો સાહિત્યના પ્રદેશમા ઘૂસી ગયા છે તે બધાને ઉઘાડા પાડીને, તે આયાત કરનાર પ્રપંચીઓને ઉઘાડા લઇને અમે આગળ વધીશું. અમારા માગમાં આવનારનું નિકંદન કરીશુ, અમને સાથ આપનારને અમૃતથી પણ અધિક ભેટ ધરીશું. જ્યાં સુધી એક પણ કવિતાભક્ત ગુલામ હોય ત્યાં સુધી સાહિત્યને નામે ગર્વ સામાજિક ઘેલછા છે, કેળવણી માત્ર બેવકૂફી છે. મારી તલ્વાર, મારી ઢાલ

તેમજ ધ્વજ, મારી બાદશાહીનો દોર તારે પ્રતાપે છે. તને હીણપત લગાડનારનાં નાક આજે ઘસીને કપાઈ ગયાં. કાલે તેઓની જીભ પણ ખેંચાઈ જશે અને તેમનાં મોઢાંઓ પણ સીવાઈ જશે.

ગરજ મતલબી, સમયસાધક નિષ્ઠુર ધૂતારાઓ! જાણે કંઇ જ ન બન્યું હોય એમ, મારા કથનને માત્ર લવારો ગણી હજી પણ અમને હસી કાઢવાનો પ્રયત્ન સેવતા લાગો છો. પણ તમે શું હસો? તમારો સડો તમને નડયો. વિવેકભ્રષ્ટ જનોનો વિનિપાત સેંકડો રીતે થાય છે. ઊઠીને હવે તમે કયાં જશો? આપણે બધા એક જ નાવમાં બેઠા છીએ.

જે દેશની શોધમાં હું લગભગ અકાળવૃદ્ધ થઈ ગયો, મારા જીવનનો રંગ ફ્ટકી ગયો તેનો કિનારો હવે પાસે આવતો જણાય છે. આપણો અઢળક ધનભંડાર ત્યાં પડયો છે, ત્યાં આપણા સદ્‌ભાગ્યની ખાણો છે. આપણાં સંતાનો તેનો નિરુપદ્રવ ઉપયોગ કરશે.

કવિતાનો સાચો નાદ જેમને લાગ્યો નથી તેમને સાચો નાદ લગાડવા માટે અને જેમને લાગી ચૂકયો હોય તેમને તેમાં કાયમને માટે ઓતપ્રોત કરવા કવિતાના આદેશોને અક્ષરદેહ આપવાનું કામ મેં સ્વીકાર્યું છે. તેમ કરવા માટે મારી યોગ્યતા કેટલી હતી તે જાણવાની ગરજ મેં કદી રાખી ન હતી. માત્ર એક જ વાત સમજવી મને ખપ લાગી છે અને તે એ કે મારે બીજા કોઇનું સમજાવ્યું કશું ન સમજવું. નિયમો અને બંધનોમાં માનતો હોવા છતાં તેમને કયાં સુધી પાળવા અને કયારે તોડવા એટલું જ નહિ પણ નવા નિયમો પણ કેમ ઘડી લેવા તેનું શિક્ષણ પણ મને કવિતાદ્વારા મળતુ રહે છે. સમાજ, રાજકારણ, ઈતિહાસ, વેદાન્ત તેમજ ધર્મ બધાનાં પ્રમાણ ગર્ભિતપણે એમાં નિવસે છે. જ્યારે જ્યારે જે જે વસ્તુની જરૂર પડે છે ત્યારે કળ લગાડીને ઉઘાડેલા ખાનામાં મૂકેલ દાગીના જેવી મને તે સ્હેજમાં પ્રત્યક્ષ થાય છે.

પતીલ

# વિવેચનમાં શાસ્ત્રીય પરિભાષાની આવશ્યકતા

[શ્રી ખબરદારની 'ગુજરાતી કવિતાની રચનાકળા'માંથી બે ત્રણ મુદ્દાની ચર્ચા]

ડોલરરાય ર. માંકડ

મારા આગળના એક લેખમાં [1] મે બતાવ્યું હતું કે વિવેચનમાં જો શાસ્ત્રીય પરિભાષા ન વપરાય તો વિચારવ્યક્તિમાં અચોક્કસતા બહુ આવી જાય અને વાચકના માનસને નિરર્થક શ્રમ પડે. આ વાત આજે ફરી ચર્ચવાનું પ્રાપ્ત થાય છે, શ્રી ખબરદારનાં 'ગુજરાતી કવિતાની રચનાકળા' નામે પુસ્તકમાં વપરાયેલી કઢંગી પરિભાષા ઉપરથી. એટલે અહીં અશાસ્ત્રીય પરિભાષા વાપરવાથી એમની વિચારવ્યક્તિને કેવી હાનિ થઈ છે તેની ચર્ચા હું કરીશ.

(૧) શ્રી ખબરદાર લખે છે (પૃ. ૪) "...તે કવિપ્રતિભા એટલે કવિતાનો આત્મા. એ આત્મા જ જીવંત રસનો ઉત્પાદક છે. આપણા સંસ્કૃત આલંકારિકોએ એ રસની લીલા અનેક રીતે સમજાવેલી છે." એ તો ખરું પણ આપણા આલંકારિકો પ્રતિભાને કાવ્યનો આત્મા કહેતા જ નથી. તેઓ તો રસને કે ધ્વનિને કે ઔચિત્યને કાવ્યનો આત્મા ગણે છે. તો એ પરિભાષા છોડીને અહીં પ્રતિભાને કાવ્યનો આત્મા કહેવો હોય તો એને માટે ખાસ કોઈ મહત્વનું પ્રયોજન હોવું જોઈએ. શ્રી ખબરદારના કથન મુજબ પ્રતિભા કવિતાનો આત્મા છે અને એ આત્મા એટલે કે પ્રતિભા રસને ઉત્પન્ન કરે છે. (ખરી રીતે આપણા કાવ્યશાસ્ત્રીઓના મત મુજબ 'રસને ઉત્પન્ન કરે છે' એમ કહેવાય જ નહીં, રસ તો નિષ્પન્ન થાય છે, અભિવ્યક્ત થાય છે વગેરે.) એમનું આ વિધાન કોઈ રીતે ગળે ઉતરે તેમ નથી. પ્રતિભા તો કવિનો આત્માલક્ષી ધર્મ છે, એ વળી કાવ્યનો આત્મા કયાંથી થાય? કાવ્ય કવિનું સર્જન છે અને તેથી એનો આત્મા તે આત્મલક્ષી ધર્મ ન હોઈ શકે. કાવ્યમાં રહેલો રસ કાવ્યનો છે. મૂળ એ કવિમાં હતો તો પણ કાવ્ય સર્જાયું એટલે એ કાવ્યનો થયો, માટે કવિની દૃષ્ટિએ એ પરલક્ષી છે. આત્મા અને દેહ જેવી તત્વજ્ઞાનની પરિભાષા વાપરવી હોય અને એ પરિભાષા પ્રતિભાને પણ લાગુ પાડવી હોય તો એમ કહી શકાય કે ગુણાલંકારાદિ કાવ્યનો દેહ છે, રસધ્વન્યાદિ કાવ્યનો આત્મા છે અને પ્રતિભા તો એના પરમાત્મા જેવી છે. પણ આવી પરિભાષા વાપરવાની જરૂર જ નથી, એથી તો ગોટાળો વધવાનો સંભવ છે. પ્રતિભા કાવ્યનો આત્મા નથી. કવિની કવિત્વશક્તિનું એ તો બીજ છે.

વળી આ બાબતમાં તો શ્રી ખબરદારે પરસ્પરવિરોધી વચનો વાપર્યાં છે.

[1] જુવો 'સાહિત્યમાં સચોટતા' નામે મારો લેખ, "કૌમુદી."

ઉપરના ઉલ્લેખમાં કવિતાનો આત્મા પ્રતિભા છે એમ કહ્યું છે. પણ પૃ. ૧૮ ઉપર લખ્યું છે: "જેને આપણે કવિતાનો રસ કહીએ છીએ અને જે કવિતાનો આત્મા છે તે રસમાં જ ભાવની અનુપૂર્તિ છે." વગેરે. અહીં રસને કવિતાનો આત્મા કહ્યો છે. આવા પરસ્પરવિરોધી વચનો અને મંતવ્યો શાસ્ત્રીય ગ્રન્થમાં કેમ ચાલે?

(૨) શ્રીખબરદાર લખે છે: (પૃ. ૧૩) "સંગીત ને ભાવદર્શનનું પરિણામ છે અને વાણી તે વિચારદર્શનનું સાધન છે." અહીં ભાવદર્શન અને વિચારદર્શનના અર્થ શું થાય? વિચારદર્શન એટલે વિચારને દર્શાવવો તે. એટલે કે વાણી વિચાર દર્શાવવાનું સાધન છે. આ વિધાન સત્ય છે. એવી જ રીતે ભાવદર્શન એટલે ભાવને દર્શાવવો તે. તો શું સંગીત ભાવ દર્શાવવાનું પરિણામ છે? આગળ ચાલતાં કવિતા વિશે પણ લખ્યું છે (પૃ. ૧૪) "કવિતા તે વિચારદર્શનનું નહીં પણ ભાવદર્શનનું પરિણામ છે...આપણાં જૂનાં ગુજરાતી લોકગીતોમાં પણ એમ જ થોડામાં થોડા શબ્દોથી સંગીતમય સૂરોમાં ભાવદર્શન કરેલું છે. બુદ્ધિજન્ય તત્ત્વ એ ગીતોમાં ઘણું જ થોડું કે નહીં જેવું હોય છે અને બેચાર શબ્દોથી જ તેમાં આનંદનું સાધારણ ભાવદર્શન થાય છે." અહીં એક વખત 'ભાવદર્શન કરેલું છે' એવું વચન છે. આમાં 'ભાવદર્શન કરેલું છે' એટલે ભાવનું દર્શન થયું છે એમજને? તો તો અહીં ભાવદર્શન એટલે લેખકના મતે ભાવનું દર્શન કરવું તે, (કરાવવું તે નહીં) એટલે કે ભાવનો અનુભવ કરવો તે. આમ અર્થ લઈએ તો ઉપરનાં વચનોનો અર્થ એમ થાય છે કે નહીં તેની વાત અહીં નહીં કરીએ, પણ આનું પરિણામ એ આવ્યું કે લગોલગ વાપરેલા બે શબ્દો (ભાવદર્શન અને વિચારદર્શન)માં દર્શનનો અર્થ પરસ્પર વિરોધી થઈ ગયો છે. આપણને વિચાર આવે છે, તેને વ્યક્ત કરવાનું મન થાય છે અને વાણીદ્વારા આપણે તેને વ્યક્ત કરીએ છીએ. આમ એક દૃષ્ટિએ એમ કહી શકાય કે આપણને વિચાર આવ્યો અથવા તો આપણને વિચારદર્શન થયું તેથી વાણી ઉદ્‌ભવી એટલે વાણી વિચારદર્શનનું પરિણામ કહેવાય. તો બીજી દૃષ્ટિએ એમ પણ કહેવાય કે આપણે વિચારદર્શન કરાવવું છે માટે આપણે વાણીની મદદ લઈએ છીએ તો વાણી વિચારદર્શનનું સાધન છે. એવી જ રીતે આપણને ભાવનું દર્શન થાય છે એટલે કે ભાવનો અનુભવ થાય છે તેને પરિણામે સંગીત ઉદ્‌ભવે છે એમ જો આપણે માનીએ તો એમ કહી શકાય કે સંગીત ભાવદર્શનનું પરિણામ છે. પણ આપણને ભાવનો અનુભવ થયો છે તે બીજામાં સંક્રાન્ત કરવા માટે આપણે સંગીત કે કવિતાની મદદ લઈ છીએ એમ જો માનીએ તો સંગીત કે કવિતા ભાવદર્શનનું સાધન બનશે. આવો ગોટાળો જ્યાં ઉપસ્થિત થઈ જવાનો સંભવ છે ત્યાં પરસ્પરવિરોધી વચનોનો વપરાશ શાસ્ત્રીય ગ્રન્થમાં કેમ સહ્યો જાય?

(૩) શ્રી ખબરદાર લખે છેઃ ( પૃ. ૩૦ ) હવે "આનંદ એટલે મનની માની લીધેલી તૃપ્તિની પ્રાપ્તિ હોય તો કવિતાના દેહમાંથી આનંદ મેળવવા આપણું મન જે તૃપ્તિ માની લે છે તે કઇ?.....તૃપ્તિ માની લેવા માટે તો ચોક્કસ અંતરે એક વખતે સિદ્ધ કીધેલું ડોલન નિયમિતપણે રહેવું જ જોઇએ. કારણ કે એક જાતનું ડોલન આપણે એક ચરણમાં કે એક કડીમાં અનુભવ્યું અને તે શ્રવણ કે વાચન વાટે આપણા સ્મરણમાં છપાયું. તેનુ બીજા ચરણમાં કે બીજી કડીમાં નિયમિતપણે પુનરાવર્તન આપણે માની લઇએ અને તે આપણી પૂર્વધારણા પ્રમાણે બરાબર તેજ જગ્યાએ આવે, એટલે આપણી 'માની લીધેલી તૃપ્તિની પ્રાપ્તિ' થાય છે. અને તેથી જ આપણે પેલો અનિવર્ચનીય આનંદ ભોગવીએ છીએ." અહીં નોંધવું જોઇએ કે અહીં જે આનંદની વાત થાય છે તે કવિતાના આનંદની છે. "કવિતાની જીવનસિદ્ધિ, જે તેનો દિવ્ય અને અખંડ આનંદ છે, તે દેહમાં ઓતપ્રોત થઇને તેમાં તેનું અપૂર્વ ચેતન જગાડી તેને ટકાવી રાખે છે એટલે એમ સિદ્ધ થાય છે કે પેલો આનંદ એ દેહમાં પણ વસવો જોઇએ." એટલે ઉપર જે આનંદની વાત કરી તે 'કવિતાના દેહમાંથી મળતા આનંદ'ની છે.

અહીં 'મનની માની લીધેલી' વચનથી વાચક શું સમજે ? આપણી ગુજરાતી ભાષામાં 'મનનું માની લીધેલુ'નો સામાન્ય વાચ્યાર્થ 'ન હોય તોપણ મનથી માની લીધેલુ" એવો થાય છે. એટલે ઉપરનાં 'મનની માની લીધેલી તૃપ્તિ'વાળાં વચનનો ખરી તૃપ્તિ નહીં પણ ધારી લીધેલી તૃપ્તિ એવો જ અર્થ વાંચનારને એ વચન વાંચતાં પ્રથમ દૃષ્ટિએ સમજાય. પછી નીચેની સમજુતી વાંચતાં વાચકને સમજાય કે 'મનની માની લીધેલી' 'એટલે લેખકને Anticipated કે Expected અભિપ્રેત છે. આપણામાં જેને આકાંક્ષા (Expectanay) કહે છે તેજ અહીં લેખકને અભિપ્રેત છે. એટલે એમને કહેવું છે આકાંક્ષિત કે અપેક્ષિત તૃપ્તિ એને બદલે કહ્યું છે કે મનની માની લીધેલી તૃપ્તિ. આવી કઢંગી ભાષા વાપરવાથી વક્તવ્યની સ્પષ્ટતા ક્યાંથી આવે ?

વળી આ Epected તૃપ્તિ જ કવિતાના દેહમાંથી પ્રાપ્ત થતો આનંદ છે એટલે શું ? શ્રી ખબરદાર લખે છેઃ (પૃ ૩૧) કવિતાના દેહને ભાગે ઉતરતો આનંદ એ જ રીતે વ્યક્ત થઈ શકે. જો એ માની લીધેલી તૃપ્તિની પ્રાપ્તિ ના થાય તો સ્વાભાવિક રીતે આપણે રસભંગ થઇએ અને પેલો આનંદ ના જ અનુભવીએ. કવિતાના અર્ધા ભાગને લગતો આનંદ નહીં મળે તો કવિતાના પૂર્ણ સ્વરૂપમાંથી ...રા આનંદની સિદ્ધિ તો અધૂરીજ રહી જાય...કવિતાનો દિવ્ય રસાનંદ

તેના આત્મામાં* તેમજ દેહમાં એકસરખી રીતે ઓતપ્રોત ઉતરવો જોઈએ;
અહીં કવિશ્રી પોતે જ કવિતાના આત્માના અને દેહના આનન્દને એકરૂપ માને છે.

એમને કહેવું છે એમ કે કવિતાનો આત્મા જે તત્ત્વમાં રહ્યો છે તે તત્ત્વને અનુરૂપ એનો દેહ હોવો જોઈએ. એટલે કે તે તત્ત્વને અનુરૂપ એના દેહનાં તત્વો હોવાં જોઇએ. અહીં મારે નોંધવું જોઇએ કે સંસ્કૃત કાવ્યશાસ્ત્રીઓ જ્યારે કાવ્યદેહની વાત કરે છે ત્યારે તેઓ એમાં અલંકાર, રીતિ, ગુણ, વૃત્તિ આદિનો સમાવેશ કરે છે અને એ દરેકને કાવ્યાત્મા સાથે શો સમ્બન્ધ છે તેની બારીક ચર્ચા કરે છે; પણ વૃત્ત કે છન્દને કવિતાના આત્મા કે દેહ સાથે શો સમ્બન્ધ છે તેની ચર્ચા તેઓ સ્પષ્ટ રીતે કરતા નથી. ક્ષેમેન્દ્ર જેવા કોઇક વૃત્તૌચિત્યની વાત કરે છે. અને મમ્મટાદિ દોષપ્રકરણમાં આનુષંગિક રીતે આ વાતને સમાવી લે છે. એનું કારણ એવું છે કે સંસ્કૃત કાવ્યશાસ્ત્રીઓના મતે કાવ્યત્વ ગદ્યકૃતિમાં પણ હોઈ શકે. શ્રી ખબરદારની ઉપલી ચર્ચા આપણી વૃત્તરચનામાં એક જાતનું જે નિયમિત ડોલન છે તેને લગતી છે. એમના મતે એવાં ડોલન વગર કવિતા રહી શકે જ નહીં. અને પોતાનાં એ મન્તવ્ય ઉપર દૃઢ રહીને એમણે આ કાવ્યમાંના આનન્દની અને કાવ્યદેહના આનંદની વાત કરી છે. પણ ખરી રીતે તો કાવ્યમાનો આનંદ અને કાવ્યદેહનો આનંદ એવી પરિભાષા જ કઢંગી છે. કાવ્યાનંદ તો એક અને અવિભાજ્ય છે. એના તે વળી ભાગ થાય? છતાં ચર્ચાની સગવડ ખાતર એવા ભાગ કવિશ્રીએ પાડ્યા હોય તો ભલે. પણ પ્રશ્ન તો એ રહે છે કે વૃત્તરચનામાં એક જાતનું જે નિયમિત ડોલન રહે છે તેને કાવ્યાનન્દની સાથે શો સમ્બન્ધ છે.

આ ડોલન શ્રીખબરદારે આમ સમજાવ્યું છે: "એક જાતનું ડોલન આપણે એક ચરણમાં કે કડીમાં અનુભવ્યું અને તે શ્રવણ કે વાચન વાટે આપણા સ્મરણમાં છપાયું. તેનું બીજા ચરણમાં કે બીજી કડીમાં નિયમિતપણે પુનરાવર્તન આપણે માની લઈએ ..." એટલે શ્રી ખબરદાર અહીં આવૃત્ત સંધિવાળા વૃત્તોની વાત કરે છે. લગાગા બીજનાં ચાર આવર્તનથી બનતા છન્દનું એક ચરણ સાંભળ્યા પછી જ્યારે બીજું ચરણ આપણી પાસે ગવાય ત્યારે આપણને એમ આકાંક્ષા રહે કે પહેલા ત્રણ વર્ગોએ એ લગાગાનું એક આવર્તન જેમ પહેલાં ચરણમાં પૂરું થયું હતું તેમ અહીં પણ થશે. એમ જો ન થાય તો શ્રી ખબર-

---

* કવિતાનો આ આત્મા વળી કયો? જો પ્રતિભા કવિતાનો આત્મા હોય તો શું આ રસાનંદ પ્રતિભામાં ઉતરવો જોઈએ? જો રસ કવિતાનો આત્મા હોય તો શું આ રસાનંદ રસમાં ઉતરવો જોઇએ? કે આ વળી પ્રતિભા અને રસથી ભિન્ન એવો કવિતાનો કોઈ ત્રીજો આત્મા છે?

દારના મતે "સ્વાભાવિક રીતે આપણે રસભંગ થઈએ અને પેલો આનંદ ના જ અનુભવીએ." એટલે હવે પ્રશ્ન એ થાય છે કે આવૃત્ત સંધિવાળા વૃત્તોમાં થતી સંધિની આવૃત્તિને કાવ્યાનંદની સાથે શો સમ્બન્ધ છે. એવી આવૃત્તિ વગર પણ કાવ્યાનન્દનો સમ્ભવ છે કે નહીં? કાવ્યતત્વ તો એવી આવૃત્તિ ન હોય ત્યાં પણ રહેતું જોયું છે તેથી કાવ્યત્વ અને એવી આવૃત્તિની વચ્ચે અવિનાભાવ નથી. માટે કાવ્યાનંદના અનુભવમાં આવી આવૃત્તિ ન હોય તો પણ કંઈ સ્ખલન ન થાય. આપણા કાનને આવી આવૃત્તિના અભાવે જે સ્ખલન થતું લાગે છે તેને કાવ્યત્વની સાથે સમ્બન્ધ નથી, પણ ગેયત્વની સાથે સમ્બન્ધ છે. અને ગેયત્વ જેમાં સાવ ગેરહાજર તેવા નાટકાદિ પ્રકારોમાં પણ કાવ્યત્વનો અનુભવ થાય છે તેથી ગેયત્વ અને કાવ્યત્વ વચ્ચે પણ અવિનાભાવ નથી. ગેયત્વ જે આવૃત્તિ ઉપર અવલમ્બે છે તેને તો માત્ર વર્ણની સાથે સમ્બન્ધ છે, એને શબ્દ કે શબ્દના અર્થની સાથે સીધી રીતે કશોજ સમ્બન્ધ નથી. મહાકવિની વાણીમાં અભિપ્રેત અર્થને અનુરૂપ વર્ણલય આપોઆપ ગોઠવાઈ જાય છે તેથી એ બન્ને વચ્ચે અવિનાભાવ છે એવી દલીલ ચાલી શકશે નહીં, કેમ જે એવા દૃષ્ટાન્તોમાં અભિપ્રેત અર્થ એક જાતનું કારણ છે અને આવી આવૃત્તિથી નીપજતો વર્ણલય તો કાર્ય છે એ બન્ને વચ્ચે અવિનાભાવ ક્યાંથી હોય?

વળી આ આવૃત્ત સંધિવાળા લયમેળ વૃત્તમાં ગેયત્વ અભિપ્રેત નથી પણ માત્ર એક જાતનું ડોલન જ અભિપ્રેત છે એમ કહેવાય તો પણ ઉપરની વાત ડોલનને પણ લાગુ પડે છે. શ્રી ખબરદાર જેને ડોલન કહે છે તેની અને કાવ્યત્વની વચ્ચે શું અવિનાભાવ છે? ડોલન વગર કાવ્યત્વ હોઈ શકે જ નહીં એમ જો કહીએ તો તો કાદમ્બરી જેવા રસનિધાન મહાન ગ્રન્થોમાં કાવ્યત્વનો અભાવ છે એમ ગણવું પડે. પણ કાવ્યત્વ એટલે શું? શ્રી ખબરદાર કવિતાનો આત્મા પ્રતિભાને ગણે છે કે રસને એ કંઈ સ્પષ્ટપણે સમજાતું નથી. પણ રસને કવિતાનો આત્મા ગણીને પ્રશ્ન કરીએ કે રસાવિષ્કારની પ્રક્રિયાના કયા સ્થિત્યન્તરમાં ડોલનની અનિવાર્યતા છે? હું સમજું છું ત્યાં સુધી તો રસાનુભવના કોઈપણ સ્થિત્યન્તરે ડોલનની અનિવાર્યતા છે જ નહીં. પણ શ્રી ખબરદાર રસનો શો અર્થ કરે છે તે પણ સ્પષ્ટતાથી સમજાતું નથી. ઉપરના ઉલ્લેખમાં 'અપેક્ષિત' આવૃત્તિ ન થાય તો 'આપણે રસભંગ થઈએ છીએ' એમ લખ્યું છે ત્યાં તો રસનો અર્થ, એનો જે તાત્ત્વિક અર્થ બધા જ કાવ્યશાસ્ત્રીઓએ સ્વીકાર્યો છે તે નથી ત્યાં તો એનો અર્થ 'એકતાનતા' જ છે.[1] રસભંગ થઈએ છીએ એટલે આપણે સાંભળવામાં એકતાન થઈ ગયા છીએ તેમાં ભંગ પડે છે. આ એકતાનતા કે એ જેના ઉપર અવલમ્બે છે તે ડોલન કવિતાનો આત્મા ક્યાંથી હોઈ શકે? કવિતા તો શબ્દ અને અર્થમાં રહે છે. આ ડોલન તો માત્ર હાલરડાં જેવાં સાદે

તિક વર્ણની બનાવેલી પંક્તિમાં પણ અનુભવાય છે, તો જે ડોલનને શબ્દ અને અર્થની સાથે અવિનાભાવનો સમ્બન્ધ નથી તે ડોલન, કવિતા જે શબ્દ અને અર્થ વગર રહી શકે જ નહીં તેને માટે અનિવાર્ય કેમ હોઇ શકે? ખરી રીતે કવિતા શબ્દાર્થગત છે અને આ ડોલન સ્વરગત છે. જો કવિશ્રી એમ કહેતા હોય કે આ જાતની આવૃત્તિથી નીપજતું ડોલન કવિતાના રસાનુભવને માટે અનિવાર્ય છે તો એમને આ જ પ્રશ્ન પૂછવાનો રહે છે; આપતું આ ડોલન સ્વરગત છે કે શબ્દાર્થગત છે? એન જવાબ ઉપરથી ડોલન કવિતાને અનિવાર્ય છે કે નહીં એનો જવાબ આપોઆપ મળી રહેશે.

---

૧ ખરી રીતે શ્રી ખબરદારનો આ રસ જેને માતૃગુપ્ત વાચિકરસ કહે છે કે તેની જાતનો છે. શાકુન્તલની રાઘવભટ્ટની ટીકામાં કહ્યું છે: (પૃ. ૭ નિર્ણય-સાગર) **तदुक्तम् मातृगुप्ताचार्यैः रसास्तु त्रिविधा वाचिकनेपथ्यस्वभावजाः।**

> **रसानुरूपैरालापैः श्लोकैर्वाक्यो पदैस्तथा ।**
> **नानालंकारसंयुक्तैर्वाचिको रस उच्यते ।**
> **कर्मरूपवयोजातिदेशकालानुवर्तिभिः ।**
> **मलियभूषणवस्त्राद्यैर्नेपथ्यरस उच्यते ॥**
> **रूपयौवनलावण्यस्थैर्यधैर्यादिभिर्गुणैः ॥**
> **रसः स्वाभाविको ज्ञेयः स च नाट्ये प्रशस्यते ॥**

# अस्मदीयम्

### 'કવિતા' યોજનાના સભ્યો

નવીન વર્ષે 'કવિતા' યોજનાના ત્રણ સભ્યોનાં મુબારક નામો જાહેર કરતાં અમને આનંદ થાય છે. 'કવિતા'ના કાર્ય પ્રત્યેની મમતાથી પ્રેરાઈને આ કવિતા-ભોગીઓએ જ સભ્યપદનો હાથ લંબાવ્યો છે તેની અમે અંતઃકરણપૂર્વક કદર કરીએ છીએ.

૧ શ્રી ચન્દ્રવદન ચીમનલાલ મહેતા, ઓલ ઈન્ડિયા રેડિયો, મુંબાઈ.

૨ શ્રી જી. વી. શર્મા, વિઠ્ઠલેશ, નેહરુરોડ, વિલેપારલે.

૩ એક મિત્ર (જે નામ આપવા રાજી નથી.) મુંબઈ.

### સ્વ. કવિ નાજુક

થોડા માસો પહેલાં જ ડૉ. તારાપોરવાળાની કલમે પારસી કવિ 'નાજુક'ના જીવન અને કવનનો પરિચયલેખ 'કવિતા'માં પ્રસિદ્ધિ પામ્યો હતો. ગઈ તા. ૧લી સપ્ટેમ્બરે તેમના થયેલાં અવસાનની નોંધ લેતાં અમને દિલગીરી ઉપજે છે.

સ્વ. શ્રી જહાંગીર ખુરશેદજી વીકાજીએ 'નાજુક' સંજ્ઞાથી છેલ્લા ચારથી

પાચ દાયકાથી સતત અને એકધારી કાવ્યોપાસના કરી હતી પારસી સમાજે તેમના મરણથી વિશેષે કરીને એક કવિ ગુમાવ્યો છે શ્રી 'નાજુક' ગુજરાતી ઉપરાંત ઉર્દૂ અને અંગ્રેજીમા પણ કાવ્ય રચના કરતા હતા

શ્રી 'નાજુક'ના કુટુબીઓના દુ ખમા અમે અમારી ઊંડી દિલગીરી વ્યક્ત કરીએ છીએ

**નવલ વર્ષે**

ગત વર્ષ મહાયુદ્ધના ઓળામા પસાર થઇ ગયુ છે અને નવુ વર્ષ રાષ્ટ્રીય સ્વાતંત્ર્યના યુદ્ધના પ્રારભમા ઊઘડયુ છે

આ બધો સમય દરમિયાન 'કવિતા'એ તેના આયુષ્યનો દરેક માસ ખૂબ વિકટ સજોગોમા વીતાડયો છે એવી જ સ્થિતિ બીજા ઘણા સામયિકોની લોક વોકની અને દેશોની છે એની અમને પૂરી જાણ છે

નવલ વર્ષને પ્રભાતે અમારી અતરની અભ્યર્થના છે કે શાહીવાદી અને નાઝીવાદી તત્વોને વેરવિખેર કરી લોકશાહી અને વિશ્વશાતિના તત્વો વિજય પ્રાપ્ત કરવા સમર્થ થાઓ! તેમજ વિશ્વશાતિની નવીન આગેકૂચમા આપણો દેશ પણ સામીલ થાઓ!

નવલ વર્ષને પ્રભાતે 'કવિતા' તરફથી અમે સહુને અમારા અતરના અભિનદન પાઠવીએ છીએ

**ચયનિકા**

ગત ઓગસ્ટ માસની "કવિતા"ની અમારી સપાદકીય નોધમા અમે, 'કવિતા' માસિકના પ્રથમ વર્ષમા પ્રસિદ્ધ થઈ ચૂકેલ કાવ્યોમાથી શ્રેષ્ઠ 'કવિતાઓનો એક સગ્રહ પુસ્તક રુપે પ્રસિદ્ધ કરવાની જાહેરાત કરી હતી

અમને જણાવતા આનદ થાય છે કે અમારી આ યોજના અમે ધાર્યા કરતા વહેલી મૂર્ત સ્વરૂપ મેળવી શકી છે

સપ્ટેમ્બરની શરુઆતમા અમે આમત્રણો કાઢી જે જે કવિઓના કાવ્યો પસદગી પામ્યા હતા તેમની સમતિ મગાવી હતી આ સમતિ આપવા બદલ અમે સૌ કવિબધુઓનો આભાર માનીએ છીએ

આ પુસ્તકનુ સપાદન કરવાનુ અને કાવ્યોનુ વિવરણ લખવાનુ કામ અમે અમારા મિત્ર શ્રી પ્રેમશકર હ ભટ્ટ (એમ એ) ને સોપ્યુ, જે તેમણે સ્વીકાર્યું તે બદલ તેમનો પણ આભાર માનીએ છીએ

પુસ્તકનુ નામ અમે 'ચયનિકા' રાખ્યુ છે જે Anthologyનુ સૂચક છે

પુસ્તક છપાઇ તૈયાર થઈ જવા આવ્યુ છે અને નવેમ્બરના અમારા આ ચાલુ અકની સાથે જ પ્રસિદ્ધ થશે કવિતારસિકોને આ પુસ્તકનો લાભ લેવા વિનતી છે

# મંજૂષા*

ત્રિ

શ્રી મોહનલાલ દલસુખરામ ભટ્ટ ઊર્ફે કવિ મોહિનીચંદ્રનું આ પ્રથમ કાવ્ય-પ્રકાશન છે. 'મંજૂષા'દ્વારા તેમણે તેમની વીસથી પણ વધુ વર્ષની કાવ્યસાધનાનો પરિપાક ગુજરાત સમક્ષ રજૂ કર્યો છે.

ગુજરાતે એના કેટલાક કવિતાલેખકોની કરવી જોઈતી કદર કરી નથી. કેટલાકને તો પિછાન્યા સુદ્ધાં નથી, ને બીજાને યોગ્ય સ્થાન આપ્યું નથી. આમ લખવાનું પ્રાપ્ત એટલા માટે થાય છે કે વરસે બે વરસે શાળાપયોગી પ્રસિદ્ધ થતા કાવ્યસમુચ્ચયપુસ્તકોમાં છેક ગઈકાલે લખવું શરૂ કરેલ કવિઓની કૃતિ સંગ્રહાય છે, જ્યારે વર્ષોથી લખતા એવાની–જેમાં શ્રી મોહિનીચંદ્ર એક છે–કૃતિ લેવામાં આવતી નથી. આમ કહેવાનો આશય કોઈની થતી કદર પ્રત્યે બેકદર દૃષ્ટિથી જોવાનો નથી પરંતુ જેની કદર થઈ નથી તે તરફ બીજાઓને જોતા કરવાનો જ છે.

શ્રી મોહિનીચન્દ્રનો જન્મ સન ૧૯૦૧ની આજુબાજુમાં છે. એટલે આજે એમની ઉમ્મર આશરે ચાળીસ જેટલી થઈ હશે. એમણે એમના સંગ્રહમાં એક કૃતિની નીચે લખ્યા સન ૧૯૨૧ જણાવી છે. એનો અર્થ એ થયો કે તેઓ તેથી પણ વધુ વર્ષોથી કાવ્યો લખે છે. સન ૧૯૩૦ની દેશવ્યાપી હિલચાલ અને નવા મંથનકાળને પરિણામે ગુજરાતમાં ઘણા ઉત્તમ કવિઓ પાક્યા છે. એમાંના ઘણા તો ખૂબ આગળ તરી આવ્યા છે. અને તેમનું લેખન પણ સમૃદ્ધ. વિચારવંત અને કલ્પનાયુક્ત તેમજ નવીનતામય છે. જ્યારે કવિ મોહિનીચંદ્ર આ બધાની આગમચથી કાવ્યક્ષેત્રે વિહરતા હોવા છતાં આગળ આવી શક્યા નથી. આનું કારણ અમે ઉપરોક્ત કહ્યું તે તો હશે જ; પરંતુ તેમ છતાં પણ કવિ પાસે પોતાની લેખન વિશિષ્ટતા અને વિલક્ષણ પ્રતિભાનો અભાવ છે તે જ અમને વધુ લાગે છે. મોહિનીચન્દ્રનું સમગ્ર કાવ્યાલેખન કોઈ કવિને મળતું નથી બલકે તે કોઈ ઉપકવિનું હોય એમ લાગ્યા કરે છે. અત્રે ઉપકવિ એ કાંઈ અપમાનજનક પ્રયોગ નથી. પરંતુ બીજાનું ઝીલી પોતાનું ઉમેરી આપનાર એ અર્થમાં છે. અને એક રીતે જોતાં દરેક મહાકવિએ પણ વસ્તુ બીજાનું લઈ પોતાની પ્રતિભાનો સુંદર ઓપ ચઢાવીને જ લખ્યું હોય છે. છતાં ઉપકવિ પાસે વિશિષ્ટ પ્રતિભા, વિલક્ષણ પ્રકારની કાવ્યકલ્પના કે અલંકાર રહિતતા છતાં હૃદયને સ્પર્શી જનારી અસરકારક લાગણીં કે વિચારનો અભાવ તો ન જ હોવો જોઇએ.

---

મંજૂષા: લેખક: મોહિનીચંદ્ર, મહાલક્ષ્મીની પોળ, અમદાવાદ. મુખ્ય વિક્રતા: આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. ડેમી સાઇઝ, એન્ટીક કાગળ, દ્વિરંગી કવર ચિત્ર, પૃષ્ટ આશરે ૧૮૦, મૂલ્ય રૂપિયા બે.

આ કવિ પ્રસ્તાવનામાં પોતાની જાતને 'મેટ્રીક નપાસિયા' કવિ તરીકે ઓળખાવે છે. દરેક કવિ ઉપાધિયુક્ત કે પદવીધર હોવો જોઈએ એવું કશું આવશ્યક નથી. એ ખ્યાલ તો આપણે ત્યાં કવિપણાનું પદ જેમ તેમ પ્રાપ્ત કરી બેઠેલા આપણા પ્રાધ્યાપકો અને શિક્ષકોએ ઊભો કર્યો છે. કવિ ટાગોર કોઈ કૉલેજમાં ગયા નહોતા છતાં તેમની પ્રતિભા અને લેખનવિપુલતા આગળ આપણા પ્રાધ્યાપક કવિઓ વેંતિયા અને ઝાંખા લાગે છે. આપણે ત્યાં ગઈ પેઢીના કવિ ખબરદાર કૉલેજના શિક્ષણથી વંચિત રહ્યા હોવા છતાં ગુજરાતી અંગ્રેજી બન્ને ભાષામાં તેમનું કામ વિપુલ અને પ્રશસ્ય છે.

પણ આ લેખ પાછળથી એક વસ્તુ ફલિત થાય છે તે એ કે કવિ અલ્પશિક્ષિત છે, કપરા જીવનસંજોગો વચ્ચે તેમનું શિક્ષણ થયું છે અને એથીએ વધુ કપરા સંજોગોમાં તેમનું જીવન વીત્યું પણ છે. સામાજિક અન્યાયની પરંપરા અને આર્થિક ભીંસની વિષમ સમાજવ્યવસ્થા નીચે આપણા કવિને જીવનવિકાસનો પૂરતો અવકાશ મળ્યો નથી. આ એક જ વસ્તુ એવી છે કે જે આપણને એમની કવિતા પ્રત્યે સહાનુભૂતિ અને સમભાવની નજરે જોવાનું કહી જાય છે.

કવિનાં કાવ્યો સમજૂતીના દોહનોથી વધુ પૃષ્ઠોમાં પથરાયેલાં પડ્યાં છે. અમને પ્રામાણિકપણે લાગે છે કે કવિએ મન તરફ દૃષ્ટિ રાખવાને બદલે દળ તરફ વધુ ધ્યાન આપ્યું લાગે છે. આપણા જ કવિતા સાહિત્યમાં કવિ કાન્તે પોતાના સમગ્ર જીવનના નિચોડરૂપે ફક્ત પૂરાં સો પાનાનો 'પૂર્વાલાપ' આપ્યો છતાં તેઓ એક શિષ્ટ અને ઉલ્લાસી કવિ તરીકે અમર થઈ ગયા. તેમની કાવ્યભાવની અને લાગણીના દર્દની આગળ આજના આપણા ઘણા નવીન કવિઓનું લેખન પ્રમાણમાં વિપુલ હોવા છતાં નિસ્તેજ લાગે છે. એ છે સાચી કવિતાનું રહસ્ય. આપણે ત્યાં વર્ષે વર્ષે પ્રસિદ્ધ થતા નવીન કાવ્યસંગ્રહોના પ્રમાણનું દળ બાદ કરીએ તો એમાંથી ચિરંજીવી સાહિત્યમાં સ્થાન લઈ શકે એવી કૃતિઓ પ્રમાણમાં સરેરાશ ઓછી જ નીકળે તેવી અમારી માન્યતા છે. કે મોહિનીચન્દ્ર પણ ૧૨૮ કાવ્યોનો વિપુલ સંગ્રહ આપવાને બદલે વધુ વિવેક અને રસદૃષ્ટિ વાપરી ચયન કરી ઓછાં પણ સત્ત્વશીલ કાવ્યો આપ્યાં હોત તો તેમની ઇતર ફિક્કી લાગતી કૃતિઓની ફિકાશમાં તેજસ્વી કૃતિઓનું તેજ ઝાંખું પડી જાય છે તે સંભવિતતા ઓછી થઈ જાત.

કવિએ એકસોઓગણત્રીસ કાવ્યોને ૧ સમાર્જન ૨ નિસર્ગ ૩ ઊર્મિ ૪ અન્યોક્તિ ૫ પૌરુષ ૬ પત્રપેટી ૭ સંવેદન ૮ સમાપન એમ આઠ વિભાગમાં વહેંચી નાખ્યાં છે. પાઠકની માગણીથી એમણે અંગુલિનિર્દેશ ને નામે ચરણોના અન્વય અર્થ ટિપ્પણ વગેરે આપ્યું છે. કવિએ ગેયઢાળોમાં પ્રયોગ કરી અક્ષરમેળ વૃત્ત પણ અપનાવ્યાં છે પણ મોટી સંખ્યા સંસ્કૃત છંદોના કાવ્યોની જ

છે. પૃથ્વીમાંની એમની રચના એકે સર્વાંગસંપૂર્ણ કે નિતાંત સુન્દર બની શકી નથી.

કાવ્યસંગ્રહનું પ્રથમ કાવ્ય 'કુંકુમ' Simple and Sweet કહીએ તેવું છે. પરંતુ જેમ કાવ્યમાં કે સંગીતમાં વસ્તુનો ઉઘાડ આકર્ષક હોવો જોઈએ તેવો નથી લાગતો. વળી 'મંજૂષા' શબ્દના અર્થનું પ્રતિનિધિત્વ ધરાવતી કે તેનું વ્યક્તિત્વ વ્યક્ત કરતી કૃતિ પ્રથમ પાને નથી મળતી તેથી આપણે સહેજ નિરાશા થવું પડે છે.

કોણ ખોલે મારાં દ્વાર ? માં

"આભલે આભલે પ્રેમ પમરતો
કોણ ચેતી રહ્યો ધૂપ ?
વાદળે વાદળે અમૃત ધારે
કોણ પધારંતો ભૂપ ?"

એ ઉપાડ સારો છે પણ પછીની પંકિતઓ નબળી પડી જાય છે. 'ગીત પ્રેરે ?' એ કૃતિ ઝૂલણાના પ્રવાહમાં પ્રવાહી બની સારી બની છે; જ્યારે 'બહુતી' જેવા રાસકાવ્યમાં પ્રાસની અવગણના કાવ્યસૌન્દર્ય અને કર્ણમાધુર્યને નિષ્પન્ન થતું જ અટકાવી દે છે. 'સ્વસ્તિક' એ સારું કલ્પનાયુકત વર્ણનકાવ્ય છે.

પાના ૧૪ પરનું 'આરાધના'ની આ પંક્તિઓ—

"ઊંચે ટમટમતે દીવો તારો,
નીચે કરી પથારી;
યુગોથી એકલો બેસી હું રહેતો,
ભીતર વાગે સિતારી."

કવિત્વમય છે. પણ એનો અંત છેક જ નબળો છે; જ્યારે 'અણુ અણુ' એ એક સારું સોનેટ છે. 'કામના', 'દોરવજે', 'એ શું ?' સારી કૃતિઓ છે. પણ 'કમાલ' તો ગદ્યનો ટૂકડો જ લાગે છે.

'રૂપપલ્ટા' 'ગંગોત્રી'માંની શ્રી ઉમાશંકરની પંક્તિઓ—

'સખે, સન્ધ્યાકાલે
પ્રતીતીને ભાલે
ટીલડી ટમકે શુક્ર કણિકા'–નું

સ્મરણ કરાવી જાય છે ને તેટલે અંશે એ નિષ્ફળ અનુકરણ છે. એની પહેલાંનું અને પછીનાં 'ચિત્ર' અને'રવૈયો'માં રહેલી વર્ણનશક્તિ વધુ સારી છે.

'કાં હસે ?' સારી પદ્યરચનાનો એક શુદ્ધ નમૂનો બની શકયો છે. 'લગ્નભેદ' શુષ્ક અને કાવ્યત્વહીન છે. પરંતુ તે વધુ તો નાનાલાલશાહી નિષ્ફળ અનુકૃતિ દેખાય છે. પાના ૫૩ પરનું 'ગમે' શ્રી રમણલાલ વકીલનાં 'ચિત્રલેખા'માંના એક કાવ્યનું ચોખ્ખું સ્મરણ કરાવે છે. 'હું અને તું'માં સૂરજ ચંદ્ર, વાદળવાદળી, તારલોતારલી, પાંખપાંખડી, દીવોદીવડીનાં પ્રતીકો

આપ્યાં છે તેમાં અર્થ કે ભાવનું ઔચિત્ય મુદ્દલ જળવાયું નથી

'ધુતિ' (પાન ૭૦)માં બ્રહ્મ અને પરબ્રહ્મનો ઉલ્લેખ પુરાણો લાગે છે આવા જ બ્રહ્મ બ્રહ્માંડ શબ્દોની પુનરુક્તિ બીજા કાવ્યોમાં જણાય છે અને તે ભલે કવિ નાનાલાલની વિશિષ્ટતા કે શબ્દાળુતા ગણાતી હોય, આ કવિની શક્તિમાં તે લેશ પણ વધારો કરતી નથી એની સાથેનું કાવ્ય 'વ્રત'માં ચૌદ પંક્તિઓમાં આશ્ચર્યયુક્ત ચિહ્નો ઉભરાઈ ગયાં છે તેની સાથે જ 'ઝટપટ', 'અધધધ', 'ભડભડ', 'તડતડ', 'ધગધગ', રગરગ' આવા ઉદ્‌ગારો છે તે કવિતાનું ખૂન કરનારા લાગે છે આ સોનેટની બધી પંક્તિઓ રદ કરી માત્ર છેલ્લી ત્રણ પંક્તિઓ રાખી હોત તો વક્તવ્ય વધુ યોગ્ય રીતે જળવાઈ રહેત 'ઉધમ' એ દલપતશાહી રચના છે જ્યારે 'ડોલવતો રહું' શ્રી ઉમાશંકરની 'કુમાર'માં પ્રસિદ્ધ થયેલ પ્રાર્થનાની કેટલીક પંક્તિનું સ્પષ્ટ અનુરણન જ લાગે છે 'પથરો'દ્વારા કવિએ એક મૌલિક પ્રયત્ન કર્યાની ઝાંખી થાય છે પણ પથ્થરહૃદય માનવઅંતરની વ્યથા વ્યક્ત કરવાનો પ્રયાસ ઘણો ઝાંખો પડી ગયો જણાય છે 'અવિશ્રાંત આત્મા' ગાંધીજીને અર્પાયેલ અંજલિ છે

'મેહુલા'ના (પૃષ્ઠ ૧૦૮) કાવ્યમાં એમણે રચનાને પ્રાસપૂર્ણ કરવાને માટે અથ ઇતિ પ્રાસ એક સરખો રાખ્યો છે પણ એમ કરતાં ઘણો અર્થહીન પ્રયોગ થઈ ગયો છે

'આજે આનંદના વ્હાણાં એમ કહી તેની સાથે પ્રાસ મેળવવા કવિ 'વરસે છે મેહુલા કાણા' એમ લખે છે તે ઘણું જ અનુચિત અને અર્થહીન લાગે છે

'સળંગ' કાવ્ય પરના પાછલા બારણાના અંગુલિનિર્દેશથી સમજી શકાય છે કે, 'કુમાર' કાર્યાલયમાં શ્રી બચુભાઈ રાવતને ત્યાં દર અઠવાડિયે કાવ્યવાચન માટે મળતી બેઠકોમાં બેસવાના અધિકારી આ કવિ હતા છતાં આ સંગ્રહની કૃતિઓની ગોઠવણીમાં કે કૃતિઓની પસંદગીમાં તેમને કોઈ અધિકારીનો સહકાર સાંપડ્યો હોત તો તે વધુ ઇચ્છવાજોગ બનત કાવ્યસંગ્રહના અંતના 'ભાઈ' અને 'બચલી' તથા 'નલિની' કવિની વર્ષો પહેલાની કૃતિઓ હોવા છતાં સુંદર કૃતિઓ છે સમગ્ર રીતે જોતાં, કવિ પાસે સ્પષ્ટ જીવનદર્શન કે ઉત્તમ કલાનિરૂપણનો અભાવ દેખાય છે, છતાં છેક પરંતુ તેમનું પ્રમુખ છે મારી લાગણીઓ તેઓ પદ્યમાં અલંકારસહિત ઉતારી શક્યા છે તે તરફ જરૂર તેમની કવિતાનો આદર કરવા કવિતારસિકો તૈયાર રહેશે એવી આશા છે

# ઉષાનાં અજવાળાં

ક.

કવિતાની કેડીએ નવા નવા પ્રવાસીઓ આવતા જાય છે. 'ઉષાનાં અજ૦' એ એવો જ એક નવીન પ્રવાસીનો કાવ્યસંગ્રહ છે એ પુસ્તકમાં બે ખંડો છે. એક ખંડ કાવ્યોનો છે અને બીજો ખંડ નવલિકાઓનો છે. કાવ્યોના કર્તા શ્રી ભાઈલાલ ભટ્ટે નમ્રભાવે જણાવ્યું છે કે આ તો એમનો નજીવો પ્રયત્ન છે. એ પ્રયત્ન છે અવશ્ય; પણ અમારે કહેવું જોઈએ કે એ નજીવો નથી પણ પ્રાણવંત છે.

એમનાં કાવ્યો વાંચતાં કોઈ કોઈ કાવ્ય બબ્બે વાર વાંચતાં એક વસ્તુ સ્પષ્ટ દેખાય છે--કે આ નજીવો પ્રયત્ન નથી. એમાં પ્રતિભાની ઉષા દેખાય છે. એમાં કવિને કીર્તિ અપાવે એવી પદ્યભાષાનાં પ્રથમ પદની પ્રવાહિતા છે. એમાં કવિ પોતાના વિચારોને સ્પષ્ટ રીતે જણાવી શકે છે. પદ્યની માધુરી તેઓ આપી શકે એમ છે. અને જો આ બધું જ છે-બેશક એક શરૂઆતના અંશ તરીકે આ છે-છતાં એને નજીવો પ્રયત્ન કેમ કહી શકાય?

> પ્રસન્ન પુષ્પો, રમણીય વૃક્ષો ને છોડની સુંદર છેક હારો;
> વિહંગનાં ગાન, નિનાદ મીઠા, ને વલ્લરીના રસનૃત્યધારા;
>
> (એક ઝરણા પાસે)

જેવી પંક્તિઓ એમની વર્ણન શૈલીની સચોટતા બતાવે છે. થોડા શબ્દોમાં-મીઠાશ રાખ્યે તેઓ કહી શકે છે. 'વલ્લરીનાં રસનૃત્ય' કહ્યા છે એજ કવિની સાચી કીકીનું પ્રતિબિમ્બ છે. છતાંયે આ કવિ પ્રગતિને પંથે છે. કવિ પોતે જ પ્રગતિના પંખીને કહે છે,

> ડગલે તારે ડુંગર ડોલે, તું ઝૂકી જા યૌવન ઝોલે; તું જ જગતની
> જ્યોત છે-જાગ! ઊઠ.
>
> દૂર સુદૂર જવાનું હજી તો શેના લે શાંતિના શ્વાસ?-ઊઠ.

પણ એ બધામાં ખૂબ ગમી જાય એવુ હો તો તો તે 'પાંખ કપાયલા પંખીને' કાવ્ય છે. એમાં દર્દ છે, સહૃદયતા છે, કવિહૃદયની મૃદુતા છે. એ ગીત ફરી ફરીને ગાવાનું મન થાય છે. કવિ તો એ પંખીને પણ પ્રેરણા આપે છે.

> પાંખ કપાયે રોજ, વહાલા, કેમ કપાયે ધૂન?
> નવી ઉગાડી કેમ ન ઊડિયે આભલિયામાં દૂર?...

'સિદ્ધાર્થનો ગૃહત્યાગ' એ પણ એક સફળ કૃતિ છે. એમાં પદલાલિત્ય છે. સુંદર વર્ણન છે. એ સિદ્ધાર્થ-ગૃહત્યાગમાં તો કવિના મત પ્રમાણે

...ર્થ જ્યાં ના છે મૃત્યુ ના છે અધર્મ ત્યાં,
આ જ્યાં રાજ છે દૈવી એક એક અમર્ત્યના

ભાવના છે. 'રાત રાણીને' કાવ્ય પણ મનોહર છે. અને વધારે ગમી ગયું તો એમનું મુક્તક છે. એ ખરેખરું મુક્તક છે.

નવ કદિ પણ સંધ્યા ને ઉષા સાથ દીઠ્યાં,
વચન તુજ ન સાચે સત્ય છે આજ એવાં;
કરતલ તુજ બાલા, બેય મેંદી ભરેલા,
સુરભિ સુભગ સંધ્યા ને ઉષા ત્યાં મળેલાં.

અમે તો આ પુસ્તકનો હાર્દિક સત્કાર કરીએ છીએ. કવિ પ્રગતિને પંથે છે. અમે ખાત્રી આપીએ છીએ કે એમનામાં કવિતાને આવશ્યક બધા જ ગુણો છે. માત્ર એ ગુણોનો વિકાસ એમણે મહેનતથી અને શક્તિથી જ કરવાનો છે.

★

# ચર્ચાપત્ર

"કવિતા" માસિકના તંત્રીશ્રી,

નીચેનું ચર્ચાપત્ર છાપી ઉપકૃત કરશોજી.

'સાહિત્યરત્ન' ભા. રજા ને (સુધરેલી ચોથી આવૃત્તિ) છઠ્ઠે પાને "ગોવિંદો પ્રાણ અમારો રે"થી શરૂ થતું 'મેવાડત્યાગ' નામે મીરાંબાઈનું કાવ્ય છે. તેમાંની-

સાસુ અમારી સુષુમણારે, સસરો પ્રેમ સંતોષ;
જેઠ જગજીવન જગતમાં, મારો નાવલિયો નિર્દોષ. ગોવિંદો-

કડીઓ તો ઘણી જ લોકપ્રિય છે. સાધારણ રીતે આ પંક્તિનો અર્થ ઉપલકિયો જ કરવામાં આવે છે, જેથી નીચેના પ્રશ્નો ઉપસ્થિત થાય છેઃ -

(૧) નણંદ, ભાભી કે બહેની કહેવાને બદલે 'સુષુમણા'ને સાસુ જ કેમ કહી!

(૨) સસરા તરીકે પ્રેમ સંતોષ શાથી?

(૩) "જગજીવન" એટલે જગત છે જીવન જેનું અર્થાત પરમેશ્વર-કૃષ્ણ. ...ચંદ્ર પ્રત્યે ગોપીભાવ અનુભવતી અને મોહનનું જ મુખડું જેને પ્યારું લાગેલું

એવી મીરાંબાઇ કૃષ્ણને જેઠ તરીકે કેમ જણાવે ? શું પતિ
કૃષ્ણ અને જેઠ જુદા બતાવવાનું કારણ શું ? ૮૭

મને આના ઉત્તર નીચે પ્રમાણે જણાય છેઃ

(૧) સાધુસંગ સેવવાથી મીરાં કૌટુંબિક ભાવોથી વંચિત રહ્યાં છે તો આધુનિક માનસશાસ્ત્રને આધારે આપણે કહી શકીએ કે મીરાંમાં ગર્ભિત રહેલા સાસુ, સસરો, જેઠ અને પતિ તરફના ભાવો અહીંયા વ્યક્ત થાય છે.

"સુષુમણા" નો અર્થ નવજીવનનો જોડણીકોશ "યોગશાસ્ત્રાનુસાર પ્રાણવાયુની ત્રણ (ઇડા,પિંગલા અને સુષુમણા) પ્રધાન નાડીઓમાંની વચલી" આપે છે. એથી શરીરમાં રહેલી સર્વશિરાઓમાં મનુષ્યના જીવતરમાં અગત્યનો ભાગ સુષુમણા ભજવે છે. બધી ક્રિયા પ્રક્રિયાઓ એને જ આભારી છે, જેવી રીતે હિંદુકુટુંબમાં સાસુનું ઘરમાં વર્ચસ્વ હોય છે એમ "સાસુ અમારી સુષુમણારે," માનીને બદલે "અમારી" કહેવાનો અર્થ એમ પણ હોય કે "સંસારત્યાગી સર્વ સાધ્વીઓની." સાસુ તરફનો ઓરતો, નહિ તો, અકાળે સંન્યસ્તાશ્રમને વરેલી મીરાં જેવી ભક્ત નારીનો કયાંથી પૂરો પડે ?

(૨) અદ્યાપિ પર્યંત ઘરનો વડીલ તે સસરો જ ગણાય છે. સંયુકત કૌટુંબિક ભાવના એમાં જ પરિણમે છે. ખાસ કરીને મારવાડ અને ગુજરાતમાં સસરાપદ સુધી પહોંચી પાંખ પ્રસારી કુટુંબવેલાને અંદર સમાવી દેવાનું પ્રત્યેક વ્યકિતનું અંતિમ ધ્યેય મનાય છે. આથી ફલિત થશે કે કૌટુંબિક જીવનનું એ શિખર છે. કૃષ્ણપ્રતિ ભક્તિ પ્રેમ મીરાંના રોમેરોમ ઉચ્ચારતાં હતાં. એ જ હતા એના આરાધ્ય દેવ. ઉપરાંત સાધુજનોને તો **संतोषं परमं सुखम्.** એથી ભકત જીવનની અને સાધુજીવનના અર્કસમા, પ્રેમ અને સંતોષ રૂપી બે ઊર્મિઝરણાં, મીરાના હૈયામાંથી નીકળી સાસરિયાના પરમોન્નત શ્વશુરપદમાં સમાયાં ને પંડિત બની 'સસરો પ્રેમસંતોષ.'

(૩) જગજીવનનો અર્થ જગતના જીવનરૂપ–પરબ્રહ્મ (પુષ્ટિમાર્ગ પ્રમાણે.)

**અ** અને બ્રહ્મ તો છે સચરાચર, અનાદિ અનંત.

પતિ અને જેઠ કાંતો સહોદર હોય યા દૂરનો સગો ભાઈ પણ સંભવે.
અવતારધારી કૃષ્ણને પરબ્રહ્મનો નિકટવર્તી અંશ કલ્પીએ તો કેમ ?

તો જ જેઠ અને પતિ મૂળ એક પરંતુ રૂપે જુદા ગણી શકાય.

**બ** પતિ અને જેઠ બંને એક ગણવામાં ઔચિત્યભંગ નૈતિક દૃષ્ટિએ જરૂર લાગે. આમ તો મીરાંને પ્રભુની લગની લાગેલી. કિંતુ સ્તવનકીર્તન આદિ પ્રસંગે અત્યંત ભાવોદ્રેક થવાથી–નદી સાગરમાં સમાય તેમ–પોતાની સામું

સ્વાર્પણમાં સંપૂર્ણ આત્મત્વ ચીમરી જનાર મીરા પરમાત્માને
પતિરૂપે ઉદ્દેશી શકે. જેમ ગુરુને પ્રતિમ માનવી માફક ગણીએ પરંતુ
દર્શન કરાવતી વખતે તે જ ગુરુમાં આપણને બીજી કોઈ સમીપની વ્યક્તિનો
ભાસ થાય તેમ

ક છેલ્લે છેલ્લે ભક્તિરસની મસ્તીમાં ગરકતી કવયિત્રિનો મળની શકે
ભાવાદેશ, જેથી જીવ અને પતિ જુદા હોવા છતાં એક મનાયા

ઉપરાંત "નાવનિયા" ને નિર્દોષ કહેવામાં સાધનભૂત હોઈ શકે પ્રાસનું
મહત્વ. સંતોષ જોડે નિર્દોષનો પ્રાસ યોગ્ય લાગે માટે કૃષ્ણને નર્યા
દોષરહિત કહેવામાં સમાજના દોષનું પ્રાયશ્ચિત થતું આપણને દેખાય છે.

બીજી કોઈ રીતે આ પંક્તિના અર્થ થતા હોય તો તે જણાવવા "કવિતા"ના
રસિક વાંચકબંધુઓને નિમંત્રણ કરતો–

લિ

"ધૂર્જટિ"ના વંદેમાતરમ્

# સ્વીકાર અને સમાલોચના

**સમાજવાદ અથવા સહકારદ્વારા સર્વોદય:** લેખક શ્રી જગન્નાથ દેસાઈ
પ્રકાશક શ્રી ગિરધરલાલ ઠાકુર નેશનલ પબ્લીશર્સ ઠાકુરદ્વાર મુંબઈ. કિંમત ૧-૧૦-૦

સમાજવાદ વિષે જે થોડાઘણા પુસ્તકો પ્રગટ થયા છે, તેમાં આ કૃતિનું
સ્થાન નોંધપાત્ર છે. લેખક પોતે મૂળે ગાંધીપંથના અનુયાયી હોઈ તેમણે અનેક
ઉહાપોહ પછી સમાજવાદની અગત્ય પિછાની છે અને તેથી આ કૃતિની રજુઆતમાં
એટલી વિશિષ્ટતા રહેલી છે

ગ્રામસમુદાયના સહકારદ્વારા સર્વોદય સાધવા માટે માત્ર સમાજવાદ ઉપયુક્ત
પડશે એ હકીકત લેખકે ભારપૂર્વક જણાવી છે. અમને આશા રહે છે કે

આ પુસ્તક સમાજવાદના સિદ્ધાંતો વિષે લોકોને સાચી સમજ આપવામાં સારો ફાળો આપી શકશે.

(૧) **પંચામૃત:** (૨) **હીરાકણી:** લેખક: ભાનુશંકર જોશી: (૩) **ગુજરાતના ઇતિહાસની આરસી:** લેખક: રા. ખંડેરાવ માનાજી પવાર: કિંમત (૧)ની ૦-૭-૦ (૨)ની ૦-૫-૦અને (૩)ની ૦-૪-૦

બાળ સાહિત્યની ઉપરની ત્રણે કૃતિઓ સૂરતના ગાંડીવ કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થયેલી છે. પહેલી કૃતિમાં પાંચ વિવિધ વાતો છે, બીજીમાં બુદ્ધિની કસોટી કરતી ત્રણ વાતો છે અને ત્રીજીમાં ગુજરાતના કેટલાક ઐતિહાસિક પ્રસંગો પદ્યમાં રજૂ કરેલા છે.

**ઉદ્બોધન:** લેખક: રા. જમિયતરામ વ. આચાર્ય: પ્રકાશક: શ્રી પ્રભુતત્ત્વ પ્રચારક મંડળ: રામસ્વામી ગાડીખાના: કરાંચી: કરાંચી: કિંમત આઠ આના.

ઇશ્વરભક્તિ તેમજ બોધક એવી ૯૨ પદ્યકૃતિઓ અત્રે સંઘરેલી છે. એમાંની ઘણીક વિચારપ્રેરક છે.

**કાયસ્થ જ્ઞાતિનો ઇતિહાસ:** લેખક અને પ્રકાશક: શ્રી માધવદાસ ભગવાનદાસ મિયાજી: સેતાન ફળિયા: સુરત: અમૂલ્ય.

સુરત જિલ્લામાં કાયસ્થ જ્ઞાતિની વસ્તી સારા પ્રમાણમાં છે. આ જ્ઞાતિનો ઇતિહાસ તેમજ તે સંબંધેનો પુરાણોમાં કરાયેલો ઉલ્લેખ અત્રે ટૂંકમાં રજૂ કરેલ છે.

**Neem Tree:** લેખક: ભગીરથ મહેતા: એન. એમ. ઠક્કરની કંપની: મુંબઈ ૨. કિંમત: રૂપિયો એક.

ગુજરાતી લેખકની ૨૦ જેટલી અંગ્રેજી પદ્યકૃતિઓનો આ સંગ્રહ આવકારપાત્ર છે. એમાંની કેટલીક કૃતિઓ હૃદયપર્શી અને સરસ છે.

**કોણ માથાં મૂલવે?** લેખક: શ્રી લક્ષ્મીદાસ દ્વારકાદાસ નયે ગાંધી; ૩૧ અનંતવાડી: મુંબઈ ૨. કિંમત ૩ આના.

સુપ્રસિદ્ધ હિંદી કવિ શ્રી મૈથીલીશરણની જાણીતી કૃતિ 'ભારતભારતી' જેવો આ પ્રયાસ ગુજરાતમાં આવકારપાત્ર છે.

સત્યાગ્રહની ચળવળમાં કે તે પછી આ જાતનાં દેશભક્તિભરપૂર લાંબાં કાવ્યો આપણે ત્યાં લગભગ લખાતાં નથી એ જોતાં આ કૃતિ ધ્યાન ખેંચે તેવી છે. ૭૬ હરિગીત હોવાથી તેમાં કવિતામાં સરળતા છે. અને તેથી આવી

કવિતાની ઘણી લીટી લોકોને મોંએ ચડી જવાનો સંભવ છે

**ખોવાયેલી પગદંડી:** લેખિકા સ્વ. ગોકા પ્રકાશક શ્રી લક્ષ્મીદાસ પ્રભુદાસ નપેગાંધી ૩૧, અનંતવાડી મુંબઇ ૨ કિંમત રૂપિયો એક

૭ અનુભવવાર્તાઓનો આ ગુચ્છ એકાદ સુંદર સ્વપ્નસૃષ્ટિને રજૂ કરે છે જો કે મોટા ભાગની વાતો વાર્તા તરીકે સંપૂર્ણ નથી તેમ છતાંય જે કંઈ પ્રસંગ કે અન્ય આલેખન કરેલું છે તે ભાવવાહી અને સ્પર્શી જાય તેવું છે

પ્રતીક્ષા, હૃદયભેટ, આશાની કુંજો વગેરે વાતો વાર્તાના સ્તરને પહોંચવા [illegible] છે સ્વ લેખિકાની અન્ય કૃતિઓ અવકાશે બહાર પડે એમ અમે ઇચ્છીશું.

મૂ.

## — ગૂંથણી

કાવ્યો



લેખો



●

### કવિતા કાર્યાલયમાં ફેરફાર

હવેથી બદલાનાં-પત્રો, અવલોકનનાં પુસ્તકો, લેખો, કાવ્યો, લવાજમો, કવિતા અંગેની ફરિયાદો સૌ-કોલક, કવિતા કાર્યાલય, રતન ટેરેસીસ, ૧૬ માહીમ, મુંબઈ એ શિરનામે જ મોકલવાં.


તંત્રીઓ : ઇન્દુલાલ ગાંધી, સમરસેટ સ્ટ્રીટ, કેમ્પ, કરાંચી
રતુભાઇ દેસાઈ, ઇરલા રોડ, વિલેપારલે (પશ્ચિમ)
મગનલાલ લાલભાઈ દેસાઈ, રતન ટેરેસ, માટુંગા (બી. બી. રેલ્વે)

# ક★વિ★તા

તંત્રીઓ :

ઈન્દુલાલ ગાંધી : મગનલાલ લાલભાઈ દેસાઈ : રતુભાઇ દેસાઇ

વર્ષ : ૨ : અંક : ૫    ડીસેમ્બર : ૧૯૪૨    અંક : ૧

## કોને કાજે વીણું હવે ફૂલ ?

મારી મૂર્તિ ગઇ છે ભાંગી, અરે !
   રહી જોવા ન મૂઠીયે ધૂળ;
મારા દેવ ગયા મને ત્યાગી સખિ !
   કોને કાજે વીણું હવે ફૂલ !

મારાં કુંકુમઅક્ષત ઊડી ગયાં,
મારાં ધૂપ ને ગંધ વિલીન થયાં,
મારાં તેલ ગયાં, મારી વાટ ગઈ,
   મારા દીપ થયા બધા ગુલ;
મારા દેવ ગયા મને ત્યાગી સખિ !
   કોને કાજે વીણું હવે ફૂલ !

મારાં સાજ ને સંગીત- તૂટી ગયાં,
મારાં પાત્ર પૂજાતણાં, ફૂટી ગયાં,
મારી આરતી હાય ! અધૂરી રહી,
   હવે હૈયે ઊઠે શત શૂળ;
મારા દેવ ગયા મને ત્યાગી સખિ !
   કોને કાજે વીણું હવે ફૂલ !

મારી અંજલિ અંજલિમાં ન મળી
અભિષેક અનેક ગયા પીગળી,
મારાં મંદિરિયાં ધરણીએ ઢળ્યાં,
   ગઇ ઝાલર ને ગઈ ઝૂલ !
મારા દેવ ગયા મને ત્યાગી સખિ !
   કોને કાજે વીણું હવે ફૂલ !

મારી ભક્તિ ગઈ, મારી શક્તિ ગઈ,
સારી સ્વપ્નની સૃષ્ટિ વિશૂન્ય થઈ,
ગઈ જ્યોતિ ઊડી માળ મોતી તણી
આજ તૂટી ગઈ અણમૂલ,
મારા દેવ ગયા મને ત્યાગી સખિ !
કોને કાજે વીણું હવે ફૂલ ?
મારા દેવ ગયા મને ત્યાગી સખિ !
કોને કાજે વીણું હવે ફૂલ ?
મારી મૂર્તિ ગઈ છેક ભાગી અરે !
રહી જોવા ન મૂઠી યે ધૂળ !

રતુભાઈ દેસાઈ

## દયાદાન !

દયાઘન ! દૃષ્ટિ દયાર્દ્ર કરો,
અમીનું એક જ બિન્દુ ઝરો.
જુગજુગથી તરસ્યું ઉર ઝૂરે,
મૃગજળ જગના જાય વિદૂરે,
આર્તને મા વિસરો.—દયાઘન !
લખલખ લ્હાયભર્યા વા વાતા,
અંગારા શિર પર હલવાતા,
દ્રવતી છાય ધરો.—દયાઘન !
તૃષિત ધરાવી તરસ છિપાવી,
સરિતાઓ સુખથી રેલાવી,
છલવ્યા સર્વ સરો.—દયાઘન !
બિંદુભર્યું રસસાગર સારે,
તરસ ત્રિકાળતણી ય નિવારે,
એક જ એ વિતરો.—દયાઘન !

પૂજાલાલ

# ઓ રે ! અસુન્દર !

ઓ રે ! અસુન્દર, ઓ રે ! અસુન્દર,
આવ હે ! આવ તું મોકળે અન્તર—ઓ રે !

મોહના ધ્વાન્તની જાળ જટિલે,
વિરૂપ અન્તર, વાણી કુટિલે,
મલિન માહરે શ્યામ સલિલે,
આવ તું ભીતર—ઓ રે !

વ્યોમને તારક કાનન તારાં,
સૃષ્ટિને સર્વ દિશાસન તારાં,
પૃથ્વીને મંગલ આનન તારાં,
આહીં નિરંતર—ઓ રે !

અંતર મારું એક તવોચિત
આસન સ્વસ્થ સનાતન વંચિત !
સ્વાગતમાં આજ સકલ સંચિત
ઉર નિરર્ગલ—ઓ રે !

અંતરનું બીન બેસૂર વિકલ,
બાજશે સર્જન બીનથી એકલ;
તોય તું માહરે લોચન ચંચલ !
મુગ્ધ વિલોકીશ સુન્દર મંગલ
વિશ્વનો પ્રાન્તર—ઓ રે !

આવ, નિમંત્રતી કંદરે કંદર
તારો સમુન્દર. ઓ રે !

ઉશનસ્

# નવી જહાં

(ગુચ્છ)

બ્રહ્મના અનેક વિશ્વ, વિશ્વના અનેક ખંડ,
ખંડ ખંડની ધરા નવી, અનોખી ઉદ્દભવી
ધરા-ઉરે અતાગ સિન્ધુ, પર્વતો-નિસર્ગની
મધ્ય માનવીની ચેતનાની મંજરી ઊગી
શૂન્યમાં સુભવ્ય સૃષ્ટિગીત ગુંજને વહે
અનંતના પ્રવાહમાં વિરાટના વિવર્તને
અમર્ત્ય હું ન હોઉં છો અનંતતત્ત્વ માનવી
અનેક જીવનોતણું અખૂટ ધૈર્ય સાચવી,
જિન્દગીની સાન્ત ચાદરે અનંત ચીતરું.
સુમંજુ સ્થૂલ-સૂક્ષ્મ ભાવ ચેતના-તરંગના
પ્રકાશને પુકારતો, પુકારતો પ્રભા નવી,
મૃત્યુવાજ ના મને છતાં ન મૃત્યુગંખના
આભને અડું અડું થતી અનેક એષણા!
મારી સંગ આવજો નવીન સર્જશું જહાં.

વેણીલાલ જ. પુરોહિત

# પ્રિય એક ચે જતાં

(વૈતાલીય)

ઉરથી પ્રિય એક ચે જતાં
ઉર ખાલીખમ સાવ લાગતું.
ઘડીમાં ભરપૂર નાનકું
ઉર ખાલી મયદાન થૈ જતું.
રસપૂર્ણ બધી પ્રવૃત્તિઓ
ઘડીમાં અર્થવિહીન થૈ જતી.
જીવવું હેતું ધન્ય લ્હાણુ, તે
બનતું વેઠ પડી ઉતારવી!
સુખમાં જગમાંહીં રહેલતું
મન ફાવે તેમ ઉરમાછલું,
પગ વાળી ઠરે કિનારપે
ભરીને ભાર ઉરે ઓસાતણો!
જગના વહતા પ્રવાહને
નિરખી રે'તી ઉદાસ આંખડી.
ઘનઘોર સ્મશાન મૌનમાં
ઉર રહે એકલું ઊછળી પડી!

પ્રજારામ રાવળ

# મિલન ક્ષણનું

(શિખરિણી)

મને જોતાં તારું ઉર અનુભવે સ્પંદન સખી!
અચિંત્યું, મારાથી લગીર, પણ તું જ્યાં છુપવવા
મથે ત્યાં અંગાગે પ્રતીત સઘળાં એ થઇ જતાં!
રસીલા ઓષ્ઠોએ સ્મિતમધ મીઠું જાય ઊભરી,
અને કંપી ઊઠે શરીર સઘળું સંભ્રમવતું,
મદીલાં હારા કૈં નયન ઉરનાં બિમ્બ ઝીલતાં
ઉઠે નાચી, કિન્તુ પલકમહીં પાછાં સ્થિર થઇ,
જતાં લજ્જાભારે ધરતી શું જડાઈ બસ ત્યહીં!
ગમે જોવી કાયા લલિત તુજ એ સંભ્રમવતી
મને વારે વારે; મુજ હૃદયની ને શરીરની
સ્થિતિ જો કે હારા સરખી થતી હારા દરશને!
ભલે મ્હારું હારું મિલન ક્ષણનું, કિન્તુ જગવે
ઉરોર્મિ એવી, કે મુજ હૃદયને ઉન્નત કરે!

જશભાઈ કા. પટેલ

# ચીનાર

[ વસન્તતિલકા ]

ના ના લીલીછમ ધરા, ન વસન્તશોભા !
વિશ્વાટવી સકલ પાનખરપાશમાં છે.
કૈં વેલીઓ કુસુમગુચ્છ દ્રુમો વિશાળાં
નિઃસત્ત્વ થૈ નિધનદંષ્ટ્રમહીં પીલાયે.
ક્યાં ક્યાં ગયાં રસ વિલાસ ઉમંગ મસ્તી ?
ને ગીત એ ઝરણનાં નવજિંદગીનાં ?
લૂખાંસૂકાં નીરસ તેજહીણાં નમાલાં
કુંજોપકુંજ સહુ; પાનખર ચક્રવર્તી !

ઊભું પ્રતાત પરિવેશ ધરી મહાંગે
કાશ્મીરનું પણ ચીનાર તદેવ કાલે !
ના એ નમે હિંસક પાશવી પાનખરોને
ને ના ચહે સ્વજન આમ વિનાશ પામે.
પ્રેમે ભરેલ મનુતા કરમાય એવમ્
ગાંધી તદા બની ચીનાર જલી રહ્યા આ !

**હસિત બૂચ**

[**નોંધઃ**–કાશ્મીરમાં ચીનાર નામનું વૃક્ષ છે. વડ જેવી વિશાળ ઘટા અને થડ પણ એવું જ મોટું હોય છે. સામાન્યતઃ એના પર્ણો લીલાં રહે છે. પણ પાનખરમાં એ સિંદુરિયા અગર આગ લગાડી હોય તેવા વર્ણનાં થઈ જાય છે. જગતમાં પણ માનવતારૂપી વનસ્પતિ હિંસાદિરૂપી પાનખરના ચક્રમાં વિનાશ પામી રહી છે. ત્યારે ગાંધીજીરૂપી ચીનાર આત્મત્યાગનો ઝભ્ભો ઓઢીને ઊભા રહ્યા છે.]

# પરાગની પ્રતિમા

(ઉપજાતિ)

પડયાં હતાં ચિત્ર અનેક રમ્ય, શૃંગારતાં ખંડ તણી દીવાલ;
પીંછી તણા રંગ સુશોભનોમાં જન્મી હતી ભવ્યકલા અહીં કો!
પત્રો પરે ધાન્યકણો રચાઈ, શોભી રહી વાસ્તવ ચિત્રણોમાં,
ફેંકી દીધેલા પથપર્ણ કોઈ, ને કાગળો, ચાકતણી કણિકા
સંસ્પર્શથી સર્જક આંગળીના રાજે અહીં સુંદર ચિત્રદેહે!
રેખા મરોડો અદ્‌ભુત આના, શુદ્ધિ પ્રમાણે વળી આ અજોડ;
વૈવિધ્ય વસ્તુ બનતું અધિક, તુલા કરંતાં છબી અન્યનું ત્યાં!
રંગોતણું મિશ્રણ ભાવપૂર્ણ, આકર્ષતું'તું હૃદય આંખડીને
ત્યાં કલ્પનાના નવરંગ ભીંજે લ્યે આવરી નેનતણી જ દૃષ્ટિ!
ફૂંકે ભરી કાજળ પાત્ર રંગ સર્જાવિયાં ચિત્રક! છાંયચિત્ર?
માટી તણો ટીંબ ઘડી અહીં તેં શું મૂકિયો શિલ્પક! પ્રાણદીપ?
તું થંભી જા દૃષ્ટિ ઘડીક આંહીં, જો સ્થિર થૈ આકૃતિની કુમાશ;
સૌન્દર્ય, લાવણ્ય, પ્રભા ખુમારી એની ઉરે લે ઘટવી જરીક!
મોહી જતી ના અલિ, આંખ ચોર! નિહાળી તું પુલ્લ પયોધરોને,
કે ફેંકતી ના અહિં દૃષ્ટિતીર, અંગાંગની નગ્ન છટા પરે ય
ગુલાબની સૌરભમાંથી જન્મી ચૈતન્ય આભા ભરી મૂર્તિ ભવ્ય!
દેહી તણા કુંકુમ ભર્ગ વેરી, શોધી રહી ઉર્ધ્વ પરાગપંચ.
હા; અર્ધખૂલાં કલિમંદિરે ત્યાં, વીંટી લઈ પ્રીતમ બાહુપાશે;
સૂતી હતી તૂં પતિ–સોડ–હૂંફે ને ઓળ્ડથી ઓજ તણા નશામાં
શોધી રહી'તી ઉર સાંત્વનાને. ભૂલી ગઈ'તી નિજ અસ્તિમત્વ!
નેત્રો મહીં જાગી'તી પ્રાણદૃષ્ટ! નિશા બની'તી તવ યુગપક્ષ!
કિંતુ પરોઢે રવિ કિરણો યે, ખોલ્યાં જ્યહીં મંદિર બારણાંને.
ન્હોતો પતિ ત્યાં; હતી એકલી તું, સ્વામી થયો'તો લય કાળપાશે!
ભૂંસ્યાં નહીં સિંદુર રંગ સેંથે, ના લોપિયું કંકણનું સુહાગ,
લૂંછી ન સૌભાગ્યની ટીલડીને, લીધું નહીં તેં વિધવા સ્વરૂપ!
કારુણ્ય, વિષાદ, ન, વ્યગ્રતા કે ઊત્તાપથી સૌરભ હૈયું આજે

પોચું થયું'તું: નવમંગલાને સુણી હતી આજ વિનાશપંથે!
શ્રદ્ધાતણું વિદ્યુતસ્મિત ઊરે નાચી છવાયું નવનીત મુખે.
તેં તો લીધી નિશ્ચલ આત્મટેક સંશોધવાને પ્રતિપ્રાણદેહ!
ને ચિર આશાતણી મૂર્તિશી તું ઊડી રહી ત્યાં નભગંગ પંથે
ઝૂલી રહી વીથિ પ્રભા ભરેલ, આભાતણી પૃથિવી આભવચ્ચે;
દિશા તણી પાંપણ તો ઢળીને ઝંખી રહી કોમલ પાનીઓને.
નૈરાશ્ય કો' એકલ વદળી ત્યાં હિમાદ્રિ શૃંગે ઘડી બેસી આજ
જાણે બની ગૈ હતી પાંખડી જ! પડયો હતો મારુત પાંખ બીડી,
નિહાળતો પુષ્પપરાગ શોભા; ઉષાતણા કેસરરંગ ઊડી,
આમન્ત્રતા'તા પગલી સુહાગ! ઊડી રહી માધુરીની પ્રતિમા,
વિતાનને સૌરભ પ્રાણ દેવા ને વાયુવાટે જગપે સરીને
મ્હેકાવવા માનવ આત્મદેહ! આકાશના ઓ! અવકાશ તું યે
પીવાય તો તેજપ્રકાશ પી લે, ને રંગવાહી મનુભોમકાને,
સંક્રાંતિના રંગ થકી મઢી દે! *

**પ્રભુલાલ દેવશંકર શુક્લ**

---

* એક ચિત્રકૃતિ ઉપરથી. કર્તાના 'વીથિકા' નામે ટૂંક સમયમાં બહાર પડનારા કાવ્યસંગ્રહમાંથી.

# સ્મરણમાધુરી

[ સોરઠા ]

મોતી કેરું તેજઃ જ્યોતિમાંહી ભળી ગયું;
જીવન ભાવ સતેજઃ અંતરમાંહી જાગતા.
આવ્યો કૈં સંદેશઃ માનવતાના દેશથી,
વસવા વાસ હમેશઃ વિદાય લીધી વ્હાલથી.
સાગર જેવું ઉરઃ દયા ધર્મ પ્રીતિ ભર્યું;
ઝળકયું જીવન નૂરઃ મૂર્તિ શી સૌજન્યની.
રમવા ભક્તિરાસઃ ત્યાગ્યો માનવલોકને;
સ્મરણોની સુવાસઃ પ્રસરે હૈયાની મહીં
પુણ્ય ભાવ અપારઃ વિસામો દુઃખિયાં તણો,
અણુબીડેલાં દ્વારઃ આજ બીડાયાં શોકથી.
કીધાં કૈં ઉપકારઃ પરકાજે જીવન જીવી;
શોધ્યો અમૃત સારઃ વિષ ભરેલા વિશ્વમાં.
સાચા શક્તિ ભક્તઃ શક્તિશરણે સંચરી–
આજ બન્યા આસક્તઃ મુક્તિ સાચી મેળવી.
ચાલે જગઘટમાળઃ દુઃખ દર્દ ને નિશ્વાસની;
બાંધી પોતે પાળઃ કર્મ ધર્મ ને પુણ્યની.
ઘોળી પીવાં વિષઃ સંસાર તણાં એ સર્વદા;
દેજો ને આશીષઃ હતા જે સાન્નિધ્યમાં.
સંભારી સૌ ગુણઃ આંસુ આજે સારતાં;
કેમ ભૂલાયે ઋણ? વ્હાલે કરીએ વંદના *

મૂળજીભાઈ પી. શાહ

---

* મારા મામા શ્રી મોતીલાલ શ્રોફના સ્વર્ગવાસ નિમિત્તે—તાઃ ૧૩-૩-૪૧.

# વસું કારાવાસે

(શિખરિણી)

વસું કારાવાસે, પળ પળથકી મુક્તિ દિનની
પ્રતીક્ષા આરંભું નવ દિલ તરંગો પ્રકટતાઃ
થશે મારાં સ્નેહી મુજ નિકટ એકત્ર કથની
સુણી કાળાં કષ્ટોતણી હૃદયમાં શોક કરતાં–
અને કહેશેઃ 'બેટા, ઝટ જઈ પડી બંધનમહીં
કહે તેં શું આણ્યું?–કૃશ નરવપુ શુભ્રવદને
તજી તેજઃરેખા–શિદ ચલિત થા ક્ષોભ વમળે?'
મને છોને લાગે જીવન કટુ આ; નેન તલપે
રૂડાં દૃશ્યો માટે ગિરિશિખરનાં, ઘોર વનનાં,
વસંતે કે ગ્રીષ્મે, શરદ, શિશિરે વર્ષભરમાં
ન વર્ષા, હેમન્તે મન મુદિત થાતું સુકવને–
વ્યથા છોને વેઠું–કયમ નિજ ચહું મુક્ત પદવી,
જ્યહીં કર્ણો ભેદે ભીષણ રુદને, ત્રસ્ત જનની?

હરિલાલ પંડયા

# હું કવિતા કેમ લખું છું ?

**સ્વમસ્થ**

માણસ કેમ લખે છે એ કાંઈ એ શું લખે છે એટલી મોટી વસ્તુ નથી. પરંતુ એ કેમ લખે છે એ વિષય વિચારવા જેવો છે.

મેં સૌથી પહેલું કેવળ અંદરના આવેગને લઈને લખવું શરૂ કર્યું, અલબત્ત આપણાં સાહિત્યનો કંઈક પરિચય તો હતો જ.

તે પછી એ લખાયેલું ભૂલાઈ પણ ગયા પછી મારાં સબંધીઓના લખાણના પરિચયમાં આવ્યો પરંતુ એથી લખતો થયો નહીં. અમુક અનુભવો થયા અને ફરી લખવા મન થયું. અને લખ્યું. આ પ્રમાણે મૂળમાં નિજાનુભવને વ્યક્ત કરવાની ઇચ્છા જ પ્રેરક હતી.

પ્રથમ ગીતથી અને પછી છંદબદ્ધ કાવ્યોથી લખ્યું. અને ઘણાં વર્ષો સુધી નિરૂપણનો એ જ પ્રકાર ઉપયોગમાં લીધો.

ધણો જ ધીમે ધીમે હું આપણા સાહિત્યના પરિચયમાં આવતો ગયો તેમ સમજવા લાગ્યો કે મને પણ સુખદુઃખ અને માણસ તથા દુનિયાના સૌંદર્યની અસર કેટલાક સારા ગણાતા લેખકો માફક જ થાય છે. અને સાથે જ, લખીને જાતને વ્યક્ત કરવાનું વધવા લાગ્યું.

પરંતુ એ મોટે ભાગે જાતઅનુભવો અથવા તેણે પ્રેરેલી વસ્તુ વિષે જ હતું.

૧૯૩૦ની સત્યાગ્રહની લડત તેમ તે વખતના સાહિત્યે દેશની સાથે મને પણ સમજાવ્યું કે કેવળ જાતઅનુભવો કરતાં ઉચ્ચતર, વિશાળતર અનુભવો અને વિચારો પણ વ્યક્ત કરવા.

પ્રેમજન્ય સુખદુઃખે એક તરફ અન્યનાં અન્ય સુખદુઃખો સમજાવ્યાં તો બીજી તરફ અહંત્વને દૃઢ કરી અંગત અનુભવો વ્યક્ત કરાવ્યા.

વ્યક્તિ અને સમષ્ટિનો અવિભાજ્ય સંબંધ અને તેનું વ્યક્તિનાં જીવનમાં સ્થાન સમજતાં ઘણાં વર્ષો ગયાં. અને તે વ્યક્ત કરવાની સમજ આવતાં એથી પણ વધુ સમય ગયો.

કલા ખાતર જ કલા નથી એ તો પ્રથમથી ભાન હતું પરંતુ ગંભીર અને સહૃદય અનુભવો પણ બૃહત્તર કલા માટે પૂરતા નથી. એ સમજ આડે સાહિત્યના અને નવા પરિચયો ખૂબ આવ્યા.

આસપાસનાં સાહિત્યમાં કયાંય નજરે ન પડતાં રૂપો અને નિરાકરણો કંઠે આવી વ્યક્ત કર્યા વગર અટકી ગયાં હતાં. કેટલીક વખત તો ભૂલાઈ પણ ગયાં હતાં.

મહાન સાહિત્યના પરિચયે અને એથી પણ વિશેષ અનેક આઘાત પ્રત્યાઘાતોથી સમજાવતાં જીવને મને વિસ્મરણોમાંથી જગાડયા કર્યો છે.

વસ્તુઓને-દુનિયાને અને જાતને પણ અનેક રીતે ચકાસી જોયા વગર તત્ત્વ હાથ લાગતું નથી. અને સમજ અને સહૃદયતાને જાગ્રત અને જિવંત રાખ્યા પછી પણ નીડરતા અને ધૈર્યથી કલાનાં રૂપને ગ્રાહ્ય કરવાનું તો રહે જ છે.

આવી સમજ અને સાહિત્યસર્જનની રીત ઉપર આવવા હાલમાં મારા પ્રયત્નો ચાલુ છે; એટલે વિશેષ કહેવા જેવું આજ પૂરતું રહેતું નથી.

# દીવડિયાનું મંદ મધુર તેજ

ત્રિ.

આપણાં કેટલાંક સાપ્તાહિકો અને બીજાં માસિકપત્રોમાં પોતાના નામના પ્રથમાક્ષર 'પ્ર.'ની સંજ્ઞાથી કેટલાંય વર્ષોથી સરળ અને ભાવવાહી કાવ્યો લખતા શ્રી પ્રભુભાઈ પટેલનો પ્રથમ કાવ્યસંગ્રહ 'દીવડિયા'નું તેજદર્શન કરાવતાં અમને આનંદ થાય છે.

એમના લેખનમાં મૌલિકતા, અવલોકનમાંથી નિષ્પન્ન થયેલ દર્શન અને અનુભવનું આલેખન સ્પષ્ટ જોવા સાંપડે છે. એમની પદ્ય કૃતિઓનો કેટલોક ભાગ કદાચ પ્રાસંગિક કે પ્રચારલક્ષી લાગે. પરંતુ જીવનના જે તત્ત્વજ્ઞાનની તેઓ ભક્તિ કરતા લાગે છે તેને ન્યાય આપે અને તે તત્ત્વજ્ઞાનને વફાદાર રહી શકે એવું એમનું કાવ્યાલેખન છે.

આ કવિના લેખનથી આપણી સમક્ષ એક બીજો મહત્વનો મુદ્દો ઉપસ્થિત થાય છે.

મહાત્મા ગાંધીજી અને એમના અનુયાયીમંડળના બીજા લેખકો જેમ સાહિત્ય ખેડવા ખાતર કલમ લઈ બેસતા કે લખતા નથી; પરંતુ તેમને કંઈક વિશિષ્ટ સંદેશ આપવાનો છે, કંઈક ચોક્કસ કાર્ય સાધવાનું છે ને તેથી તેની પૂર્તિ અને

---

**દીવડિયા:** લેખક પ્ર. પ્રકાશક: શંકરલાલ નાથજી દવે, વૈદ મહોલ્લો, નવસારી ક્રાઉન સાઈઝ, પૃષ્ઠ આશરે ૧૫૦. મૂલ્ય રૂપિયો દોઢ.

સિદ્ધિના સાધન તરીકે તેમણે લેખનપ્રવૃત્તિને ગૌણ સ્વરૂપે અપનાવી હોય છે. અને તેટલા પૂરતું તેમનું લેખન ભલે પૂર્ણ સાહિત્યલક્ષી ન હોય છતાં તે જેમ સાહિત્ય જ છે, તેમ જ ભાઈ પ્ર.ના લેખન વિષે પણ અમને લાગે છે. એમણે આપણા જમાનામાં પ્રવર્તતી વિચારસરણીને અનુલક્ષીને જ પોતાની કલમ ઉઠાવી છે અને નવલકથા, નાટિકા, ટૂંકી વાર્તા અને કાવ્ય પર તેમણે હાથ અજમાવ્યો છે. તેમનું લેખન પણ સાહિત્યસર્જનના હેતુને લક્ષમાં રાખી રચાયું હોવા કરતાં વિશેષ તો જીવનકાર્ય કરતાં કરતાં કે જીવનકાર્ય પાર પાડવાના સબળ સાધન તરીકે વત્તાઓછે અંશે રચાયું હોય એમ અમને લાગે છે. પરંતુ આ માત્ર અભિપ્રાયનો વિષય છે. શ્રી પ્ર.ના લેખન વિષે બીજો અભિપ્રાય ધરાવવા માટે ઇતરજનને પૂર્ણ અવકાશ છે.

પ્ર.નાં કાવ્યો વિષે આપણા પ્રસિદ્ધ સુવિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ કહે છે કે સામાજિક અવ્યવસ્થા પ્રત્યે કવિને કડુ રોષ છે, દીનજન માટે ઊંડી દાઝ છે અને એ રોષ અને દાઝ નકલી નથી, એ કલ્પનાવિલાસ નથી. એમનું એ કથન સંપૂર્ણ સત્યાવલોકન છે.

વળી ભાઈ ઉમાશંકર કહે છે તેમ એમનાં ગીતોમાં આપણી લોકવાણીની મિઠાશ અને નિરાડંબર સૌન્દર્ય છે. અને થોડાં વરસો પહેલાં થઈ ગયેલા અરજણ ભગત જેવા આપણા કવિઓની પરંપરાના દર્શન થાય છે.

સૌ કોઈ વાચકને શ્રી પ્ર.નાં કાવ્યોની સચોટતા અને અસરકારકતા પ્રથમ આકર્ષશે. કારણ એ એમનાં કાવ્યનાં તરી આવતાં પ્રશસ્ય લક્ષણો છે. લાગણી કે વિચારની ઉત્કટતા સાદી, સરળ, પ્રવાહી ધારામાં કદીક ગેય ઢાળોમાં તો કદીક વૃત્તબદ્ધ રીતે વહી જાય છે. ગેય ઢાળોમાં લોકભાષાને અનુરૂપ એમની વાણી સીધી અને સરળ ઘરગથ્થુ સ્વરૂપ ધારણ કરે છે તો વળી અક્ષરમેળ વૃત્તોમાં, વિષયના ઔચિત્યને લક્ષમાં રાખી એમની ભાષા શિષ્ટ અને લોકોત્તર બની શકે છે. અને એજ લોકોત્તર કાવ્યો કવિને સામાજિક દર્શન છે તેની પ્રતીતિ આપી જાય છે. કવિ વિદ્વાન છે–બહુશ્રુત છે તે તેમનાં કેટલાંક કાવ્યો પરથી સહજ પરખાઈ આવે છે. આપણે ત્યાં વિદ્વાન મનાતા કેટલાક નવીન કવિજનો દેશી ઢાળોમાં કે વર્ણમેળ વૃત્તોમાં દોષરહિત રચના કરી શકતા નથી યા તેમની રચના સ્થળે સ્થળે તરડાયેલી હોય એમ લાગે છે. આ કવિ વિષે આનંદની બીના એ છે કે એમનું છંદ પરનું પ્રભુત્વ સહજ અને સ્વાભાવિક છે અને તે કારણે નવીન કવિતાના કેટલાક ઉઘાડા દોષો પૈકીના એક છંદની અશુદ્ધિના બહુ ગવાતા દોષમાંથી તેઓ બચી ગયા છે. આ માટે તેમને આપણાં અભિનંદન જ ઘટે છે.

ગાંધીયુગની રાજકીય અને સામાજિક વિચારસરણીએ રંગાયેલા આ

કવિના લેખનનો મોટો ભાગ વર્તમાન સમાજની વિષમ વ્યવસ્થા પ્રત્યે કદીક આર્તનાદ કરે છે તો કદીક તેના પર સીધા અને સખ્ત નહીં એવા હળવા પ્રહાર કરે છે, તો કદીક વ્યવસ્થાના સંરક્ષકોને ખુલ્લું આહ્વાન આપે છે.

એમનાં ભજનો પણ નવા જમાનાના વિચારરંગે રંગાયેલાં છે. એમાં પ્રભુના અસ્તિત્વનો ઇન્કાર નથી તેમ છતાં પ્રભુને સ્થાને રાષ્ટ્ર અને માનવની અને એના માનવ્યની મહત્તાના જ ઉલ્લેખો થયેલા જણાય છે.

પ્રાચીન ધાર્મિક કથારૂપકો અને કોટિઓમાં માનતા સમાજની એવી મુગ્ધ માન્યતા પર સીધી ટકોર છે. એ ટકોર સંગ્રહના પ્રથમ કાવ્ય 'ગોકુળની ફરિયાદ'માં મળે છે. એમાં કવિ કૃષ્ણનાં જીવનકાર્યોને જાણે એક નવીન અને મહદ અંશે સાચી એવી દૃષ્ટિથી જ નિરીક્ષે છે. કવિ કૃષ્ણને ઉદ્દેશીને જે જે કહે છે તે પૈકીની આ લાક્ષણિક પંક્તિઓ જ જુઓ:—

"તેં રે ! મોટાં શહેર બાંધ્યા,
બાંધ્યા દ્વારામતી પુર બાંધ્યાં;
ઈંદ્રપુરી શું હોડ રમે એ, નીચે શું સ્વર્ગને આણ્યાં,
બાંધવાને એવી દ્વારકાં મોટી, કેટલાં ગોકુળ ભાંગ્યાં ?"

આ ખૂબ સૂચક પ્રશ્ન છે. આજે અનેક ગામડાઓ ભાંગી-શહેર બની રહ્યાં છે. કૃષ્ણના સમયમાં પણ ગોકુળ જેવાં ગામોને ભોગે જ દ્વારિકા અને હસ્તિનાપુર જેવી નગરીઓ બંધાઈ હશે.

રાવણને સંહારી સીતાને મુક્ત કરનાર રામ માટે પણ કવિને કશુંક કહેવાનું છે: કવિ રામની પરાક્રમશીલતાને આ રીતે નિરખે છે:—

ક્રોડ ક્રોડ વાનરો અને અસુર સંહરી,
એક રામે એક સીતા છોડવીજી રે;
ક્રોડ ક્રોડ નારીઓના હાથ બે બૂચા કરી
એક ધર્મે એક ગાદી છોડવીજી રે !

આજની વર્તમાન આંતરરાષ્ટ્રીય વિશ્વવ્યાપી યુદ્ધની પરિસ્થિતિમાં પણ કવિનું આ પૃથક્કરણ વેધક અને યથાર્થ નથી લાગતું શું ? કહેવાતી લોકશાહી અને ઉચ્ચતર સામાજિક વ્યવસ્થા માટે લડવાનો દાવો કરતાં રાષ્ટ્રો કેટકેટલા માનવસંહાર આદરે છે, કેટલાં નિર્દોષ બાળકો અને સ્ત્રીઓની નિર્દય કતલ કરી રહેલ છે ? તેથી કવિ નવા જમાનાની નવી યુદ્ધરીતિ તરફ નિર્દેશ કરે છે:—

"બસ, બાપુ! બસ બાપુ! વાત એ,
અજ નથી વાત નવા કાળની જી રે।
લાખના બદિ દઈને મુક્ત એકને કરો,
એ તો હવે વાત ગઈ કાલનીજી રે!"

'શાને' કાવ્યમા કવિ ધનવત અને તાલેવતોના જીવન અને સુખ સમૃદ્ધિ સાથે મુફલિસ અને ગરીબ શ્રમજીવી જીવનની કરૂણતા ચીતરે છે પણ કાવ્યાતે છેવટે કવિ આવો પ્રશ્ન કરે છે—

"શાને રચી આ દુનિયા બાબા!
કોણે રચ્યો આ ન્યાય!
ભરી તિજોરી છલકે સોને,
ખાલી કોઠી ખાવા ધાય
સુખી રોજ સુખમા શાને?
દુખી રોજ દુખમા શાને?"

આ કેવળ Escapist ભાગેડુ વૃત્તિ જ છે. કારણ કે આ શિવાયના ઇતર કાવ્યોમા પણ કવિ વારવાર વર્તમાન વિષમ સમાજવ્યવસ્થા અને તેના દુર્ગંધ મારતા સડેલા અગો પ્રત્યે ક્યારેક ઉપર મુજબ પ્રશ્ન કરી વિરમી જાય છે તો ક્યારેક તિરસ્કાર પ્રદર્શિત કરી થોભી જાય છે. જાણે 'સુખી સુખમા શાને' અને દુખી દુખમા શાને?' એ વ્યક્તિગત માલિકી અને સપત્તિની ભૂમિકા પર રચાયેલ મૂડીવાદી સમાજરચનાના ક્રમમા વસેલા વ્યાધિનુ મૂળ કારણ સમજતા ન હોય તેમ કવિ માનવસમાજને કોરી ખાનારી આ વસ્તુસ્થિતિ તરફ રોષનો આવિષ્કાર કરી રહી જાય છે. પરતુ એ રોગની દવા કે તેના પ્રકારો એ બતાવતા જ નથી : નથી તે વિષે કશો સ્પષ્ટ ઉલ્લેખ કરી આદેશ આપતા માત્ર એક જ સ્થળે કવિ કઈક ક્રાતિકારી માર્ગની દિશા સૂચવી શકે છે 'કયામત વેળા' વિષે ગાતા કવિ કહે છે—

"કયામત વેળા જ્યારે આવશે
ત્યારે કારા ને કિલ્લાઓ તૂટશે,
કેદી-કગાળોના ટોળા છૂટશે
ભૂખ્યાઓ લેશે ભોગ,
ખાશે ના ખાવા જોગ,
ત્યારે ખોટા ખરા લેખા ખૂલશે,
દેવે દુન્યાના દેવાઓ ડૂલશે,
બળશે ખાતા-કિતાબ,
બળશે ખોટા હિસાબ

ત્યારે દુંદાળાની દૂંદ ફૂટશે.
જાણે તિજોરીનાં તાળાં તૂટશે.
થાશે ઉઘાડી લૂંટ,
મૂઠી મૂઠીની લૂંટ" વગેરે.

આપણી આજુબાજુ પથરાયેલી વર્તમાન સમાજજીવન અને રાજકારણની જટિલ સમસ્યાના સાચા ઉકેલની ગેરસમજુતીના અભાવના સહરાના રણ જેવા પ્રદેશમાં ઉપરોક્ત ક્રાંતિકારી નિર્દેશ જ નેત્રહારક મીઠા વીરડા જેવો લાગે છે.

'ઇશ્વિરવિલાપ'માં કવિ ઇશ્વિર પાસે તેના દશાવતારની દયાજનક દશા પર હૃદયવેધક વિલાપ કરાવે છે. તો વળી અન્ય સ્થળે ઇશને દેશમાં જ જુએ છે. એની પ્રતીતિરૂપ પંક્તિઓઃ—

"લોક ઢૂંઢે છે દેવલ, દરગા, કહે વસે ત્યાં દેવ.
મારે મન તો વતનભૂમિના રજકણમાં પણ દેવ,"

કવિ સાચી કવિતા પણ ક્યાં જુએ છે તે તરફ પણ જુઓઃ—

"લોક સુણે કવિતા કવિઓની, પદમાં પ્રાસ, પ્રસાદ;
મારે મન તો કવિતા સાચી દુખિયાં દિલનો સાદ."

સમાજ અને સમસ્ત સંસારને દુઃખે કવિનું દિલ પણ સાથેસાથ દુઃખી છે. તેથી જ કવિ આવો સાચો લાગણીમય ભાવોદ્‌ગાર કાઢી શકયા છે.

પોતાના ધ્યેયની સિદ્ધિ અર્થે કયે સ્થળે જઈ કઈ રીતે પોતાના જીવનની આહુતિ આપવા માગે છે તે ઉદાત્ત આદર્શ પણ જુઓઃ—

"અંભોધિમાં અંબુ અખૂટ છે છતાં
નદી બધી ત્યાં જળ ઠાલવે, ન હું,
ના સિંધુ, ગંગા સમ છે પ્રસિદ્ધિ
તોયે અજાણ્યા રણમાં જવા ચહું.
તરસ્યાં જુગનાં એન, કંઠે શોષ ઘણો, તપ્યા
તવે ટીપું સમો હું ત્યાં શોષાઈશ ક્ષણેકમાં."

'ક્રાંતિ'ને મોઢે ચઢી જાણે કવિ સહસ્ત્ર જીભે બોલે છેઃ—

"ભયંકરા, ભૈરવ, ભીમ હું છું.
સંહારભૂખી નવક્રાંતિ હું છું.
દુર્દાન્ત હું દુર્દમ, દુષ્ટ, દ્વેષી
મેં શત્રુ માટે વિષવેલ પોષી."

આવી ક્રાંતિ વ્યવહારમાં મૂર્તરૂપે ઊતરી નથી. કારણ કે—

મજૂરને, ખેતર ખેડનારને,
ઝાડો તળે, ઝાડ ઉછેરનારને;

હોજોમહીં હોજ સરી જનારને,
મહેલોમહીં મહેલ ચણી જનારને.
મૈત્રી, પ્રેમ, દયા, સૌખ્ય, સામ્ય, અદ્વૈત ભાવના;
ધર્મોના સ્વપ્નમા સત્ય, વિશ્વવ્યવહારમાં નહીં.

'સંસ્કૃતિ અને 'પૂર્ણિમા' વગેરે કાવ્યમા કવિની કાવ્યબાની વિષયને અનુરૂપ ખીલી ઊઠે છે. જેમ કે:—

"હજારી મોગરો ખીલે, ખીલે છે પદ્મ સો દલે,
સંસ્કારે શોભતી સૃષ્ટિ, સંસ્કૃતિ, પ્રગતિ ફળે."

અથવા—

"ધીમે ધીમે વહે પાણી ઝરાના સિંધુ શોધતાં
આધા આઘા અજાણ્યા કો મુલકના દ્વાર ખોજતા."

તો વળી, "સહસ્ત્રપુત્રા–નર્સ" આપણા આધુનિક શહેરી જીવનના અને સંસ્કૃતિના અનિવાર્ય અંગસમી છતાં આજ સુધી સહુથી અવગણાયેલી દયાની દેવી પરિચારિકા (નર્સ)ના જીવનનુ મહિમ્નસ્તોત્ર જેવુ એક ઉત્તમ કાવ્ય છે.

"ગંગાવતરણ" અને "દશાવતાર" એ કવિના ખંડકાવ્યની ધાટીના લાંબા પ્રયત્નો છે. દશાવતારમાં આપણા પૌરાણિક ઐતિહાસિક ક્રમે અવતારોનું સુંદર આલેખન છે જ. પણ આધુનિક વૈજ્ઞાનિક દૃષ્ટિએ, પણ તેનું મૂલ્ય ઓછું નથી જ.

મુક્તકોમાં ક્યાંક અપહ્નુતિ, ક્યાંક મર્મ અને ચમત્કૃતિ, તો 'પ્રાર્થના' જેવા મુક્તકમાં પ્રભુને જ દીવો બની જવાની ભક્ત ઉરની વિનંતી છે.

આવા શક્તિશાળી કવિને મિત્રભાવે એક જ વાત કહેવાનું મન થાય છે. કેટલેક ઠેકાણે શબ્દો કે ભાવોના ચિત્રણમાં ભાવને કારણે ભાવા કે ભાષાને કારણે ભાવ કર્કશ બનતો લાગે છે. વૃત્તબદ્ધ કાવ્યોમાં કાવ્યબાનીમાં ગ્રામ્ય પ્રયોગોના કાંકરા છે તે નિર્મૂલ થવા જોઇએ. એ ઔચિત્યભંગ દૂર થાય અને કવિ વિષયનું વૈવિધ્ય ખીલવી ભાવ અને વિચારોની નવીનતા લાવી વધુ વિકાસ સાધે તો તેમની સમર્થ શક્તિનો વધુ લાભ ગુજરાત અને ગુજરાતી કવિતાને ગરવો બનાવશે. એટલી સહૃદય -સૂચના કરી, જનસમુદાયમાં લોકપ્રિય થઈ શકે એવા કાવ્યસંગ્રહના પ્રકાશન માટે ભાઈ પ્ર.ને અભિનંદન આપી, દૂરથી દીવડિયા જેવા લાગતા પણ પાસે જતાં ક્રાંતિના લાલ અંગારા જેવા લાગતા આ 'દીવડિયા'નાં મંદ મધુર તેજપ્રકાશનું દર્શન અત્રે સમાપ્ત કરીએ છીએ.

# ઝાંઝરી*

બાલગીતો કે બાલકાવ્યો લખવાં એટલે માત્ર બાલમનના ભાવો કે સંવેદને વ્યક્ત કરવાં એટલું જ નહીં બલકે બાલકના અંતરના ઊંડાણમાં ઊતરી જઈ એની સમગ્ર ચિત્તસૃષ્ટિમાં ડૂબકી મારી એનાં આ જગત પ્રત્યેનાં કુતૂહલ, કૌતુક આનંદ, જિજ્ઞાસા, ખંડનમંડનની વૃત્તિ એ બધા મનોભાવો સાથે યથાર્થ તાદાત્મ્ય સાધી એને ફરી વાર બાલભાષામાં–રસ અને ચમત્કૃતિપૂર્વક ઉતારવાં તે. ઉપરોક્ત વિચારને વફાદારીપૂર્વક અનુસરાય તો બાલકાવ્યો લખવાં–આજે જેટલાં લખાય છે તેટલાં કે રોજ રોજ સામયિકોમાં કે બાલમંદિરો કે મહાશાળાના પુસ્તકોમાં દેખાય છે તેટલાં–સહેલાં બની શકશે નહીં.

આટલી સમજ અને જવાબદારીના પૂર્ણ ભાન સહિત જે કોઈ બાલપ્રેમી કવિતાલેખક બાલગીતોની રચના કરવા બેસશે તે જે કંઈ લખશે તેમાં બાલમનનાં આંદોલનો તો અનિવાર્ય રીતે જ ખેંચી લાવશે; પરંતુ સાથે સાથે કાવ્યતત્વ પણ ઊપજાવી કાઢશે. કારણ, સાદો ભાવ એકલું કાવ્ય બનતો નથી. કવિતા બનવા માટે રસ અને ચમત્કારની આવશ્યકતા અપેક્ષિત રહે છે.

શ્રી. રમણિક કિશનલાલ મહેતા વર્ષોથી આપણાં બાળમાસિકોમાં અવારનવાર બાળગીતો લખતા રહે છે. એવાં બાળગીતોનો સંગ્રહ 'ઝાંઝરી' નામે તેમણે પ્રસિદ્ધ કર્યો છે. રૂપે રંગે સુઘડ અને સ્વચ્છ એવા બાળગીતના આ નાનકડા પુસ્તકનો પરિચય ભાઈ રમણલાલ સોની જેવા બાળમાનસના અભ્યાસી અને કવિજને લખ્યો છે તે યોગ્ય જ થયું છે. ભાઈ રમણલાલ સોનીએ પુસ્તકમાં બાળકાવ્યોના લેખન વિષે સામાન્ય ભયસ્થાનો પ્રત્યે નિર્દેશ કર્યો છે તે સાથે તેમજ બાળગીતોના લેખનના આંતરિક વલણમાં હવે પછી આવશ્યક ક્રાંતિ માટે પણ જે સૂચન કર્યું છે તે સાથે અમે સંપૂર્ણ રીતે મળતા થઇએ છીએ.

આ પુસ્તકનાં ગીતોને લાગેવળગે છે ત્યાં સુધી એમાંના કેટલાંક શ્રી રામનરેશ ત્રિપાઠીનાં વાનરસેના માટે આલેખાયેલ કાવ્યોનાં અનુકરણ જેવાં છે તો બીજાં સ્વતંત્ર છે.

શ્રી રમણિકભાઈ કાવ્યની ભાષા સાદી, સીધી અને સરળ રાખી શકયા છે. ઠેકઠેકાણે માધુર્ય અને સૌંદર્ય પણ છે. અને તેજ રીતે બાલમનના ભાવોનુ

---

* **ઝાંઝરી:** લેખક: રમણિક કિશનલાલ મહેતા, પ્રકાશક: ચોકસી બ્રધર્સ બાલાહનુમાન, અમદાવાદ: ક્રાઉન સાઈઝ. પૃષ્ઠ આશરે ૫૫. મૂલ્ય ૭ આના.

હોજોમહીં હોજ સરી જનારને,
મહેલોમહીં મહેલ ચણી જનારને
મૈત્રી, પ્રેમ, દયા, સૌખ્ય સામ્ય, અદ્વૈત ભાવના,
ધર્મોના સ્વપ્નમાં સત્ય, વિશ્વવ્યવહારમાં નહીં

'સંસ્કૃતિ અને 'પૂર્ણિમા' વગેરે કાવ્યમાં કવિની કાવ્યબાની વિષયને અનુરૂપ ખીલી ઊઠે છે. જેમ કે—

"હજારી મોગરો ખીલે, ખીલે છે પદ્મ સો દલે,
સંસ્કારે શોભતી સૃષ્ટિ, સંસ્કૃતિ, પ્રગતિ ફળે"

અથવા—

"ધીમે ધીમે વહે પાણી ઝરાના સિંધુ શોધતા
આઘા આઘા અજાણ્યા કો મુલ્કના દ્વાર ખોજતા"

તો વળી, "સહસ્રપુત્રા-નર્સ" આપણા આધુનિક શહેરી જીવનના અને સંસ્કૃતિના અનિવાર્ય અંગસમી છતાં આજ સુધી સહુથી અવગણાયેલી દયાની દેવી પરિચારિકા (નર્સ)ના જીવનનું મહિમ્નસ્તોત્ર જેવું એક ઉત્તમ કાવ્ય છે.

"ગંગાવતરણ" અને "દશાવતાર" એ કવિના ખંડકાવ્યની ધાટીના સારા પ્રયત્નો છે. દશાવતારમાં આપણા પૌરાણિક ઐતિહાસિક ક્રમે અવતારોનું સુંદર આલેખન છે જ. પણ આધુનિક વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ તેનું મૂલ્ય ઓછું નથી જ.

મુક્તકોમાં ક્યાંક અપહ્નુતિ, ક્યાંક મર્મ અને ચમત્કૃતિ, તો 'પ્રાર્થના' જેવા મુક્તકમાં પ્રભુને જ દીવો બની જવાની ભક્ત ઉરની વિનતી છે.

આવા શક્તિશાળી કવિને મિત્રભાવે એક જ વાત કહેવાનું મન થાય છે કેટલેક ઠેકાણે શબ્દો કે ભાવોના ચિત્રણમાં ભાવને કારણે ભાષા કે ભાષાને કારણે ભાવ કર્કશ બનતો લાગે છે. વૃત્તબદ્ધ કાવ્યોમાં કાવ્યબાનીમાં ગ્રામ્ય પ્રયોગોના કાંકરા છે તે નિર્મૂલ થવા જોઈએ એ ઔચિત્યભંગ દૂર થાય અને કવિ વિષયનું વૈવિધ્ય ખીલવી ભાવ અને વિચારોની નવીનતા લાવી વધુ વિકાસ સાધે તો તેમની સમર્થ શક્તિનો વધુ લાભ ગુજરાત અને ગુજરાતી કવિતાને ગરવો બનાવશે. એટલી સહૃદય સૂચના કરી, જનસમુદાયમાં લોકપ્રિય થઈ શકે એવા કાવ્યસંગ્રહના પ્રકાશન માટે ભાઈ પ્રેને અભિનંદન આપી, દૂરથી દીવડિયા જેવા લાગતા પણ પાસે જતાં ક્રાંતિના લાલ અંગારા જેવા લાગતા આ 'દીવડિયાં'ના મંદ મધુર તેજપ્રકાશનું દર્શન અત્રે સમાપ્ત કરીએ છીએ.

# ઝાંઝરી*

બાલગીતો કે બાલકાવ્યો લખવાં એટલે માત્ર બાલમનના ભાવો કે સંવેદનો વ્યક્ત કરવાં એટલું જ નહીં બલ્કે બાલકના અંતરના ઊંડાણમાં ઊતરી જઈ, એની સમગ્ર ચિત્તસૃષ્ટિમાં ડુબકી મારી એનાં આ જગત પ્રત્યેનાં કુતૂહલ, કૌતુક, આનંદ, જિજ્ઞાસા, ખંડનમંડનની વૃત્તિ એ બધા મનોભાવો સાથે યથાર્થ તાદાત્મ્ય સાધી એને ફરી વાર બાલભાષામાં–રસ અને ચમત્કૃતિપૂર્વક ઉતારવાં તે. ઉપરોક્ત વિચારને વફાદારીપૂર્વક અનુસરાય તો બાલકાવ્યો લખવાં–આજે જેટલાં લખાય છે તેટલાં કે રોજ રોજ સામયિકોમાં કે બાલમંદિરો કે મહાશાળાના પુસ્તકોમાં દેખાય છે તેટલાં–સહેલાં બની શકશે નહીં.

આટલી સમજ અને જવાબદારીના પૂર્ણ ભાન સહિત જે કોઈ બાલપ્રેમી કવિતાલેખક બાલગીતોની રચના કરવા બેસશે તે જે કંઈ લખશે તેમાં બાલમનનાં આંદોલનો તો અનિવાર્ય રીતે જ ખેંચી લાવશે; પરંતુ સાથે સાથે કાવ્યતત્વ પણ ઊપજાવી કાઢશે. કારણ, સાદો ભાવ એકલું કાવ્ય બનતો નથી. કવિતા બનવા માટે રસ અને ચમત્કારની આવશ્યકતા અપેક્ષિત રહે છે.

શ્રી. રમણિક કિશનલાલ મહેતા વર્ષોથી આપણાં બાળમાસિકોમાં અવારનવાર બાળગીતો લખતા રહે છે. એવાં બાળગીતોનો સંગ્રહ 'ઝાંઝરી' નામે તેમણે પ્રસિદ્ધ કર્યો છે. રૂપે રંગે સુઘડ અને સ્વચ્છ એવા બાળગીતના આ નાનકડા પુસ્તકનો પરિચય ભાઈ રમણલાલ સોની જેવા બાળમાનસના અભ્યાસી અને કવિજને લખ્યો છે તે યોગ્ય જ થયું છે. ભાઈ રમણલાલ સોનીએ પુસ્તકમાં બાળકાવ્યોના લેખન વિષે સામાન્ય ભયસ્થાનો પ્રત્યે નિર્દેશ કર્યો છે તે સાથે તેમજ બાળગીતોના લેખનના આંતરિક વલણમાં હવે પછી આવશ્યક ક્રાંતિ માટે પણ જે સૂચન કર્યું છે તે સાથે અમે સંપૂર્ણ રીતે મળતા થઇએ છીએ.

આ પુસ્તકનાં ગીતોને લાગેવળગે છે ત્યાં સુધી એમાંના કેટલાંક શ્રી રામનરેશ ત્રિપાઠીનાં વાનરસેના માટે આલેખાયેલ કાવ્યોનાં અનુકરણ જેવાં છે તો બીજાં સ્વતંત્ર છે.

શ્રી રમણિકભાઈ કાવ્યની ભાષા સાદી, સીધી અને સરળ રાખી શકયા છે. ઠેકઠેકાણે માધુર્ય અને સૌંદર્ય પણ છે. અને તેજ રીતે બાલમનના ભાવોનું

---

* **ઝાંઝરી:** લેખક: રમણિક કિશનલાલ મહેતા, પ્રકાશક: ચોકસી બ્રધર્સ, બાલાહનુમાન, અમદાવાદ: ક્રાઉન સાઇઝ. પૃષ્ઠ આશરે ૫૫. મૂલ્ય ૭ આના.

ઉચિત આવિષ્કરણ પણ છે.

તેની સાથે જ ભાઇ સોનીએ પરિચયના ઉપસંહારમાં મિત્રભાવે દર્શાવ્યું છે તેમ કેવળ પ્રાસરચનાને ખાતર ક્યાંક અજુગતી પંક્તિરચના થઇ ગઇ છે તો કેટલાંક ગીતોની પંક્તિઓ શુષ્ક અને એમાં રહેલ ઉપદેશના તત્વને કારણે કાવ્યત્વવિહોણી બની ગઇ છે.

એકંદરે, આ બાળગીતોનું પુસ્તક આપણાં બાળકોને પ્રિય થઇ પડશે એ વિષે અમને શંકા નથી. આખું પુસ્તક પ્રસિદ્ધ કરી આપણી બાળપેઢીની સેવા કરવા માટે ભાઈ રમણિકભાઇને અમે ધન્યવાદ આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે તેઓ વધુ ને વધુ કવિતાલેખન કરવા સમર્થ બનો.

# જન્મભૂમિ શબ્દરચના

## હરીફાઈ વ્યૂહ ૬૧

>બંધ...

...તારીખ<

૧૯ જાન્યુઆરી

પ્રવેશ ફીના દર ૯ આના

ઈનામો

રૂ. ૩,૦૦૦

માત્ર ૯ આનાસાં

પહેલું ઈનામ રૂ. ૧,૫૦૦ બાર માસિક હપ્તાથી

| બીજાં ઈનામો | બોનસ | વધુ પ્ર. પત્રો |
|---|---|---|
| રૂ. ૧,૦૦૦ | રૂ. ૪૫૦ | રૂ. ૫૦ |

પ્રવેશપત્રો મોકલવાનું ને પત્ર વહેવારનું સરનામું > જન્મભૂમિ હરીફાઈ વ્યૂહ ૬૧, પો. બો. નં. ૧૩૮, મેડોઝ સ્ટ્રીટ. કોટ, મુંબઈ.

જ્ઞાન, ગમ્મત અને અર્થલાભનો ત્રિવેણી

## ગૂંથણી



---


તંત્રીઓ : ઇન્દુલાલ ગાંધી, સમરસેટ સ્ટ્રીટ, કેમ્પ, કરાંચી

રતુભાઈ દેસાઈ, ઇરલા રોડ, વિલેપારલે (પશ્ચિમ)

કોલક, રતન ટેરેસીસ, ૧૬, માહીમ, મુંબઈ.


---

## –કવિતા કાર્યાલય તરફથી–

(૧) જે ગ્રાહકોએ હજી લવાજમો નથી મોકલ્યાં તેઓ મહેરબાની કરી પોસ્ટલ સ્ટેમ્પસ, મનીઓર્ડરથી મોકલી આપે. આવતો અંક જેમનાં લવાજમો નહિ આવશે તે સૌને વી. પી. કરવામાં આવશે. જેઓ ગ્રાહક તરીકે ચાલુ રહેવા ન માંગતા હોય તેઓ મહેરબાની કરી 'ના' લખી પોસ્ટલ-વી. પી. ખર્ચમાંથી અમને મુક્ત કરશે.

(૨) કાગળની અસાધારણ મોંઘવારીને કારણે અમારે કેટલીક બદલાની અને ભેટની નકલો હાલ તુરત થોડા વખત માટે બંધ કરવી પડી છે તે બદલ તે તે ભાઇઓ અને પત્રો અમને ક્ષમા કરશે.

(૩) જે લેખકો કવિતાઓ-લેખો મોકલે તેમણે પોસ્ટલ સ્ટેમ્પસ મોકલેલી હશે તો જ તેનો ઉત્તર મળી શકશે.

(૪) હવેથી બદલાનાં પત્રો, અવલોકનનાં પુસ્તકો, લેખો, કાવ્યો, લવાજમો, કવિતા અંગેની ફરિયાદો સૌ-કોલક, કવિતા કાર્યાલય, રતન ટેરેસીસ, ૧૬ માહીમ, મુંબઈ એ શિરનામે જ મોકલવાં.

# ક * વિ * તા

તંત્રીઓ :

ઈન્દુલાલ ગાંધી : રતુભાઇ દેસાઇ : કોલક

વર્ષ : ૨ : અંક : ૬ જાન્યુઆરી : ૧૯૪૩ અંક : ૧૮

## એક ચિંતા

"આવો દેહ અતીવ દુર્બલ સખે, શાને તમારો દીસે ?
ચિંતાભાર અસહ્ય શો શિર પરે આવો ઉપાડયો તમે ?
આપત્તિ કંઈ અર્થની નવીનવી આવી સતાવી રહી ?
કે શું પુત્રકલત્રમિત્રજનથી ધારી ન ઇચ્છા ફળી ?
કે વિદ્યુત્ સરખી ક્ષણેક ચમકી તેજેભરી સુંદરી
હૈયે દાહ દઈ ગઈ અગમ કો અંધાર માંહે સરી ?
આજે તાંડવ વ્યોમ–ભોમ–જલમાં જે કાલ ખેલી રહ્યો,
પાદાઘાત સૂણી શું તે હૃદયનાં વાધી ગયાં સ્પદંનો ?"

"ચિંતા લેશ નથી મને જગતમાં લક્ષ્મી મળે વા નહિ,
વિષ્ણુપત્ની પરાઇ, તે પ્રતિ કદી દૃષ્ટિ ધરૂં પ્રેમની ?
આપત્તિ નવ અર્થની કદી મને આવી સતાવી શકે,
હૈયું કાવ્યરસે રમે પછી મને શી અર્થબાધા નડે ?
હૈયે દાહ દઈ ન કો વીજસમી વ્યોમે શમી સુંદરી,
મારી વિદ્યુત તો સખે, સદનમાં મેં આંપમાં છે પૂરી.
લીલા કાળ તણી નિહાળી હૃદયે ભીતિ ન લેશે ધરૂં
એ તો નિત્ય તણી ક્રિયા જગતની, એમાં નવું ના કશું;
આ કાલાંબુધિને જલે પળપળે ઊઠે, રમે ને શમે
કૈં કૈં માનવબુદ્‌બુદો ત્યમ હું યે ઊઠું–શમું એ વિષે.
ચિંતા એક જ કોરતી હૃદયને : હોઇશ હું ના, તદા
મારા હીણું બિચારૂં આ જગતડું, તેનું સખે, શું થશે ?"

જ્યોતીન્દ્ર હ. દવે

# બે સાથીગીતો



[ ૧ ]

નાવ લઈ મારી નાની આજે,
　　　　જાઉં હું ઘાટે ઘાટે;
સફર સખ્યને સાધનારા કો –
　　　　સાગર સાથી માટેઃ

હાંક હું મારું: "આવો કોઈ,
　　　　આવો ઓ રે ! આજે;
"પાતાળ પાણી પાર કરી તટ—
　　　　પહોંચી જાવા કાજેઃ

"મારી મારી ખૂબ હલેસાં
　　　　થાકી ગયા હાથ મારા;
"લાલપીળાં જળ જોઈ જોઈ
　　　　આંખ ચઢયાં અંધારાં !

"એકલે હાથે કેટલાં મારું
　　　　ઊંડે નીર હલેસાં ?
"ક્યિહાં સુધી રે ! નાંગર્યે જાવી
　　　　નાજુક નાવ હમેશાં ?

"દહાડે સૂરજ, રાતે જોવા
　　　　એકના એક એ તારા;

"કેમે કરી હાય ! દીસે ન પેલા
　　　રૂડા દિવ્ય કિનારા ?"
બહાવરા એરી શો હાંક હું મારું
　　　ઘાટે ઘાટે આજે;
"જ્યાં હો ત્યાંથી આવી સાથી !
　　　બાવડું મારું સહાજે."

[ ૨ ]

આવ ને સાથી ! આવને સાથી !
　　　આવ ને સાથી ! આજે,
હિયે શોભાવી નાવડી આપણી
　　　નૂતન સુંદર સાજે.
બાંધિયે વ્યોમના તારા કેરાં
　　　હાંડી ઝુમ્મર ઝાઝાં,
વચ્ચે સુહવિયે ચંચળ ચંદ્રનાં
　　　તેજ સુહામણાં તાજાં.
ઘમ્મર વારિ વલોણાં કેરાં
　　　સુણિયે મીઠાં વાજાં,
શ્વેત સઢોમાં ભરી ભરી વાયુ
　　　સંચરિયે સાથી ! સાજાં.
ધીમે ધીમે સૂસવતા અહો !
　　　મંદાનિલને તાલે;
ઊંચી નીચી જલે થડકતી
　　　નાવડી આપણી હાલે,
મત્ત સમુદ્રે ભરતી વેળા
　　　આવ ને સાથી ! આજે;
નાનકડી નાવડી છોડી દઇયે
　　　નૂતન સુંદર સાજે.

રતુભાઈ દેસાઈ

# કવિતાનું રસાસ્વાદન

પ્રો. અનંતરાય મ. રાવળ

કવિતા કોણ, ક્યારે, કેમ લખે છે એ વિશે 'કવિતા' લેખો નોતરે છે એ એક સારી પ્રવૃત્તિ છે. એવી જ રીતે કવિતાને વાચવી આસ્વાદવી કેવી રીતે એ વિષય પર પણ થોડું લખાવું જરૂરી છે. હરેક માણસ જેમ કંઈ નહિ તો સ્નાનગૃહનો ગાયક (Bath-room singer) હોય છે જ, તેમ અંતરને છાને ખૂણે કવિ પણ હોય છે. કવિ, પણ છાનો, અણલખતો, એટલે કે કવિના જેવું જ સંવેદન અનુભવી ઊઠતો, પણ જીવનસંગ્રામની ભીંસમાંથી એને કલાત્મક રીતે વ્યક્ત કરવા માટે જરૂરી એવી નિરાંત મેળવી ન શકવાથી શક્તિની મંદતાને લીધે, ભાષાદ્વારા આત્માવિષ્કરણ (self-expression)ની ટેવ ને આવડત ન હોવાને લીધે કે પછી ઉદાસીનતાને કારણે તેને લખાતી વાણીમાં વ્યક્ત ન કરી શકતો, હૈયે હોય તે હોઠે ન લાવી શકતો, કવિ. એ રીતે કવિ હોવાનો દાવો 'હમ ભી ડીચ'ની માફક કરવો હોય તો હું કરી શકું. પણ એ સિવાય તો કવિતાનો લખનારો કવિ ન હોવાને કારણે, કવિતા સંબંધે લખતાં 'હું કવિતા કેમ લખું છું' ને બદલે એક કવિતાભોગી તરીકે 'હું કવિતા કેમ વાચું છું' એ વિશે જ બોલવાનો મારો અધિકાર. પણ જેને ઈષ્ટ આદર્શ માનતા હોઈએ તેની અપેક્ષાએ, એને સિદ્ધ કરવા મથતા અંગત પ્રયત્ન કે વલણમાં ઘણી ઊણપ હોય છે. તેથી, 'હું કવિતા કેમ વાચું છું' ને બદલે 'કવિતા કેમ વાંચવી જોઈએ' એ મુદ્દા પર જ સાહિત્યરસિક વિદ્યાર્થીઓ તથા સામાન્ય વાચકને માર્ગદર્શક કે ઉપયોગી થાય તેવી થોડી વ્યવહારુ સૂચનાઓ રજૂ કરવાના આશયથી નીચેનું લખાય છે.

'કવિતા કેમ વાંચવી જોઈએ'માં 'કેમ'ના 'શા માટે' અને 'કેવી રીતે' એવા બે અર્થ થાય. પહેલા અર્થ માટે તો એટલું જ કહેવાનું કે જ્યાં રસ, સૌંદર્ય, જીવનદર્શન ને કલા છે ત્યાં માણસ તેનાથી મુગ્ધ થયા વિના ને તેને નમ્યા વિના રહી શકતો નથી. કવિતા એ માનવીની વાણીનું નવનીત જેવું સુંદરતમ ને વિશુદ્ધતમ સ્વરૂપ હોઈ, કાન્તાને માટે જે કહેવાયું છે કે એ જેને ન આકર્ષી શકે તે સાધુ કાં જડ, તેવું તેને માટે પણ કહી શકાય. પણ એવા સાધુ કે જડની સંખ્યા બહુ વિરલ અને કવિતાના ભોગીઓની સંખ્યા વિપુલ જ હોય છે. એવા કવિતાના રસિકો કે ભક્તો પોતાની રસભૂખ શમાવવા પોતાની ગરજે કવિતા પાસે જવાના જ. 'શા માટે'નો જવાબ આટલામાં આવી જાય છે. પણ આપણે તેની પર નહિ પણ 'કેવી રીતે' પર જ આપણું ધ્યાન કેન્દ્રિત કરવું છે. કવિતાના આસ્વાદન માટે સાફ વાતાવરણ પ્રવર્તાવવું કરવા માટે પણ એની ચર્ચા આવશ્યક

થઈ પડે તેવી છે.

કવિતા જીવન ને જગતમાં મળતા અન્ય ઇંદ્રિયભોગ્ય સ્થૂળ આનંદો કરતાં ન્યારો હૃદયસંતર્પક સૂક્ષ્મ રસાનંદ આપનારી હોઈ એના વાચન—આસ્વાદન પૂર્વે વાંચનારના ચિત્તની એક પ્રકારની પૂર્વતૈયારી જરૂરની થઈ પડે છે. થાળીમાં મિષ્ટાન્ન જોઈને જ તે આરોગતાં પહેલાં જમનારના મોંમાં પાણી આવે છે તેમ 'કવિતા વાંચવી છે' એ ખ્યાલે જ રસિકના ચિત્તમાં એવું મીઠા ઔત્સુક્યનું પાણી છૂટવું જોઈએ. રસાનંદની જે આકાંક્ષા એ ઔત્સુક્ય જગાડે તે સાથે કે તે પછી કાવ્યવાચનાભિમુખ થતાં ચિત્તતંત્રને એને માટે સજ્જ થઈ જવાનું બને છે. મનને આ રીતે તૈયાર કરવાની સાથે જ બીજી એક એ તૈયારી કરી લેવી જોઈએ. પૂજાની ઓરડીમાં કે દેવમંદિરના ગર્ભાગારમાં સ્નાનશુદ્ધ થઈને ને કંઈ નહિ તો હાથપગ ધોઈને જ પ્રવેશી શકાય છે, તેમ કવિતાદેવીનાં દર્શનપૂજને જતાં તેના ભક્તે એટલા વખત પૂરતું જગત ને વ્યવહારની ગડમથલ ને ઉપાધિઓનું નાહી નાખવું જોઈએ. શેરબજારની ઘડીઘડીની ઉથલપાથલ જાણતા રહેવા ટેલિફોનનું ભૂંગળું એક હાથમાં ઝાલી બીજા હાથમાંના પુસ્તકમાંની કવિતા વાંચનારને ધોળા કાગળ પર છાપેલા કાળા અક્ષર વાંચી જવા સિવાય કાવ્યવાચનનું બીજું શ્રેય મળવાનું નહિ. 'સૌંદર્યો પામતાં પહેલાં સૌંદર્ય બનવું પડે' એ કલાપીની પંક્તિમાં ઘણું સત્ય રહેલું છે. કવિતાને ય સમજતાં ને માણતાં વાચકે સહૃદય (એટલે જેનું હૃદય કવિ સાથે સમાન છે એવો, સમસંવેદક) અને એમ કવિ બનવું પડે છે, કવિની ભૂમિકાએ પહોંચી જઈ ત્યાં ઊભા રહી તેની સંવેદનાનો સાક્ષાત્કાર કરવો પડે છે. હવે કવિનો સર્જનવ્યાપાર સૂક્ષ્મ હોય છે. જગતના ધમસાણની વચ્ચે પોતાનાં હૃદયના અંતસ્તલમાં ઊતરી જઈ યા કલ્પનાગગને ઊડવા મંડી કવિ જે સંવેદન અનુભવે છે અને વસંતમાં ગાયા વિના રહી ન શકનાર કોકિલની માફક તેને ગાઈ નાખે છે, તેને આસ્વાદવા સહૃદયને સ્થૂળ જગતને ભૂલી જવું ખાસ જરૂરનું બને છે. બીજા શબ્દોમાં, કવિતાવાચનને માટે તેના રસિકે શાંતિ ને નિરાંતની મનોદશા (mood) કેળવવી જોઈએ. ઉત્તમ કલાકૃતિઓ જેમ સર્જાય છે તેમના સ્રષ્ટાઓની નિરાંત (leisure)ની સ્વસ્થ પળોમાં, તેમ તેને આસ્વાદવી પણ જોઈએ એવી નિરાંતની અવસ્થામાં, અર્થાત્ બીજી બધી ઉપાધિઓથી મુક્ત અને તેથી તેના આસ્વાદને સારુ અનુકૂળ તથા તત્પર એવી મનોદશામાં. વાર્તા કે નવલિકાને ગમે ત્યારે વાંચી શકાય છે, પણ કવિતા તો વાંચવી જરા શાંતિ ને ફુરસદને સમયે અને જ્યારે એને માટે અનુકૂળ વૃત્તિ સર્જાય ત્યારે, ગમે ત્યારે નહિ.

આ સૂચનાઓને ખ્યાલમાં રાખીને કાવ્યવાચન શરુ કરનારે કર્તાના નામ ને કાવ્યના પ્રકાર પર બહુ ભાર મૂકવો નહિ. વાંચવા ઉપાડેલું કાવ્ય કોઈ ખ્યાતનામા કવિની કે મધ્યમ કક્ષાના મનાયલા કોઈ કવિની કે ઊગતા કવિની કૃતિ હોય તેથી કંઈ તે ઉત્તમ, સાધારણ કે કાચું બની જતું નથી. ઉત્તમ કવિનું કોઈ

કાવ્ય નબળું નીવડે અને મધ્યમ કે ઊગતા લેખકની કૃતિ સત્ત્વ ને પ્રતિભા ચમત્કારે ચમકતી હોય એવું ય બને. એટલે, વાંચવા લીધેલી કૃતિના કર્તાને ને તેની સારીમાઠી પ્રતિષ્ઠાના ખ્યાલને સદંતર અળગો રાખી તે કૃતિને તે જે કંઇ સત્ત્વ કે સમૃદ્ધિ દાખવી શકે તેને જ માટે અભ્યાસવિષય બનાવવી જોઇએ. એવી જ રીતે, મુક્તક, પદ, રાસ, ભજન, આખ્યાન, ખંડકાવ્ય, મહાકાવ્ય, પ્રતિકાવ્ય, સૉનેટ આદિ કવિતાસ્વરૂપોનાં લક્ષણાદિનો વાંચનારને પ્રાથમિક પરિચય હોય તો તો સારું જ, પણ તે ન હોય તો પણ કાવ્યનો કાવ્ય તરીકે રસ માણવામા તેથી કંઈ વિઘ્ન આવવું જોઇએ નહિ.

વાચન શરૂ કરતાં પહેલા હજી એકબે બાબતોમાં સાવધાની રાખવી જરૂરી છે. મનમાં વસી ગએલા સર્વ કોઇ પ્રકારના પૂર્વગ્રહોને એ વખતે ચિત્તમાંથી વેગળા ધકેલી દઈ ચિત્તને સાવ સાફ બનાવાય નહિ તો સંભવ છે કે કવિતાના રસાસ્વાદમાં તે પ્રથમથી જ મોટી બાધારૂપ થઈ પડે. ગેય કવિતાથી દૂર નાસવુ કે એમાં જ બધી ખરી કવિતા આવી વસી છે એમ માનવું, સૉનેટથી ભડકવુ કે તેને જ કવિતાજાતિમાં પૂજાસ્થાને બેસાડવું, યતિસ્વાતંત્ર્ય અને પ્રાસહીનતાથી ખીજાવું કે તેને જ નવી કવિતાનાં લક્ષણ માનવા, પૃથ્વી મુક્તધારા શુલભકી આદિ છંદો પ્રત્યે મુગ્ધ આદરભાવ કે અવિચારી અરિભાવ સેવવો, કવિ ન્હાનાલાલની ડોલન શૈલી કે ખબરદારના અખંડ પદ્યમાં કવિતા આવી શકે જ નહિ એમ યા તેથી અન્યથા માનવાનો આગ્રહ રાખવો, ચીંથરં બટન મજૂર ખેડૂ ભગી વેશ્યા આદિ વિષયો પર કવિતા લખાયલી જોઈ ચોપડી બંધ કરી દેવી યા એ બધાંને જ ખરા કવનવિષય માનવા આ બધાં વલણો આવા પૂર્વગ્રહોની જ સંતતિ ગણાય. મગજમાં ભરાઇ ગએલા આવા પૂર્વગ્રહોથી કાવ્યપરીક્ષણ દૂષિત બને છે, કારણ વાંચક કવિતાના બાહ્યસ્વરૂપના દર્શને જ **प्रथम ग्रासे मक्षिका** જેમ પોતાના પૂર્વગ્રહોને લીધે ઠોકર ખાય છે અને ભૂલી જાય છે કે બધાં તો સાધનો છે ને સાધ્ય તો છે જુદું જ, કાવ્યના રસાત્માનું દર્શન એ જ. માણસ તિલક ત્રિપુંડ તુલસીમાળા શિખા કસ્તી જનોઈ ઈ. ધારણ કરે છે કે નહિ એ જોવાથી કંઈ એની હૃદયસંપત્તિ કે ધર્મનિષ્ઠાનુ ભાન થતું નથી, તેમ કાવ્ય અમુક છંદમાં પ્રાસ વિના કે સાથે અમુક વિષય પર લખાયલું- તેથી તેના રસ-ધ્વનિરૂપ આત્માનો એમ ને એમ બોધ થઇ જતો નથી.

કાવ્યના બાહ્ય સ્વરૂપને લગતા આવા પૂર્વગ્રહોના જેવા એના અંતરંતત્ત્વ વિશેના ખ્યાલોના ય પૂર્વગ્રહો હોય છે. એ છે કવિતાવિષયક સૂત્રો ને સિધ્ધાંતો. કવિતાની અનેક કાવ્યમીમાંસકોએ આપેલી વ્યાખ્યાઓ કે લક્ષણો અને તેના વિશે ઉચ્ચારેલા સિધ્ધાંતોનું નાડું ઝાલી રાખી તેના બધ્ધ મતો પ્રમાણે જ કવિતાને

અવલોકવાનો પ્રયાસ કરનાર તેને કઈ ઘડીએ અન્યાય કરી નહિ બેસે એવું કંઇ કહેવાય નહિ. આવા સિધ્ધાંતો નકામા છે કે તેનું પરિચયજ્ઞાન અનાવશ્યક છે એવું અત્ર હરગીજ વિવક્ષિત નથી. એવા સિધ્ધાંતો કાવ્યસમજમાં માર્ગદર્શક અવશ્ય થાય, પણ મનને તેનાથી બાંધી રાખવાથી કવિતાના હાર્દ સુધી પહોંચવાને કે તેનું સમગ્ર સૌંદર્યદર્શન કરવાને બદલે તેના કોઈ એકાદ અંશ પર જ દૃષ્ટિ કરી તેના સારાનરસાપણા ઉપરથી આખીય કવિતાને સારું કે મોળું સર્ટિફિકેટ આપી દેવાનું થતાં તેમાં એકાંગીપણું આવી જવાનો પૂરો ભય છે એટલું જ કહેવું છે. બધાં લક્ષણો બાંધી દેવાનો લોભ રાખતી વ્યાખ્યાઓની જાળમાંથી છટકી જાય એવાં કેટલાંય તત્ત્વો જેમ દરેક વસ્તુને તેમ કવિતાને પણ હોય છે. 'કવિતા તો હોય અશ્રુ કે નિઃશ્વાસ જેવી' કે 'અર્થપ્રધાન તે જ ખરી કવિતા' જેવી સમજણોને અનુસરી એ જે અપેક્ષાઓ જગાડે તેની સાથે લઇને કોઈ કાવ્યને વાંચી જતાં તે જો પોતાના મનમાન્યા ખ્યાલને સંતોષી ન શકે તો તેમાં કવિતા નથી એટલે સુધી કહી નાખવાનું દુઃસાહસ અધીરા વાંચનારથી થઈ જવાનું. એટલે, કાવ્યના આસ્વાદન વેળા કવિતા વિશેના સિદ્ધાંતો કે પ્રચલિત માન્યતાઓના બોજાથી પણ મનને મુક્ત ને હળવું બનાવવું જરૂરી બને છે. ચુસ્ત સિદ્ધાંતપરસ્તી કાવ્ય-વિવેચનમાં કેટલીક વાર અનર્થ ઊપજાવે છે. કોઈ પણ કાવ્યકૃતિને તેના પોતાના જ ગુણદોષ પર તોળવી જોઇએ, અને વાચકે હૃદયની સાફ ને કોરી આરસીમાં કાવ્યની જે પ્રતિછવિ પડે તે પડવા દેવાની તૈયારી કરીને પૂર્વગ્રહમુક્ત ખુલ્લા (open) ચિત્તે કવિતા પાસે જવું જોઇએ. કવિની કાવ્યસર્જનની પળને સમભાવપૂર્વક અને કલ્પનાથી તાદૃશ કરી તેમાં સમરસ કે તદ્રૂપ બની કવિનાં જ ચશ્માં પોતાની આંખે લગાવી તે દ્વારા કવિનું દેખાડયું દેખનાર જ તેની કવિતાને પૂરી સમજી શકશે. એવા સમસંવેદક સિવાયના પાસે કવિતા પોતાનું સૌંદર્ય ને મર્મ ખુલ્લાં કરતી નથી.

આ બધી થઈ કાવ્યવાચન પહેલાં સાધવી જોઇતી માનસિક સજ્જાઈ. પછી આવે કાવ્યનું વાચન. વાંચતી વેળા કાવ્યને મોટેથી ઉચ્ચારીને વાંચવાની ટેવ હમેશાં પાડવા જેવી છે. ગવાય નહિ તો કંઈ નહિ પણ એનો કંઠપાઠ (recitation) તો અવશ્ય કરવો જ. કવિતાવાચન તો એક કળા છે જેનીય થોડી સાધના કવિતાના અભ્યાસીએ કરવી જોઇએ. **तद्भावभावित** બની છંદાનુસાર અને અર્થાનુસાર યતિસ્થાનોએ યથાયોગ્ય વિરામ લેતા જઈ સ્પષ્ટ ઉચ્ચારથી જો કાવ્ય વંચાય તો એના પાઠક અને શ્રોતા ઉભય અર્ધું કાવ્ય તો ત્યારે જ સમજી લે. કવિતા ગાઇ સંભળાવવાની જૂની પધ્ધતિ લગભગ લુપ્ત થતાં અત્યારે કવિતા માત્ર આંખનો જ વિષય બની ગઈ છે. એને અંગે કાવ્યગાન કે કાવ્યપાઠની કળાને તેમ આડકતરી રીતે ખુદ કવિતાને પણ થોડી ખોટ ગઈ છે.

(અપૂર્ણ)

# अस्मदीयम्

## બૂઝાયેલ દીવડિયો

હજી તો છેક ગયે મહિને જ 'કવિતા'ના અંકમાં જેમના 'દીવડિયા' નામા કાવ્યગ્રંથનું રસાત્મક ગુણદર્શન કર્યું, તેના યુવાન કવિ શ્રી પ્ર તા ૩૦-૧૨-૪૭ની મધરાતે આ ફાની દુનિયા છોડી પરલોકવાસી બન્યા છે

ગુજરાતનું સાહિત્ય-જગત એના કવિઓ અને લેખકોના અકાળે થતા અવસાન માટે જાણીતું છે શ્રી પ્ર ના યુવાનવયના અવસાનથી ગુજરાતી સાહિત્ય જગતે એક આશાસ્પદ કવિ અને લેખક ગુમાવ્યો છે વર્ષો પહેલા મરણ પામેલ શ્રી ગજેન્દ્ર બૂચ પછી શ્રી પ્રનુ મૃત્યુ એ એવું જ બીજું મૃત્યુ છે



શ્રી 'પ્ર' ઉર્ફે સ્વ પ્રભુભાઈ પટેલ

શ્રી પ્રનુ મૂળ નામ શ્રી પ્રભુભાઈ ભીખાભાઈ પટેલ મૂળ ગામ પારડી, જલાલપોર તાલુકામા રાષ્ટ્રીય શિક્ષણના એ પરિપાક જેવા હતા. વિદ્યાપીઠ અને શાંતિનિકેતનના તેજસ્વી વિદ્યાર્થી શાંતિનિકેતનમા પંડિત વિધુશેખર શાસ્ત્રી અને બાબુ ક્ષિતિમોહન સેન જેવા સમર્થ પુરુષો પાસે શિક્ષણ પામી તેઓ ત્યાં જ તેમના હાથ નીચે પુરાતત્ત્વ અને સંશોધનનું કાર્ય આરંભી ચૂક્યા હતા તેઓ ગુજરાતી, મરાઠી, હિન્દી, સંસ્કૃત અંગ્રેજી, પાલી ચાઈનીસ, ટિબેટન, ફ્રેન્ચ જર્મન ઉર્દૂ વગેરે અનેક ભાષાઓના અભ્યાસી હતા જૈન શાસ્ત્રના પણ તે અભ્યાસી હતા

પરંતુ આપણે ત્યા હંમેશ બને છે તેમ મોટા મોટા પંડિતો અને પ્રાધ્યાપકોથી દેશની ગુલામી દશા જોઈ શકાતી નથી અને તેઓ શિક્ષણનું કે સાહિત્યસર્જનનું અણમૂલ કામ છોડી રાજકારણમા ઝંપલાવે છે શ્રી પ્રનુ પણ તેમજ થયુ

તેમણે રાષ્ટ્રીય અસહકારની હિલચાલમા ભાગ લીધો જેલવાસી બન્યા જેલમાંથી બહાર નીકળતા લકવાના હુમલાના ભોગ થઈ પડ્યા એથી વધુ વર્ષ તેઓ જેલના કેદી મટી હૉસ્પિટાલોની પથારીના કેદી બની રહ્યા સહેજ સુધારો જણાતાં તેઓ છેલ્લા કેટલાક વર્ષોથી નવસારી ખાતે આવી કાયમી વસવાટ કરી

રહ્યા હતા. પરંતુ તેમની તબિયતે ફરીવાર ઊથલો માર્યો અને તેઓ છેલ્લા છથી વધુ સાલથી સાવ અશક્ત, અપંગ અને પથારીવશ જીવન જ ગાળતા હતા. થોડુંક લેખનકાર્યમાંથી મળતું તે અને બાકીનું મિત્રોની મદદ અને સહાનુભૂતિ પર જ તે નભતા.

ભારેમાં ભારે શારીરિક કષ્ટ ભોગવતા હોવા છતાં તે ખૂબ સહનશીલ અને આનંદી સ્વભાવ રાખી રહ્યા હતા. પથારીમાં પડયા પડયા તે કંઈ ને કંઈ લખી પોતાની હસ્તીને ઉપયોગી બનાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. તેમનાં ઘણાં લખાણો અપ્રસિદ્ધ અને બીજાં કેટલાંક અપૂર્ણ છે. પણ "દીવડિયા" એ તેમનો પહેલો અને હાલ તુરત તો છેલ્લો જ કાવ્યસંગ્રહ છે. તેમાંનાં ભાવોની સરળતા અને ભાષાની સચોટતા પ્રશંસાપાત્ર બની ચૂકેલ છે.

એ ઉપરાંત 'પ્રજાબંધુ'નું ગઇ સાલનું ભેટ પુસ્તક "દેશદ્રોહી" તેમનું જ છે. સુરતથી શ્રી વીમાવાળાના તંત્રીપદ નીચે પ્રસિદ્ધ થતા 'દાંડિયો' સાપ્તાહિકમાં "ગંગાવતરણ" નામની તેમની નવલકથા અધૂરી જ રહી ગઈ છે. 'રેખા'માં પણ 'ધરતીનાં છોરૂ" નામનું તેમનું નાટક આવતું હતું. એ ઉપરાંત ગુજરાતી સામયિકોમાં તેઓ અવારનવાર 'પ્ર'ની સંજ્ઞાથી લખતા હતા.

આવા એક બુદ્ધિશાળી, તેજસ્વી, આશાસ્પદ અને ઉપયોગી જીવનનો અકાળે યુવાનવયમાં દેહવિલય ગુજરાત માટે અને ગુજરાતી સાહિત્ય માટે અત્યંત ખેદ અને દુઃખનો વિષય છે.

આ નોંધના લેખક છેક તાજેતરમાં જ તેમના પરિચયમાં આવેલ. છતાં માંદગીની પથારી પર પડયા પડયા પણ તેમણે મારા પર તેમની સુજનતાની સરસ છાપ પાડી હતી.

તેમની પાછળ તેઓ વૃદ્ધ મા અને બીજાં સ્નેહી છોડી ગયા છે. તેમના દુઃખમાં 'કવિતા' પોતાની દિલસોજી વ્યક્ત કરે છે. અને મરનારના આત્માને શાંતિ મળો એમ ઇચ્છે છે.

રતુભાઈ દેસાઇ

# આંખડીથી છલકાતી સુરા

[રથોદ્ધતા]

: ૧ :

આંખડીથી છલકાવતી સુરા,
 સ્હેજ સાચવ તું એ જ આંખડી
નાખતી જિગરના કરી ચુરા,
 કેફથી સભર, ક્ષુણ્ણ બેઘડી.

: ૨ :

ખેલ જંગ નહિ સાથે આ સખા
 મૂકી આળ શિર યાતના ભર્યાં.
ભૂલ તે અયિ સુલક્ષણે ! ન ખા
 જે નવાઝતી નિગાસથી નર્યાં !

: ૩ :

છે અયુક્ત ધરતી સરોષતા
 વાત સાંભળી પૃથગ્જનો તણી;
જેહણે મુજ શુભો કર્યાં છતાં
 કેમ હું દુભવુ તેની લાગણી ?

: ૪ :

એક વાત મનમાં ઠસાવવા
 વાત સો જગત જોડી નાખતું,
પ્રીતિમાંહીં વિખવાદ લાવવા
 મેરૂઓ તૃણ તણા બનાવતું !

: ૫ :

સૌ ફરે મુજ થકી અરાંપરાં
 સાથ જેહ હક મિત્રતા તણો;
જોયુ ના તરફ માહરી જરા
 તે ગણે અભિનિવિષ્ટ તેમનો !

: ૬ :

સંપ્રદાય ગણી માહરો જુદો
 સાંકડા મનતણાં મને તજે,
એકમેક સહ જેમ બુદ્‌બુદો
 આથડી પથવિનાશનો ભજે !

: ૭ :

દીસતી સઘન દામિની સમી,
મારતી કનક કોરડે મને !
રહેતી નિત્ય ઉર ઓરડે રમી,
શું કહું, શું ન કહું વળી તને ?

: ૮ :

ભેટ ભવ્ય ! દિવસોની આવતા,
ન અપાઈ મુજને તું આજથી;
છો ઘસાતું સહુ મારું બોલતા,
જેમને અવગણ્યા જરા નથી.

: ૯ :

ખાઈને સમ કહું છું શત્રુના,
ના કદી હું મદિરાલયે ગયો:
સો બહાર પણ બીજી જોઉં ના
હોઉં—જો કદી, હું કોઈનો થયો !

: ૧૦ :

એકલો શકું ન ચાખી ચીજ કો,
હો ભલે વગર મૂલ્યે એ મળી;
હોય પાસ મુજ ભાગીદાર તો
ઝેર જેવી પણ લાગતી ગળી !

પતીલ

## પ્રભાત—સંધ્યા

અંજની

સ્વપ્ન સાથીઆ ઉષા પૂરે,
રમ્ય કલ્પના ઊઠે ઉરે,
ધ્યેય મિનારો દૂર સુદૂરે;
જીવનના વ્હાણે.

ભગ્ન સ્વપ્નથી આભ છવાયું,
દિલ પંખીનું ગાન વિલાયું,
આંસુનું ના બુંદ ઝીલાયું;
જીવન-સંધ્યાએ.

ઠાકોરલાલ પટેલ

# ભાંગ અને ગાંજો

શ્રી. નટવર મૂ. વીમાવાળા

દારૂની પ્યાલી-જામે શરાબના કેફ રૂપે હરિદર્શનની પ્યાસ રજુ કરતો સૂફીવાદ સુપ્રસિદ્ધ છે. ગુજરાતના કવિઓ-કલાપી, સાગર વગેરેએ પણ એ પ્રકારની ભૂમિકા પર કાવ્યરચના કરી છે. પરંતુ આપણા સ્વદેશી કેફસાધનો ભાંગ અને ગાંજો હરિદર્શનની પ્યાસ વ્યક્ત કરવામા વપરાયાનો નમૂનો ગુજરાતી ભાષામાં-ખરું જોતા એ ગુજરાતી ભાષામા નથી, પરતુ હિંદી ભાષામા છે, પણ ગુજરાતી કવિએ કરેલી રચના છે—ખાસ નજરે પડતો નથી. સુરતમાં ગઈ સદીમાં એ રચના કરનાર કવિ થઈ ગયેલ છે. તેમનું નામ હરકીશનદાસ શિવલાલ ભગત. તેઓ જ્ઞાતિએ ક્ષત્રિય હતા, અને તેમણે લગભગ એક હજાર ભજનો લખેલાં છે. તેઓ લગભગ સને ૧૯૦૦ની સાલમા ૭૦ વરસની ઉમ્મરે અવસાન પામ્યા. તેમનો ધંધો બ્રહ્મદેશમા હતો, અને ત્યાં જ અવસાન પામ્યા. સુરત છોડવુ પડ્યાનો પણ તેમને ખુબ શોક હતો અને તે પણ તેમણે પોતાના એક કાવ્યમાં વ્યક્ત કર્યો હતો:

ગઈ સુરત સોનેકી મુરત હાથમે છટકી
કયા કરુ પડા પરદેશ બાત કીસ્મતકી
મેને છોડી સુરત શહર મહેર તાપીકી
બ્રમદેશમેં કીયા પ્રવેશ રહા સાથીકી
ઈસ રચના દેખી માયા જગત વ્યાપીકી
દિન પર દિન તૃષ્ણા બઢે કામ પાપીકી
ગઈ સતમ ગતકી મળ્યા હાથસે સટકી

આ પ્રમાણે શોક કર્યો છે. સુરતના રેશમી કાપડનો ધંધો રંગૂનમાં જમાવનાર તેઓ જ હતા. તેમણે જુદા જુદા રાગોમા નાના ભજન રૂપે રામચરિત્ર તથા કૃષ્ણચરિત્ર પણ લખેલાં છે. ભાંગ અને ગાંજાને ભજનમાં ગૂંથનાર ગુજરાતી કવિ તેઓ એકલા જ હશે એમ માનવાને હરકત નથી; અને તેથી એ બંને કાવ્યો નીચે ઉતાર્યાં છે.

પીયો કોઈ જ્ઞાન ગાંજેકી કલી
દેખ ફિર પરમેશ્વરકી ગલી
મહાવાક્યકી કલી ચાર જીને હસ્ત મલ કરમલી
માયા બીજ અસાર નિકાલ્યો, ભાંગ ત્યાગ કર ભલી
ગુરુશબ્દકા ગાંજા સતો શ્રવણ ચીલમ ધર દલી
બ્રહ્મ અગ્નિકી આગ જલાવો, કર્મવાસના જલી

સોહં સૂકા રગડ મિલાવો તબ ઊઠે ગલગલી
જીવન મુક્ત પીયે જન જોગી, બ્રહ્માનંદ રસ રલી
હરનિશ રહે ચકચૂર નશામેં આવાગવન જબ ટલી
કરક સદા મન મગ્ન ફિરત હે જેસે કમલ પર અલી

*

પીઓ કોઈ જ્ઞાન ઘૂટકે ભંગ
લગે જબ જગતપતિસે રંગ
તન કર કુંડી મનકર સોટા, શુદ્ધ બુદ્ધિ જળ ગંગ
ઓહંસોહંકા રગડ લગાકે, પ્રેમ પ્રીત પ્રસંગ
કાલી મીરચી મમતા પીસો, વિષયવાસના સંગ
સાર અસાર સારીસે છાણો, આત્મ તત્વ અસગ
ભર કટોરા તત્વમસીકા, પીઓ સદ્ગુરૂકે સંગ
ચઢે ખુમારી બ્રહ્મજ્ઞાનકી, શીતલ હોય સબ અગ
ચાર વેદકો ભેદ પાય કોઈ, પીવે કરે સત્સંગ
કર્ક લહર યે ગુરૂ દયાકી, ચઢે ન દુજો રંગ

આ એ બે ભજનો. સૂફીવાદ અને આ કાવ્યોનું સામ્ય ફક્ત કેફની કેફ ભૂમિકામાં છે. પણ એક મોટો તફાવત એ છે, કે આ ભજનોમાં આ કેફવસ્તુઓનો ઉપયોગ અલંકાર રૂપે નહિ પણ કેવળ ઉપમા રૂપે કરેલો છે. એટલે સૂફી કાવ્યોને જેમ, સૂફીવાદ ન સમજતો હોય તે કેવળ મદિરાપ્રેમીનો લવારો ગણે, તેવું આમાં નથી. આમાં તો સ્પષ્ટપણે ભક્તિભાવની પરિભાષા વાપરેલી છે, અને તેથી કાવ્યહેતુ ગર્ભિત ન રહેતાં સ્પષ્ટ બને છે. જેમ કબીરજીની કૃતિ—

મેરી ચુનરીપે લગ ગયો દાગ પિયા
ધોએ ધોએ મયેં હારી

એ પ્રસિદ્ધ ભજનમાં "કાહેકા પનઘટ કાહેકી ચુનરી" એવો પ્રશ્ન પૂછી પનઘટ અને ચુનરીના અર્થ સ્થૂળ રીતે આપી દીધા છે, તેવી આમાં રચના છે, પરંતુ તેથી ગુજરાતી કવિઓના કાવ્યમહાભંડારમાં આ રચનાઓની જ વિશિષ્ટતા છે એને બાધ આવતો નથી. કવિ પોતે મોટા વેપારી હતા, પણ વેપાર જળકમળ વત કરતા. તેમણે અત્યંત પ્રમાણિકપણે જ બધું જીવન ગાળ્યું છે, અને

સંસાર શું સરસો રહે તે મન મારી પાસ

એવુ જીવન જીવનારા તરીકે તેમની ખ્યાતિ છે. તેમનું જીવન નિર્વિકાર, નિર્લેપ ભક્તપુરૂષના જેવુ જ હતું એવી વ્યાપક માન્યતા છે. તેમણે સુરતમાં અશ્વિનીકુમારની બેઠકના દરવાજા પાસે ભક્તેશ્વર મહાદેવ નામનું એક દહેરું બંધાવેલુ છે. ફેરફ એ તેમનું તખ્લ્લુસ છે, અને દલપત ચરણના કવિઓ પેઠે દરેક ભજનની છેલ્લી લીટીમા તેમણે પોતાનું નામ છેક મોખરે મૂક્યું છે. એમની શરી કર્ક હતી ને પરથી તેમણે એ તખલ્લુસ યોજેલુ છે, એમાં પણ તેમની અધીનતા, નિર્વ્યાજભાવ ને શ્રદ્ધા દેખાઇ આવે છે. એવાં નામવિધાન ઘણીક વાર અહતાના સૂચક હોય છે, અને એવી અહંતા ન રાખવાનો પ્રેમાનંદનો નીમ, અને એવી અહતા રાખ્યા માટે તેણે એક શિષ્યની કરેલી ઉપેક્ષાનો પ્રસગ જાણીતો છે. આ કવિનાં બધાં ભજનો ચોપડી રૂપે છપાયાં નથી, ફક્ત થોડાક કાવ્યનો એક સગ્રહ પદરેક વરસ પર પ્રકટ થયો હતો. ભજન લખનારા આવા કવિઓ ગુજરાતમા બીજા પણ ઘણા પડ્યા હશે, અને તેમનુ સર્જન સામાન્ય રીતે અસાધારણ નહિ હોય, તો પણ ક્યાંક ક્યાંક તો તેમણે અસાધારણ ઉડ્ડયન બતાવ્યુ હશે, અને તેવા ઉડ્ડયનોના નમૂનાઓ સઘરી લેવામાં આવે તો તે કોઈ રીતે અજુકતુ નહિ લેખાય. એ દષ્ટિએ જ આ નાનકડા લેખદ્વારા આ કવિનાં વિશિષ્ટ ઉડ્ડયનનો પરિચય આપ્યો છે તે કવિતારસિયાઓને અવશ્ય આનદ આપશે એવી આશા છે.

---

શૂન્ય઼ા ! મને અંતર એક વાંછના
કે માનવી કેરી મલિનતાના
પંકે કદિ આ ઉરનું બનાવજે
ખીલી રહ્યું પંકજ શાંત સૌમ્ય !
વા અન્ય કે પંકજસૌરભોમાં
મહેકતું અંતર રાખજે આ !

મુકુન્દરાય પંડ્યા

# ચિર વિદાય....

– મિશ્રોપજાતિ –

સ્મિતે ભર્યું મોહક મુખ તારું,
ને કીકીઓ ભમ્મર બેય કાળી,
વેણી ભર્યો કેશકલાપ તારો,
ભૂલી શકું શે ભૂલવા છતાંયે

લઈ અબોલા ચિરકાલ સાટે,
વહી ગઈ જીવન-પન્થમાંથી,
મારે સદા કાળ રહ્યું ફૂટાવું,
તમિસ્ર ઘેરી જગકેડીઓમાં

ઉસ્તાદહીણું થઈને બસૂરું,
મારું પડ્યું જીવન-બીન સૂનું,
એ બીનના તાર હવે ન વાગશે,
કે મ્હેફિલો સંગીતની ન જામશે

**વાસુદેવ જાની**

# વિરાટનું સંગીત

(રાગ-ઈશ્વરવિવાહનો)

સૂરજચંદ્ર બે દીવડા
પવન વેણુ વાય,
સાગરની નોબતું ગડગડે
જગમાં જય જય થાય.

ધરતીના લીલુડા માંડવે
આકાશી ચંદરવા હેઠ,
સંગીત જામ્યું આ વિરાટનું
ઉર ઉર રેલતું ઠેઠ.

ડોલે વનો, વનરાઈઓ,
ડોલે સાગર—નીર
ડોલે ગગનના ચાંદલા
ડોલે ગિરિવર--શિર.

આનંદ આનંદ ઊછળે
હૈયે હરખ ન માય,
બ્રહ્માંડને પટ પ્રકૃતિ
હસી હસી પુલક ધરાય.

**વ્યાસ પ્રભુદાસ કાલિદાસ**

# એક સાંજ

(ગોપનાથ)

ઝાંખી ધાર; અકમ્પ શ્યામ વડલા; સન્ધ્યા, નિશા સ્તબ્ધ સૌ.
થંભ્યા સ્હેજ રૂડી દિશા ઘન મહીં એકાદ બે તારલા.
સિન્ધુ પૂર્ણ પ્રશાન્ત; નિઃસ્વન પડ્યાં વિસ્તીર્ણ મેદાન ને
જંપ્યું જંગલ; માત્ર મંદ પવને ધીમી વહે વેદના.
સૂનું અંતર એકલું પડી રડે. અંતસ્થ ગંભીરતા
આંસુમાં વહી જાય; મ્લાન વદનો ગ્લાનીભર્યાં આવરે
ઓચિન્તાં સ્મૃતિને; વિશાદ દિલનો, ઊંડી વિજોગી વ્યથા
કોને બોલું જ્યહીં જરી ન સમજું, એકાન્તમાં મર્મને.

**પ્રબોધ**

(૧)

ણુય માર ન મોહ, ન વેદના
ણુય કેવળ સાર અગારમાં!
ણુય-બંધન મુક્તિ સનાતના,
ણુય અંતર ઐક્ય ઉપાસના!

'નૈ'

(૨)

દીધો શિવાજી શિવનેરી તેં તો
ને તે પછી તું ઢગ પથ્થરોનો.
શિવાજી જેવા ભડ આજ આપે
તો ધન્ય છે તું શિવનેરી ધન્ય!

ભગીરથ મહેતા

(૩)

તારે પથે નિબિડ તિમિરે ઉછળે નીર મોજાં-
વા હોયે ત્યાં ગરજન કદી મસ્ત ઝંઝાનિલોનાં:
ના બ્હીવાનું તદપિ તુજને:-દીપ માગે જલંતો
રેલી રંગે તુજ પથ મહીં તેજની કોરિ મેર:
ના બ્હીવાનું—અડગ પગલી મૂકજે આવતામાં!

દત્તાત્રય ભટ્ટ

(૪)

લખાયેલાં મારા કદિક યદિ કાવ્યો નિરખું, ને
ત્યદિ ગૂંથાયેલા વિષય પર ઊંડું મનન હું
કરૂં તો થાતું કે: કવન કહું આને? નહિ, નહિ;
પ્રયત્ને શોધેલા શબ્દઢગ, છંદો સગવડો
પ્રમાણે યોજેલા વિશદ પણ ના લેશ વિષયો;
-તરંગોની પાંખે અનિયમિત નિર્ધ્યેય કથનો.

જયાનંદ દવે

(૫)

: મુક્તધારા :

જોઉં જ્યારે વાદળીની ફરતે હું રૂપેરી બે
આશાપૂર તેજભરી ચમકતી કોર:
ત્યારે તારી કીકીઓની કિનારીએ કિનારીએ
જોઉં સખી! ભાવનાની અમિમય દોર.

મીનુ દેસાઈ

# નવલરામ-સુધારક અને વિચારક

પ્રેમશંકર હ. ભટ્ટ

ઇસુની ૧૯મી સદીના પ્રારંભના ને વચગાળાનાં વરસોમાં, ગુજરાતનું સામાજિક જીવન વહેમ, અંધકાર, અજ્ઞાન અને અનેક પ્રકારના કુરિવાજોથી ખદબદતું હતું. એ સમયે કેળવણીનો પ્રસાર નહિ જેવો થયો હતો. તાજી અસ્ત થયેલી મુસલમાન સત્તાની અસરનાં અવશેષ રૂપે ફારસી ભાષાનો ને કસીદા વગેરેનો ગુજરાતના સંસ્કારી કુટુંબોને પણ બેહદ ચટકો લાગેલો. 'રાયજી' નાગ જેવા નામો પણ 'સાહિબરામ' થતા ને સંધ્યા પણ ફારસીમાં થાય. રંગપાણી ઊડે. ગૃહસ્થ ઘરમાં ક્યાંય મરણપરણના પ્રસંગે રામજાણીઓ કુટુંબની અન્ય સ્ત્રીઓની પેઠે ઘરમાં કામ-કાજમાં ભાગ લે એમાં ગૌરવ ગણાય. એવો એ જમાનો હતો. ને એમાં ય સુરતનું વાતાવરણ તો મલબારીએ ગાયું છે તેમ એ બધામાં શિરોમણિ રૂપ હતું :—

> હર બ્હાને દોલત ઉડાવે, ભેગી કરેલી વડવાની
> મોટા નાના નાચ નચાવે, સરઅવસર પણ ઉજાણી
> ...    ...    ...
> નાચ ને મુજરા, ફુલના ગજરા, ઉડે ફુંવારા અત્તરના.
> દેશદેશથી આવે ગવૈયા, વરસ સાઠથી સત્તરના.

આવા જમાનામાં—એટલે ઈ. સ. ૧૮૩૬માં નવલરામનો સુરતમાં જ જન્મ થયેલો. સમગ્ર ગુજરાતમાં સુધારાનો ડંકો વગાડનાર વીર નર્મદ, આપણા નવલકથાસાહિત્યના આદિ જનક નંદશંકર, વૈષ્ણવ ધર્મમાં એ સમયે ચાલતી બદીને હચમચાવી નાખનાર 'મહારાજ લાઈબલ કેસ'વાળા કરસનદાસ, મહીપતરામ, રણછોડભાઈ એ બધા એક હોડીના.

આવા વાતાવરણથી કાદવમાં ઊગેલા કમળની જેમ અલિપ્ત રહીને, સુધારાની, સંસ્કારની, જ્ઞાનની ને સાહિત્યની ઉપાસનામાં જ રત રહેવું, આયુષ્યની પૂરી એક પચ્ચીશી ભાવનાની એકમાત્ર સિદ્ધિ અર્થે ખર્ચવી એ હકીકત ઘણી ગૌરવભરી ગણાય. નવલરામભાઈનું જીવન એ દૃષ્ટિએ અલૌકિક છે. સંસાર-સુધારો ને સાહિત્ય એ બે ધ્રુવતારકને અનુલક્ષીને જ એમણે એમની જીવન-યાત્રા આદરેલી ને પૂર્ણ કરેલી.

સંસારસુધારાની જ વાત કરીએ તો બાળલગ્નનિષેધક સભા—જે અમદાવાદમાં ઈ. સ. ૧૮૭૦માં સ્થપાઈ હતી—એના મંત્રી તરીકે એમણે વર્ષો સુધી તનમનથી કામ કરેલું. એ અંગે એમણે સાહિત્ય પણ ઘણું લખ્યું છે. નર્મ, મર્મ, વિનોદ ને હાસ્ય સાથે કટાક્ષનો દોરો ગૂંથીને સામાજિક કુરિવાજો પર એમણે ઘણા હળવા ભારે પ્રહારો કર્યા છે. બાળલગ્નનો ઉપહાસ કરતી એમની એક 'જનાવરની જાન' નામની ગરબીમાં બાળલગ્નની નિન્દા તો છે જ; તે ઉપરાંત

ખુશામત ને ખોટી ઉધ્ધતાઈ કે ફૂલણુવેડા ઉપર પણ સબળા ઘા માર્યા છે. જુઓઃ–

સાજને શ્રેષ્ઠ ઉંટડા હીંડે ઊંચી ઓડે,
હેના હરાડે વાંકડાં કામદારોની ગોડે.

આ પંક્તિમાં કામદારો ને મોટા ફૂલણજીઓ પર સારો કટાક્ષ છે. હવે એજ ગરબીનાં ખુશામદખોરોનું આપ્યું છે તે ચિત્ર જુઓઃ—

ટટ્ટુઓ ટગુમગુ ચાલતાં, પૂઠે ગરીબ ગધેડા,
હાજી હાજી કરી હીંડતા ડીફાં વિના અતેડા.

અને છેવટ બાળલગ્નની ક્રૂર હાંસી જેમાં થઈ છે એવી પંક્તિઓ

વરરાજા એ માસનું બાળ બેં બેં કરતું
ઝડપાયુ ઝટ ઝોળીમાં મન માડીનું ઠરતું.

ને આટલુ અધૂરું હોય તેમ કટાક્ષની ધાર વધુ તીણી કરે છે

ચાર પગાંની જાન આ જોડી બે પગાં સારું,

આ પંક્તિ હું ફરીને બોલું છું

સમજે તો નવલ સાર છે, નહિ તો હસવું તો વારું.

આ રીતે લોકોના મન રંજિત કરીને, નર્મદની જેમ 'જોસ્સાપૂર્વક' Shocks આપીને નહિ પણ હસાવીને, રાજી રાખીને ઉપદેશ બોધવો, જ્ઞાનપ્રચાર કરવો, કુરિવાજોને હણવા એ નવલરામભાઈની વિશિષ્ટતા હતી. આવા સમાજ-સુધારક ને બાળલગ્નની હાંસી કરનાર નવલરામના પોતાના જ ૧૪ વર્ષની વયે તો બે વાર લગ્ન થયેલાં એ પણ વિધિનું વૈચિત્ર્ય જ ને?

નવલરામભાઈના જીવનને ને સાહિત્યને એક બીજું પાસું પણ છે. નરસિંહરાવભાઇ સંસારસુધારાના જે લખાણુંને 'પ્રયોજિત સાહિત્ય' એવું નામ આપે છે એ આપણે જોઈ ગયા. હવે એમના 'શુદ્ધ સાહિત્ય'નાં લખાણો તરફ વળીએ.

સાહિત્યના અન્ય પ્રકારોની જેમ વિવેચના પ્રકારને સૌપ્રથમ નર્મદે સ્પર્શેલો એ હુ જાણું છુંઃ પણ એના આ જાતનાં લખાણો અપૂર્ણ, ત્રુટક, ઉપરછલ્લા, અસ્પષ્ટ અને શાસ્ત્રીય વ્યવસ્થા વગરના છે. સાચા અર્થમાં વિવેચનો નથી. ગુજરાતી સાહિત્યની ધરતીમાં શાસ્ત્રીય ને તુલનાત્મક વિવેચનાનો રોપ પ્રથમ-પહેલો વવાયો તો નવલરામભાઈના હસ્તે જ. આપણા સાહિત્યમાં 'જૂની સ્કૂલનો અસ્ત' ને 'નવીનો ઉદય' જાહેર કરવાના કોડ એમણે નર્મદ પરના એક કાગળમાં વ્યક્ત કરેલા. કાળબળે, સ્વાધ્યાયે, એકધારી સાહિત્યોપાસનાની લગનીએ, અભ્યાસ પૂરો મેટ્રીક લગીનો નહિ છતાં, એમના આ કોડ પૂરાયાઃ એમના વિવેચનોમાં સ્વસ્થ, શાંત ને ઠરેલી દૃષ્ટિ, વિદ્વત્તા, શાસ્ત્રીય પૃથક્કરણરીતિ, દૂરદર્શિત્વ, ગુણદર્શન સાથે તટસ્થ રીતે દોષો દાખવવાની ને એ રીતે ગ્રંથકારને માર્ગદર્શન કરાવવાની વૃત્તિ વગેરે ગુણોને લીધે એમનાં વિવેચનોએ એમને જોઈતું તે સાહિત્યના 'પ્રથમ પરીક્ષક'નું પદ મેળવી આપ્યું. એમના અવસાન

પ્રસંગે જે શોકોદ્‌ગારો નીકળેલા તેમાં નીચેના, 'સુબોધ ચિંતામણી'ના કર્તા વલ્લભ પોપટ શેઠનાં વચનો પણ એ જ વાતની પ્રતીતિ કરાવે છે:–

"નવલ વિવેચક વિના, શૂન્ય સાક્ષરતા ભાસે:
ભાષાની માધ્યસ્થી કસીને કોણ તપાસે?
ટીકાકારની ગાદી પડી ખાલી ગુજરાતે:
કોણ હીરા પારખે ઝવેરી જાતાં આજે?"

ગ્રંથાવલોકન, કાવ્યકલા ને શાસ્ત્ર સંબંધી અનેક લેખો, જોડણી, વ્યાકરણ, ભાષા, પિંગળ, શિક્ષણ સંબંધેના મનનીય ને શાસ્ત્રીય લખાણો, કવિઓનાં જીવન અને કવનની આલોચના વગેરે વિભાગોમાં એમનું વિવેચનસાહિત્ય-નવલગ્રંથાવલિના ચારે ભાગનું ઘણુંખરું લખાણ–વ્હેંચાઇ જાય છે. 'પ્રૌઢીની સાથે સરળતા, રસપ્રવાહની સાથે વિચારગણાટ, સંગીન શાસ્ત્રીયતાની સાથે પારદર્શક સ્પષ્ટતા, તરંગલીલાની સાથે વિવેક' વગેરે ગુણોવાળો 'ઇંગ્રેજ લોકોનો સંક્ષિપ્ત ઇતિહાસ' પણ એમણે લખ્યો છે.

આવા વિવેચનો ને શાસ્ત્રીય લખાણોની વાત બાજુ પર રાખીએ, તો સર્જનાત્મક સાહિત્યમાં પણ નવલરામભાઈએ પ્રશસ્ય ફાળો આપ્યો છે. મેઘદૂતનું ભાષાંતર–ને એ ભાષાંતર માટે તો એમણે 'ખાસ "મેઘ છંદ" યોજ્યો છે; વીરમતી નાટક, મોલિયેરના ફ્રેંચ નાટકના અંગ્રેજી અનુવાદ 'Dumb Lady' or Mock Docter' ઉપરથી ગુજરાતી રૂપાંતર 'ચિત્રકહેવતોના ભંડાર અને ઢોંગસોંગના સંગ્રહસ્થાન' (સાઠીનું સાહિત્ય, પૃ. ૭૭) જેવું હાસ્યમય 'ભટ્ટનું ભોપાળું', યોજનામાં દલપતરામના 'ફાર્બસ વિલાસ'ને મળતું પણ સાવ સ્વતંત્ર, એમણે જ રચેલી હિંદી કવિતાવાળું ને કાવ્યચર્ચા કરતું પુસ્તક 'અકબર બિરબલ'; કવિ નર્મદાશંકરની જીવનકથા વગેરે નવલરામભાઇનાં પુસ્તકો આ વિધાનનાં સબળ સમર્થનો છે.

કાવ્યસમગ્ર સંબંધેના નવલરામભાઇના વિચારો નર્મદે પ્રવર્તાવેલા વિચારોથી બહુ વિકસિત કે અદ્યતન નથી. એઓ કવિતાનો અર્થ સર્જનાત્મક કલા ગણે છે– "કુદરતનું સ્વરૂપ તે કવિતા...અને ચીતરનાર તે કવિ. આ અર્થમાં ચિતારો અને ગવૈયો પણ કવિ." (ન. ગ્રંથાવલિ, ન. ઠા. પરીખ કૃત. પૃ. ૨૭૬). નર્મદ રસ શબ્દની વ્યાખ્યા આપતાં 'રસ એટલે અંદરની મજા' એમ કહે છે. નવલરામભાઇ પણ રસ શબ્દની આછી વ્યાખ્યા એક સ્થળે આપે છે. કાવ્યની શૈલી સંબંધે વાત કરીએ તો નર્મદે 'બાની એટલે બોલવાની તથા લખવાની છટા' એમ કહ્યું છે. નવલરામભાઇ પણ નર્મદની જેમ અંગ્રેજી Diction શબ્દના પર્યાય લેખે આ શબ્દ વાપરતા જણાય છે. કાવ્યના છંદોદેહમાં નર્મદનો પક્ષપાત અક્ષરમેળ વૃત્તો તરફ ઢળેલો હતો, ત્યારે નવલરામભાઇ માત્રામેળ, દેશી ગરબીઓ વગેરેના પક્ષપાતી હતા. નવલરામભાઇએ છૂટક કવિતાનો પણ 'ખંડ કવિતા' એવો અર્થ કર્યો છે. છૂટક સામાન્ય પદો કે ગરબીને ખંડ-કાવ્યો કહ્યાં છે. સંસ્કૃત

નવલરામભાઇની નર્મદની જીવનકથામાંથી પણ નર્મદનું વ્યક્તિત્વ સચ્ચાઇના રણકા કરતું એની ત્રુટીઓ ને સમર્થતાઓ સહિત-તરી આવે છે. સુધારામાં ગાજતા નર્મદે ઉત્તર વયે ધર્મપરિવર્તન કર્યું એની ચર્ચાનો ભાગ નવલરામભાઇની મમર્થ વિચારશક્તિ ને પ્રૌઢ ગદ્યશૈલીનો સુંદર નમૂનો છે. આ જીવનકથા બધી રીતે સર્વાંગસંપૂર્ણ છે એમ કહેવાનો મારો ઉદ્દેશ નથી પરંતુ

હે નર્મદ! મમ મિત્ર! તુજ કરું શ્રાદ્ધ હું આજ!
લે અર્પું યશઅંજલિ-પિતૃલોક પ્રિય ખાજ.

... ... ...

પિંડદાન જલદાન એ, આદિક વિધિ વિવિધ
તથાપિ પંડિત શ્રાદ્ધમાં યશાંજલિ જ ઉચિત.

એમ નવલરામભાઇએ જ આ જીવનકથા લખતાં કહ્યું છે. આ કથા એ તો 'મિત્રશ્રાદ્ધ' છે, ભક્તિભાવભરી 'યશાંજલિ' છે.

હું પણ નવલરામભાઇને આ અર્પી રહ્યો છું તે શ્રદ્ધાંજલિનો સમારોપ કરું. આજથી લગભગ સો વર્ષ પહેલાં બાળલગ્ન વગેરેની કૌટુંબિક જંજાળોનાં બંધનમાં બંધાયેલા ને નિશાળમાં ન ભણ્યા જેવું ભણતર ભણેલા, નબળા બાંધાના નાજુક એવા એક જુવાને કેવળ કાળબળે જીવન અને સાહિત્ય ખેડ્યું. કોઇક નિશાળના દશ રૂપરડીના નવમા આસિસ્ટન્ટની જગ્યાએથી રૂા. બસોના દરમાયે રાજકોટ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલપદે પહોંચ્યા. સુધારાના નશામાં ચકચૂર એવા ભલભલા ડોલી ઊઠતા ને ભાંગી પડતા એવે ટાણે પોતાની માન્યતા ને સિદ્ધાંતોને છેવટ સુધી વફાદારીપૂર્વક વળગીને એકરંગી રહ્યા; ને કેવળ સાહિત્યોપાસનાએ, -અભ્યાસીવૃત્તિએ, ખંતે ને આત્મબળે ગુજરાતી સાહિત્યના સાચા અર્થમાં આદિ ને અનન્ય વિવેચક બન્યા એ બીના ખરેખર -અલૌકિક છે, પુરુષાર્થભરી ને પ્રેરક છે, સહુ કોઇની વંદનાને પાત્ર છે.

(ઓલ ઇંડિયા રેડિયોના મુબઇના મથકેથી તા. ૧૯-૧૧-૪૨ના રોજ કરેલું પ્રવચન, ઓલ ઇંડિયા રેડિયોના સૌજન્યથી સાભાર.)

પુરાણી પ્રીતિની ચમક તુજ નેત્રે નિરખવા
મથ્યો, ખોળી તારે હૃદય, પણ ના ક્યાંય નિરખી
તહીં ઓચિન્તાની સુન્જ ઉર વિષે દૃષ્ટિ પડતાં
નિહાળ્યું રે મારું હૃદય તુજ સ્મૃતિ સભર છે!

હૃદયનાથ

## ગૂંથણી



---


તંત્રીઓ : ઇન્દુલાલ ગાંધી, સમરસેટ સ્ટ્રીટ, કેમ્પ, કરાંચી.

રતુભાઈ દેસાઈ.

કોલક, પાર્ક રોડ, વિલેપાર્લે.


---

**કવિતા કાર્યાલયનું નવું શિરનામું**

# કવિતા કાર્યાલય

**પાર્કરોડ–વિલેપારલે**

**—હવેથી—**

કવિતાઓ, લેખો, બદલાનાં પત્રો, લવાજમો-
ફરિયાદો બધું જ ઉપરના શિરનામે મોકલવા વિનંતિ.

# ક * વિ * તા

તંત્રીઓ :

ઇન્દુલાલ ગાંધી : રતુભાઇ દેસાઇ : કોલક

વર્ષ : ૨ : અંક : ૭ ફેબ્રુઆરી : ૧૯૪૩ અંક : ૧૯


## अस्मदीयम्

ઉષા સંધ્યા કેરા નિત નિત નવા રંગ ગગને
સખે! જોયા તેં તો જીવન તટથી એક દૃગથીઃ
ફરી આજે ઊગી પુલકિત ઉષા રમ્ય જીવને
પ્રસારીને કૂંણાં કિરણ કરી દેદીપ્ય પગથી.

ફર્યાં બંને સાથે દિવસરજની વાત કરતાં
અને એકાંતોમાં હૃદયવ્રણની ગોઠડી કરી.
સુવેળા ત્યાં આજે–કમળવદની પાદ ભરતાં
સખે ! મીઠી ખુશ્બો વ્રણ રૂઝવશે સાથ વિહરી.

અને હું યે તારાં સુખદુઃખ મહીં સાથ કરતો–
મને સદ્ભાગી હું ગણું તુજ પ્રફુલ્લિત જીવને!
કવ્યાં તેં કૈં કાવ્યો, સરજી પ્રતિમા–પ્રાણ ભરતો
હવે એ સૌ ગાશે જીવનભર માંગલ્ય કવને.

જીવો દીર્ઘાયુષ્યે–કમળવરણા કાવ્યસુમને–
ગજાવો કૈં ગીતો રસિકરંગણાં આ ત્રિભુવને!

कोलक

# વડોદરાના વડલેથી ખરેલાં પાન

## શ્રી. ધનસુખલાલ મહેતા અને શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે

[વડોદરાની સાહિત્ય સભાએ વાર્ષિકોત્સવ નિમિત્તે ત્રણ દિવસનો કાર્યક્રમ રાખ્યો હતો. એ કાર્યક્રમમા પહેલે દિવસે હરિકીર્તન, બીજે દિવસે કવિઓનો મુશાયરો અને ત્રીજે દિવસે શ્રી ધનસુખલાલ મહેતા અને શ્રી જ્યોતીન્દ્ર દવેનાં ભાષણો હતાં.

એમાંથી પહેલા દિવસનો કાર્યક્રમ સફળતાથી પાર પડયો હતો પણ બીજા દિવસના કાર્યક્રમમાં તોફાન થયુ. કેટલાક શ્રોતાઓએ આ કાર્યક્રમ સામે વિરોધ ઉઠાવ્યો "મુશાયરા અને આનંદના કાર્યક્રમો નથી જોઈતા" એવા ઘોંઘાટો વધવા લાગ્યા. એ ધાંધલ એટલી હદ સુધી પહોંચી કે છેવટે મુશાયરો બરખાસ્ત કરવો પડયો. આમ આ કારણે ત્રીજા દિવસનો કાર્યક્રમ પડતો મૂકવામાં આવ્યો.

શ્રી. ધનસુખલાલ માંદગીને કારણે રજા પર હોઈ અમદાવાદ હતા. તેમને વડોદરા માટે આમંત્રણ આપવામા આવેલુ પણ તેમણે તરત જ પહેલેથી જ ના લખી દીધેલી. શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે ભાષણ આપવા માટે વડોદરે ગયા.

પણ વડોદરે જતા જ વડોદરાના સમાચાર સાંપડયા. આગલા દિવસનાં તોફાનની વાત સાભળતા જ્યોતીન્દ્ર દવેના અંતરમાં તોફાન જાગ્યું "ભાષણ કરું કે ન કરું ?...તોફાન-તોફાન." થઈ ચૂકયું. એમણે ભાષણ ન કરવાનો નિર્ણય કર્યો. ત્યાંના સ્થાનિક વ્યવસ્થાપકોએ એમને જણાવ્યું કે "પોલીસનું રક્ષણ રાખશું-પોલીસ બંદોબસ્ત" વગેરે. પણ જ્યોતીન્દ્ર દવેનો જવાબ હતો, "પોલીસ રક્ષણ નીચે ભાષણ કરવું પડે એના કરતાં ન કરવું તે શું ખોટું ?" એઓ એમને એમ ભાષણ કર્યા વિના પાછા ફર્યા.

પણ વડોદરાને વડલેથી ખરી પડેલાં પાનની વાત વધીને અમદાવાદ પહોંચી. શ્રી. ધનસુખલાલને ખબર પહોંચી કે "જ્યોતીન્દ્રની સભામાં તોફાન થયું-સડેલાં ઈંડાં ફેંકાયાં-ટામેટાં ફેંકાયાં-જ્યોતીન્દ્રના ટાલવાળા માથા પર ઈંડા અને ટામેટાંની કુસ્તી થઈ. એમાં બંનેનો કચ્ચરઘાણ થઈ ગયો. જ્યોતીન્દ્રના માથા પર ઈંડાની ઢેદી અને ટામેટાંના રસની ગંગા- જમના લહેવા લાગી. લોકોએ સખત ધાંધલ કરી અને જ્યોતીન્દ્રને અંધારામાં છૂપાઈ જવું પડયું." વગેરે.

આ વાત સાંભળતાં શ્રી. ધનસુખલાલનો એમના મિત્ર પ્રત્યેનો સદ્ભાવ ભરાઈ આવ્યો. એમની સહૃદયતામાંથી કાવ્યનો જન્મ થયો. શ્રી ધનસુખલાલે એક કાવ્ય શ્રી જ્યોતીન્દ્ર પર લખી મોકલ્યું. તે કાવ્ય નીચે આપવામાં આવ્યું છે.

શ્રી. ધનસુખલાલનું કાવ્ય વાંચીને શ્રી જ્યોતીન્દ્રને કાવ્ય લખવાની સ્ફુરણા થઈ. અને એમણે એ કાવ્યનો જવાબ કાવ્યમાં જ શ્રી. ધનસુખલાલને જ

લખી મોકલ્યો. એગની એ કવિતા નીચે આપી છે. ગુજરાતના એ ધુરંધર હાસ્યરસના સાક્ષરો વચ્ચેની આ 'કવિતા'ની આપલેનો બનાવ ગુજરાતી સાહિત્યમાં ઐતિહાસક છે અને ચિરસ્મરણીય રહેવાને સર્જાયેલ છે. એ બંને કવિતાઓ વાંચીને વાચક પણ એ આનંદ માણી શકશે.—કોલક. ]

---

(૧)

"જે ભાષા નરસિંહ નાગર કવિ, શોધી ગયો સુલભે"
જે ભાષા મહી છે અસંખ્ય ર. વ. દે. કેરી કથાઓ વળી.
જે ભાષામહિ મુક્ત હાસ્ય ખિલવી, તું કીર્તિ પામ્યો અતિ.
તેનો આ ઉપહાસ આજ નિરખ્યો, આનન્દ ને ખેદથી.

વિજય કરશું વડોદરે
મ્હોશે નર ને નાર,
એવે સ્વપ્ને ચાલિયો
હરિહરનો કુમાર.
વિજય ન થયો વડોદરે
મોહ્યાં નહિ નરનાર,
વીલે મ્હોંએ સંચર્યો,
હરિહરનો કુમાર.

ધાર્યું'તું વરશે જયશ્રી મુજને, વક્તૃત્વના વ્હેણમાં,
ડૂબી મુગ્ધ થશે, સહુ નગરના નારી નરો બાળુડાં.
પામ્યો શું ? હુરીઓ ! ઇંડાં સડી ગયાં, પાકાં ટમેટાં જ તું.
ના તૃપ્તિ થઈ ? તો પડે જ ડફણાં વાંછેછ તું એવું શું ?

વ્હાલા બન્ધુ ! સહન કરતાં શીખજે તું હવેથી,
છોડી દેજે સ્થળ સ્થળ જઈ ભાષણો આપવાં તું–
જ્ઞાને પૂરો, પણ શરીરમાં રાંકડી ગાય જેવો,
ભાંગી ભૂકો ખચિત જ થશે, હાડકાંનો તું માળો.

**ધનસુખલાલ મહેતા**

(૨)

જે ભાષા નરસિહ નાગર નરે કાવ્યે રસાળી કીધી,
ગો મા ત્રિ, ર વ દે, ક મા મુનશીએ જેમા કથાઓ ગૂથી,
જેના સૌમ્ય, ગભીર, સુન્દર મુખે હાસ્યચ્છટા આણવા
આધિવ્યાધિઉપાધિગ્રસ્ત તદપિ યત્ન ધર્યો જોરમા,
તે ભાષા અધિકારહીન જનની આગે ન ઉચ્ચારવી
એવુ માની, સખે! વડોદર વિષે મે મૂકતાને ભજી

× × ×

"વિજય કરશુ વડોદરે મ્હોશે નર ને નાર,
એવે સ્વપ્ને ચાલિયો હરિહરનો કુમાર"
હરિહરનો કુમાર, સ્વપ્ના સેવતો ભલે
પણ કૃષ્ણલાલ કુમાર, તેની કથા કો સાભળે?
વડોદરેથી આવિયુ ભાષણ કરવા માટ
આમત્રણ તે જોઈને નાઠો અમદાવાદ
નાઠો અમદાવાદ ધન ધન ક્ષત્રિય બાળ તુ!
તારી આગળ વાદ કરવા શા અમ કાયરે?

× × ×

મોહ્યા ભલે ના બાળુડા, મોહી ભલે ના નાર,
મોઘા ઘરમા મે સખે ચોખા દાળ જુવાર
લાખો મરતા ભૂખથી અનાજની જ્યા તાણ,
મ્હોવા ઇચ્છે નાર ત્યા તુ સરખા વિદ્વાન?

× × ×

વડોદરાની વાત, વસમી શી કરવી સખે?
ભાષણ કરવા માટ જઇ પ્હોચ્યો હુ હોસથી
"શ્રોતે વાળ્યો દાટ, મુશાયરો મોઘો પડયો,
પ્રેમાનદ સાક્ષાત્ ગાગરમા ડૂબી મૂઓ!
કોલાહલ ઘોઘાટ, ખુરશીઓ ઊછળી રહી
લીધી ઘરની વાટ કવિએ કચ્છો મારીને–"

સૂણી મેં એ વાત વડોદરે પ્હોંચી સખે!
મનમાં વાળી ગાંઠ 'મારે અહીં ના બોલવું.'
હુરિયો, ઈંડાં, લાત, ટામેટા પાકા વળી
એની શી છે વાત? જોયું મેં તો ના કશું.

× × ×

"ધાર્યું'તું વરશે જયશ્રી મુજને"—કોણે કહ્યું એ તને?
મારી તો જયશ્રી વસન્ત સદને, બીજી ખપે ના મને.
દૂબી મુગ્ધ બની ગયાં નગરનાં નારી, નરો, બાળુડાં,
એવા કૈંક મળી ગયા અનુભવો; સ્વપ્નાં ન એનાં રહ્યાં,

× × ×

"વ્હાલા બન્ધુ! સહન કરતાં શીખજે તું હવેથી,"
શબ્દો તારા નિરખી મુજને ઊપજે હાસ્ય સ્હેજે.
જોવું, મ્હોવું, સમરવું, રટવું, પામવું, ખોવું, રોવું,
લોવું પાછું નયન જળ, ને ભૂલવું,-શાન્ત થાવું:
એવું એવું જીવનભરમાં ભાગ્ય નિર્માણ સૌનું—
એ હું જાણું; સહન કરતાં શીખવે શું મને તું?

× × ×

ભયસ્થળેથી નિત દૂર ભાગવા મને સખે! તું સૂચવી રહ્યો છે.
પરંતુ ખેડી નિત જોખમો નવાં આગે જવું, એ સહુ લ્હાવ મર્દના.
ખમ્યા નથી ઘા જઈને રણાંગણે, ઘવાયલાની ગત તે શું જાણે?
સુદૂર જે સુંદરીથી સદા રહ્યો તે નેણના શું શરપાત માણે?
કૂવો નિહાળી ય છળી મરે તે સમુદ્રનાં ગર્જનને શું જાણે?
સભા થકી દૂર સદા ફરે તે ઈંડા તણો વૈભવ શું પ્રમાણે?

× × ×

મને ટમેટા, હુરિયો, સડ્યાં ઈંડાં
મળ્યા, સૂણીને કલપી જ એમ વા
આનન્દ જો થાય સખે! તને તો
તૈયાર હું એ દુખ સૌ વધાવવા.
બીજા ના કારણે કાંઈ, રાજી તું થાય તો સખે!
સભાસ્થાને જઇ નિત્યે સહું ઈંડાપ્રહારને.

જ્યોતીન્દ્ર હ. દવે

# 'સંવેદના'ની સમીક્ષા

**ફોલક**

સંવેદના શ્રી નંદકુમાર પાઠકનો પ્રથમ કાવ્યસંગ્રહ. શ્રી નંદકુમારની પાંચેક વર્ષની કાવ્યપ્રવૃત્તિનો ફાલ -એમના 'સંવેદના'માં ગ્રંથસ્થ થયેલ છે. આ કાવ્ય-ગ્રંથના નામમાં પણ કાવ્ય છે. જીવનમાં બને છે તેમ કેટલાંક માબાપો પુત્રનાં નામો પાડવામાં ખૂબ પ્રવીણ હોય છે પણ તેમને પુત્રો નથી હોતા. કેટલાંક દંપતીઓને પુત્રો ઘણા હોય તો તેમને હલ્લુ, મલ્લુ, અને લલ્લુ જેવાં જ નામો સૂઝે. કવિતામાં યે આવી જ દશા છે. કેટલાક કવિઓ ઘણાં કાવ્યો લખે, ઘણાં ગ્રંથો બહાર પાડે, ત્યારે તે ગ્રંથોનાં નામો સારાં નથી હોતાં. કેટલાક કવિઓમાં સુંદર નામો પાડવાની શકિત હોય તો કવિતાઓ નથી હોતી. આ કવિમાં એમ નથી. 'સંવેદના' એ સુંદર નામ છે. 'કવિતા'–'કન્યા' એમ હરકોઈને આપવાં જેવું એ નામ છે. કાવ્યસંગ્રહોનાં નામોની પસંદગી કન્યાઓનાં નામો પાડવામાં કરવામાં આવે તો અજાયબી જેવું કશું નથી. 'ઈલા કાવ્યો'માં ઈલા એક હતી. આજે ગુજરાતમાં અનેકાનેક 'ઈલાઓ' છે. આમ કવિ કાવ્યોનો સર્જક છે તેવી જ રીતે નામો પાડનાર 'ફોઈની' ગરજ પણ સારે છે. અસ્તુ.

વેદના જેને પ્રિય છે–વેદના જ જેના દિલનું દર્દ છે–વેદના જ જેનું કાવ્ય છે એવા કવિનું 'સંવેદના' મારે માટે પણ એક કાવ્ય છે. ત્રણેક વર્ષ પહેલાં મેં એક કાવ્ય વાંચેલું. એ કાવ્યનુ નામ હતું 'એક પત્થરને વિંટળાએલી લતાને જોતાં' એ કાવ્યવેલી આજે આ 'સંવેદના' કાવ્યગ્રંથને વીંટળાયેલી જોઉં છું.

આ સંગ્રહના સારામાં સારાં કાવ્યોમાંનું એક તે આ 'લતા'નું છે. એમાં ઋજુતા છે–સહૃદયતા છે. કવિ જડમાં ચૈતન્યના દર્શન કરે છે. કવિનું હૃદય એટલું બધું સૂક્ષ્મ બને છે કે એ લતાના જીવનમાં–એની વ્યથાને પણ જોઈ શકે છે. કવિ આ કાવ્યમાં સંપૂર્ણ રીતે સફળ થયેલા છે.

આ કાવ્યની પંક્તિઓનું માધુર્ય આ–પંક્તિઓને ફરી ફરી ગાતાં આપણે અનુભવી શકીશું. ભાઈ પાઠક કવિતાના છંદમાં રમે છે અને છંદ ભાઈ પાઠકના હાથમાં રમે છે. એઓ છંદને મુલાયમ બનાવી શકે છે. એઓ વર્ણન કરતાં–પોતાના અન્તરના ઉદ્‌ગારને શબ્દદેહે મૂર્ત કરતાં–પોતાની કલ્પનાઓને પાદપંક્તિના માધુર્યમાં નિમજ્જન કરતાં સહેજે કળાવિધાયક બને છે. એ લતાને સંબોધતાં કવિકીકી શું જુએ છે ? કવિહૃદયમાં એ લતા પ્રત્યે કેવી સહૃદયતા ઉદ્‌ભવે છે ?

> ભૂકોને ખેલનો તારાં, અકેલી સર્વને ત્યજી,
> વીંટાઈ પત્થરે શાને પુષ્પને પલ્લવો સજી !

કવિહૃદયમાં પ્રશ્ન ઊઠે છે–પણ એ પ્રશ્નનું સમાધાન પણ કવિ જાતે જ કરે છે અને છેવટે કવિ અત્યંત મધુર–ભાવભીની રસાર્દ્ર પંક્તિઓથી કહે છે—

જો ચાહવું, પત્થરમાં ય તો પછી
ન પ્રાણ કાં પાથરવા ઉમંગે ?
જો વિશ્વની ગૂઢ વિચિત્રતામાં
છે જીવવું તો ખીલવું બધે ન કાં ?

'મૂક સંદેશ' સાંભળનાર કવિનું હૃદય કેટલુ સૂક્ષ્મ હશે ? પ્રેમ છે ત્યાં પ્રાણ પણ પાથરવા–એ કવિહૃદયની વાત કોના અન્તરને ન સ્પર્શે ? એક બાજુ પથ્થર છે. બીજી બાજુ પુષ્પે પલ્લવતી નવવસંતની કોડીલી લતા છે. લતા પ્રાણ પાથરે છે. પથ્થર પથ્થર જ રહે છે. છતાંયે કવિનો ધબકાર એ લતાના પ્રેમને ધન્યવાદ આપે છે. માનવજીવનમાંયે એવા પથ્થરો અને લતાઓ કયાં નથી ? મનુષ્ય માનવજીવનમાં જુએ છે તે જ કવિ નિર્જીવના જીવનમાં જુએ છે. કવિને માટે તો ચૈતન્યની સૃષ્ટિ અને જડ સૃષ્ટિ એ બંને સરખી છે.

આ સંગ્રહમાં એમનાં કથાકાવ્યોમાં જ એમની પ્રતિભા ખૂબ ખીલી ઊઠી છે. એમનું એકેએક કથાકાવ્ય સફળ કાવ્ય છે. કથાકાવ્યોમાંનો સંસ્કૃત વૃત્ત ઘણો જ સફળ છે. એ કથાકાવ્યો છંદના વૈવિધ્ય અને ઔચિત્યને લીધે પણ આકર્ષક બન્યાં છે. 'નવોઢા'માં પણ કવિએ જેમ પ્રકૃતિમાં પ્રભુતાને જોઈ તેમ આ કથાકાવ્યમાં પણ કવિ અનિલને કહે છે—

વહી રહ્યો સૌમ્ય સમીર શીળો,
બાલા ઉરે પણ જલે કંઈ ઊનો,
અનિલ ! સહુ વૃથા આ યત્નચાળા જવા દે,
રમે પ્રેમી હૈયાં પરજગતના રૂઢ નિયમે.

પ્રેમી હૈયાંની વકીલાત કરનાર કવિમાં યે પ્રેમ તો છે–પણ પ્રેમ કરનાર માટે પણ પ્રેમ છે. કવિ 'અનિલને' પણ સાફ સાફ સંભળાવી દે છે. પ્રેમીહૈયાંની રમતમાં પવન વિક્ષેપ કરે એ પ્રેમ કરનારને તો ન જ ગમે પણ સાથે સાથે કવિને પણ નથી ગમતું. એમનાં કથાકાવ્યોની એકેએક પંક્તિ લલિતમધુર છે–મંજુલ પદાવલી બની છે. એ બધી પંક્તિઓ અહીં મૂકવી અશકય છે. છતાંયે કવિ આ કાવ્યમાં એક વસ્તુ વીસર્યા છે–અને તે ગેરસમજને લીધે–આ કાવ્યમાં છંદની ભેળભેળ થઈ ગઈ છે. ચાર જ લીટીઓમાં ચાર વૃત્ત. અને એ દરેક વૃત્તનો લય જુદો જ છે. જેમ પ્રેમી હૃદયો વચ્ચે એકલય હોય તો જ ત્યાં પ્રેમ સધાય તેવી જ રીતે આ પંક્તિઓ વચ્ચે પણ એ એકલય હોય તો ત્યાં રસાસ્વાદ–પદાવલી માધુર્ય

માણી શકાય—નહિ તો નહિ જ. ગુજરાતમા કવિ અને કવિતા એ બે વચ્ચેના પ્રેમમા આ ભેળભેળ છંદનો પવન ખૂબ ખલેલ ઉભી કરે છે. હું પણ ભાઈ પાઠકની જેમ એ ભેળભેળ છંદને પ્રાર્થના કરુ કે

"કવિ ને કવિતા કેરા પ્રેમે, વિક્ષેપ લાવ ના!"

બેશક કવિને છંદની ભેળભેળે કેટલીક જગાએ ઊંધા માર્ગે દોર્યા છે. છતા યે કવિની હથોટી પ્રશસનીય છે એમને અમુક છંદમા કવિતા ઉતારતા પ્રયત્ન કરવો પડયો છે—પ્રયત્ન કરવો પડે છે એવી એક પણ પંક્તિ ઝાખી લાવી શકે તેમ નથી. છંદમા એઓ એમના કાનને વિશેષ વફાદાર રહ્યા છે. પૃથ્વી, મંદાક્રાંતા, શિખરિણી, મિશ્રજાતિ, અનુષ્ટુપ, દરેકે દરેક છંદમા એમણે સરળતા આણી છે છે એ જ એમની સિદ્ધ હથોટીનો પૂરાવો છે. અને આ સિદ્ધિ એમણે પાચ જ વરસમા મેળવી છે—તે બદલ એમને હાર્દિક અભિનંદનો. એમની સાચી પ્રતિભાએ જ એમને આના કુશળ શિલ્પી બનાવ્યા છે પૃથ્વી છંદમાની પંક્તિઓ આપણે જોઈશુ—તો સ્પષ્ટ જોઇ શકીશુ કે કવિને છંદ એટલો બધો અનુકૂળ થઈ ગયો છે—કે શાહજહાનની જેમ કવિ કોઈ રાજમાર્ગે નહિ ફરતા હોય એમ દેખાય.

સંસ્કૃત વૃત્તની પંક્તિઓમા છંદનો શિલ્પી જોઈ શકશે કે કવિએ છંદને કેવો મુલાયમ બનાવ્યો છે! જ્યા દીર્ઘાક્ષર છે ત્યા જ શબ્દ પૂરો થાય છે. આથી સંસ્કૃત વૃત્તમા જે હ્રસ્વને ઘણી વખત રબરની જેમ ખેચવો પડે તેમ ખેચવો પડતો નથી.

આ સંગ્રહમા એમણે વિષય વૈવિધ્યમા પણ પાછી પાની કરી નથી. કથાકાવ્યો મુખ્ય છે—પણ સાથે સાથે કવિહૃદયના બીજા રંગો પણ આ સંગ્રહમા છે. આજના યુદ્ધના વર્ણનો ગદ્યમા તો જોઇએ છીએ પણ આ કવિએ પદ્યમા પણ બતાવ્યા છે. બોમ્બ ફૂટવાના વર્ણનની સાથે બોમ્બ જ ફૂટે એવા પ્રયોગો પદ્યમા કેટલે અંશે શક્ય છે તે તેમણે સ્પષ્ટ કર્યું છે.

બીજો વિભાગ જે આકર્ષે છે તે સોનેટોનો છે. એમના સોનેટોમા પ્રાસ નથી અને સોનેટના બંધનને લાગે છે ત્યા સુધી એ સોનેટો નથી- એટલુ જ નહિ પણ એ સોનેટો તરીકે ઓળખાવવાને પણ લાયક નથી. છતા યે એ સોનેટ નથી તેથી એ કાવ્ય તરીકે મરી જતા નથી.

પ્રથમ કાવ્ય 'નવજીવન'ની જ છેલ્લી બે પંક્તિઓ—ઊર્મિકાવ્યોની લહરોને હીંડોળે ચડાવે છે. એ બે જ પંક્તિઓમા કવિનુ જીગર એનો જીવનમંત્ર ઉચ્ચારે છે. એ બે જ પંક્તિમા કવિહૃદયની સંવેદના પાછળની લાગણીઓ વ્યક્ત થાય છે.

ત્યા તું આવી, ક્ષણ તટ રમી, પાય તારા ઝુલાવી;
જાગ્યા વારિ લલિત લહરે, ધન્ય થૈ જીન્દગાની

પાણી હાલ્યાં-લહર પાર લહર આવવા લાગી-જીન્દગી ધન્ય બની: અને ત્યાં તો 'ન્હોતું જાણ્યું'માં કવિ કહે છે,

ન્હોતું જાણ્યું પ્રથમ મિલને આમ પ્રેમી બનીશું?
ન્હોતું જાણ્યું પ્રથમ નજરે મુગ્ધ હૈયાં દઈશું!

પ્રથમ મિલનની ઉષા જોનાર કવિ મસ્ત બને છે. એ પ્રેમનો રસિયો કવિતાનો રસિયો બને છે.

આવા મસ્ત કવિહૃદયમાં સંવેદના શા માટે? જેના હૃદયમાં આટલી વિશાળતા છે, જેના હૃદયમાં અનંત નભ અને સિન્ધુને શમાવવાની તાકાત છે તે હૃદયની પાછળ એવું શું છે કે જે એમનાં ગીતોને સંવેદનાનાં પરિણામમાં પલટાવે છે. આ સંગ્રહને-આ સંગ્રહના સર્જકહૃદયને સંવેદનાના સૂર મળે છે નીચેની પંક્તિઓ પરથી-

આ જિન્દગીની અણદીઠ ભોમે
ભમી ભમી આખર ભૂલવાનું?
પડયા હશે પંથ અનત તો યે
હસી જગે કો નહી દોરનારું!

આ તો એમના એક વિભાગમાં થયેલાં દર્શન. બધા જ વિભાગોને-આમ નિરૂપવાનો સમય આપણી પાસે છે નહિ. છતાં યે એમનાં કેટલાંક કાવ્યોમાંથી કેટલીક અત્યંત મધુર પંક્તિઓ આપણને આકર્ષે છે-એ પંક્તિઓનો અહીં ઉલ્લેખ કરી લઈશ—

રોનારાંને જગમહીં મળે આંસુઓ લૂછનારાં,
દુખી કાજે વિધિ સરજતો દુખને પૂછનારાં?

અને માટે તો આપણે કવિને પૂછી લઈએ કે 'કહો, કવિ! તમારી સંવેદના શું છે? અમે જાણીએ છીએ તે જ કે કોઈ બીજી?'

કવિનું હૃદય પણ સમાજ જીવનમાં ક્રાંતિ ઝંખે છે-'એક ભિખારીના છોકરાને જોતાં—' તો કવિ બોલી ઊઠે છે—

જિન્દગીને ચૂસી લેતા નિસાસા આજ છો વહે,
નિસાસા કાલ ઝંઝાનું રૂપ લે વેર વાળશે.

છેલ્લે છેલ્લે એમનાં ગીતો અને મુક્તકો વિષે જોઈએ. એમના ગીતોમાં સરળતા છે, વિશદતા છે. ગીતોની સંખ્યા પણ સારી છે. એમાં ખૂબ ગમી જાય એવું તો 'ટાણું' છે. એમનાં ધ્રુવપદો પ્રાણવંત હોય છે પણ થોડાંક ગીતોમાં પ્રાસ છે જ નહી. 'ધરાનાં અને નકામાં-'અનેરા અને કટોરા' એને પ્રાસ કોણ કહેશે?

થોડાં ઘણાં ગીતોમાં આ પ્રાસોની કચાશ જણાઈ છે. ધ્રુવપદો ફાંકડાં હોઇને ગીત ગમી જાય છે. પણ જો ગીતની ખરી કસોટી કરવા જઈએ તો એમની શક્તિનો જે પરિચય આપણે એમનાં વૃત્તબદ્ધ કથાકાવ્યોમાં કરીએ છીએ તેવો પરિચય અહીં થતો નથી. અન્ય કવિઓની અસર પણ આ ગીતો પર પડેલી છે.

મુક્તકોના વિભાગમાંનાં મુક્તકોમાંનું છેલ્લું જ મુક્તક આપણને કવિની શક્તિની પ્રતીતિ કરાવી જાય છે—કવિહૃદયમાં રહેલા મનોરમ રસનો આસ્વાદ આપી જાય છે. હજી તો કવિનો આ પાંચ જ વર્ષનો ફાલ છે. એ પાંચ વર્ષના ફાલમાં એમણે જે આપ્યું છે તે એમને આવતી કાલના સમર્થ કવિઓની હરોળમાં મૂકે છે એમાં મને લેશ પણ શંકા નથી. 'સંવેદના'નું છેલ્લું મુક્તક વાંચી લઉં—

> ઓ જિન્દગી! મગલ વિશ્વમન્દિરે
> જલી રહેલી રસપૂર્ણ જ્યોત!
> સંકોરવા વાટ અનંત તારી
> આવ્યો, ત્યહીં તો પ્રગટ્યાં પ્રભાત!

એ પ્રભાત પ્રગટેલાં રહો! કવિ! હું યે આ વાણી મન્દિરમાં અવલોકવાને આવ્યો હતો સંવેદના પણ સવેદનાને અવલોકવામાં મેં એમાં સહૃદયી સૂર સાંભળ્યો છે! એ કલકલ કવિતામાં મીઠા કોકિલનું દર્દ જોયું છે.

[ઑલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી. મુંબઈ સ્ટેશનથી તા. ૧૭મી ડીસેંબર ૧૯૪૨ને રોજ સાંજે સાત વાગે રજુ કરેલ અવલોકન.—કોલક.]

---

# ઓતમા!

હા, એકદા મંગલમૂર્તિ તારી એ વાતને તો વરસો વહી ગયાં.
મેં પ્રાણથીએ અદકી ગણી હતે; સંભારણાં માત્ર તટે રહી ગયાં!
ને અર્ઘ્યમાં અંતર અશ્રુ અર્પી હ્વાવાં સ્મૃતિચિહ્નનીયે કશી તમા?
આરાધના એ તવ આદરી હતે. હૃદે રમે જ્યાં હૃદયેશ્વરી રમા!

"નૌતમ"

# કવિતાનું રસાસ્વાદન

પ્રો. અનંતરાય મ. રાવળ

( ગતાંકથી ચાલુ )

કવિતા એકલી અર્થની નથી બનતી, સાથે શબ્દ પણ હોય છે, અને શબ્દ જેના બનેલા હોય છે એ વર્ણોની ઇષ્ટ અર્થને અનુકૂળ વ્યવસ્થા પણ કવિનું ઘણું ધ્યાન રોકતી હોય છે. અર્થ અને શબ્દનો તેમ અર્થ અને વર્ણ-સ્વર (sense and sound)નો સંવાદ પણ ઉત્તમ પ્રતિની કવિતામાં તો હોય છે જ. આથી કાવ્યનાં છંદ, ડોલન, સંગીત, લય, વર્ણરચના ઇત્યાદિના જેવા ને જેટલા હોય તેટલા નાદવૈભવની અભિમુખ ચિત્તવૃત્તિ સાથેના કંઠપાઠ દ્વારા થતી શ્રવણપારખ કાવ્યના અભ્યાસમાં ખાસ જરૂરી ગણાય, જે માત્ર આંખના વાચનથી નહિ સાધી શકાય. એ ન પારખી શકનાર કાવ્યની અર્ધી ખૂબી ગુમાવશે. કવિતાના પાઠની સારી એવી ટેવ પડયા પછી તો મૂંગાં મૂંગાં ય કાવ્યપંક્તિઓ વાંચતાં રસિકની આંતરકર્ણેન્દ્રિય તેના લયાદિને પારખતી થઈ જાય છે.

પણ લયમૂર્ચ્છામાં ડૂબી જવાનું નથી. કાવ્યનું લયાનુસારી વાચન જેને ઉપકારક બને છે તે અર્થગ્રહણ જ કવિતાના અભ્યાસમાં સૌથી અગત્યની વાત છે. વર્ણ, શબ્દ, લય આદિ કાવ્યનાં બાહ્યાંગોથી કંઈ રસિકનું મન ઓછું ભરાય ? આખરે કવિ કાવ્યમાં કંઇક કહે છે ને ? તો એ શું કહે છે તે પ્રથમ સમજી લીધા વિના કાવ્યનું સૌંદર્ય કે રહસ્ય પ્રત્યક્ષ થવાનાં નહિ. આગળ કહ્યું તેમ કાવ્ય સમજપૂર્વક ભાવપૂર્વક સરસ રીતે વાંચવામાં આવે તો વાચનની સાથેસાથ જ તેનો અર્થ પાઠકના અને શ્રોતા (જો હોય તો)ના ચિત્તમાં પ્રકાશતો જાય છે. પણ દરેક કાવ્ય આમ સહેલાઇથી પોતાનાં બારણાં ખુલ્લાં મૂકી દેતું નથી. એટલા માટે, કાવ્યનો સીધો સાદો વાચ્યાર્થ પ્રથમ તો સમજી લેવા સારુ વિદ્યાર્થીએ પ્રથમ મનમાં એનો વાકયાન્વય બેસાડી લેવો જરૂરી છે. આ કાર્ય પણ દરેક વેળા સહેલું નથી હોતું. કોઈ વાર કોઇ સંકુલ રચના થોડી મહેનત કરાવે અને તોય ભૂલ ખવરાવે એમ બને. વળી 'સમજાઈ ગયું'ની સંતોષી વૃત્તિ કેટલીક વાર આપણને છેતરી પણ નાખે. સાવ સાદી પંક્તિઓનો અર્થ 'જાણીએ છીએ', 'જાણીએ છીએ' કહીએ, પણ 'સમજાવશો જરા' એમ કોઈ કહે ત્યારે માથું ખંજવાળવું પડે એવી સ્થિતિ એને લીધે કેટલીક વાર ઊભી થાય છે. કાવ્યના વાકયાન્વયલભ્ય આવા વાચ્યાર્થના બોધ પછી કવિનું વક્તવ્ય સમગ્રતયા જોવાનો પ્રયત્ન કરવો. ઘણીવાર કવિ અન્યોક્તિ કે અપ્રસ્તુત પ્રશંસા જેવી યુક્તિઓથી વાચ્યાર્થ દ્વારા અન્ય રહસ્ય એને અણકથ્યું રાખતો

છતાં સરસ્વતી કૃપાય છે. આથી વાચ્યાર્થ સમજી લીધા બાદ અભ્યાસીએ વાંચવા લીધેલા કાવ્યનો અદૃશ્ય ધ્વનિ તપાસવા તથા એ રીતે કવિનો પ્રધાન સંદેશ સમજવા તરફ પોતાની પ્રવૃત્તિ કરવી જોઈએ. અર્થગ્રહણનું આ કાર્ય અભ્યાસીની બુધ્ધિ કરે છે. વ્યવહાર કે સત્યમાં પ્રતિષ્ઠિત નહિ એવું જોતાં કે વિચારની નબળી કડી જોતાં બુધ્ધિ તે પારખી કાઢી તેના પર ટીકા કરવા બેસી પોતાનું વર્ચસ્વ અવશ્ય બતાવવાની. તેમ થાય તો તેમ થવા દેવું. પણ એટલું ધ્યાનમાં રાખવું કે કાવ્યના ને કવિના ન્યાયાધીશ બનવાનું આ વિવેચનવ્યાપારનું કાર્ય પ્રથમ કાવ્યને બરાબર સમજી લીધા પછી જ શરુ થવું ઉચિત છે. તેમ થાય તો જ કાવ્યને પૂરો ન્યાય મળે.

કાવ્યને એવો પૂરો ન્યાય આપવાનો શુભાશય જો એને વાંચતી–સમજતી અવલોકતી વેળા હરપળે પ્રવર્તવા દીધો હોય તો વાંચનાર એની પંક્તિએ પંક્તિનો અર્થ સુસ્પષ્ટ રીતે બેસાડવાની તસ્દી લીધા વિના એક દૃષ્ટિપાતે જ 'હોવે, સમજાઈ ગયું'ની પ્રમાદી સંતોષની, તેમજ અન્ય પક્ષે એકેએક પંક્તિનો ચુસ્તપણે શબ્દશઃ અર્થ કરવાની, બેઉ વૃત્તિથી દૂર રહેવા પ્રયત્ન કરશે. કાવ્યના રહસ્યબોધમાં આ બીજી વૃત્તિ એક મોટું ભયસ્થાન ગણાય. કેટલીકવાર અમુક અસર (effect) ઉપજાવવાના આશયથી કવિ ક્યાંક છંદમાં ભાંગતોડ કરે, ક્યાંક આપણને ન ગમે તેવા શબ્દપ્રયોગો અજમાવે અને મનમોજી બની કેટલાંક ફાંટાબાજ તરંગો, દલીલો ઈ૦ વાપરી બેસે એમ બનતું હોય છે. એવે વખતે વાંચનાર પૂરેપૂરો ગંભીર બની એની લીટીએ લીટીના પોતાની ગંભીર દૃષ્ટિએ ચૂંથણાં કરવા બેસે તો તે કવિને કદાચ અન્યાય કરી બેસવાનો. કવિનો આશય, એની ચિત્તવૃત્તિ (mood), એનું ઇષ્ટ કથયિતવ્ય, અને એણે ઉપજાવવા તાકેલી અસર તરફ લક્ષ અપાતાં એવી બધી વિલક્ષણતાઓનું સાર્થક્ય સમજાઈ જાય. જો એવી વિલક્ષણતાઓથી કવિ ધારી અસર નીપજાવી શક્યો હોય તો એમ કર્યું લેખે ગણી તેનો વાંક કાઢવો જોઈએ નહિ. પૂરી ગંભીરતાથી જોતાં કવિઓની ભાષા ક્યારેક ચાગલી, કાલી, બાલિશ, કે અર્થહીન લાગે, માટે તે વખતે તેનો શબ્દશઃ અર્થ કરવાની ચીકાશ ન કરતાં કાવ્યસમગ્રનો mood ને વક્તવ્ય પર નજર ઠેરવી એને તેનું સાધન જ માનવાથી સાચો અર્થબોધ થાય. એવી જ રીતે એક કાવ્ય પહેલે વાચને બરાબર મનમાં ન બેઠું તો તેમાં કાવ્યની અંતર્ગત નબળાઈ કે ખામી જોવાને બદલે રખે પોતાની જ તે સમજવાની અશક્તિ હોય એમ શંકી અભ્યાસીએ તેને બીજી ત્રીજી વાર એકાગ્ર ચિત્તે નિરાંતે વાંચવું જોઇએ સંભવ છે કે એવા બીજી કે ત્રીજી વારના વાચને વાચકચિત્તમાં અર્થનો પ્રકાશ થઇ પણ જાય કવિએ કેટલી ય સંવેદનપળો અને તત્પશ્ચાત્ એને વાણીમાં સાકાર કરતી વેળાની સર્જનવેદનાની પળો, એકેક કાવ્ય પાછળ ગાળ્યા બાદ એ લખ્યું હોય છે. તેને બેચાર

મિનિટના ઝડપી વાચનથી સંપૂર્ણ સમજી ગયાનો દાવો કરી તેના પર અભિપ્રાય આપી દેવાનું કરતાં તેને ખરો ન્યાય મળે ખરો કે ?

કવિ જે કહે છે તે તપાસતાં તેને તે **કેવી રીતે** કહે છે તે પણ જોયા વિના ચાલે નહિ એ ઉપરની જ ચર્ચામાંથી ફલિત થયું. કેવી રીતે કહેવું એના પર કવિ સારું એવું લક્ષ આપતો હોય છે. પછી તો કૌશલ સાંપડી ગયે ને હથોટી જામી ગયે કથયિતવ્યને અનુરૂપ ભાષા તેને અનાયાસે સ્ફુરી આવે છે. ઉત્તમ કવિતા જે કહે ને જેવી રીતે કહે તે બેઉ વચ્ચે ઔચિત્ય અને સંવાદ હોય છે. ખરી રીતે કવિના જેવી ભાવોર્મિઓ અને અનુભવો સામાન્ય માણસને ય થાય છે, પણ તેને શબ્દદ્વારા વ્યક્ત કરવાની જે ફાવટ કવિને હોય છે તે તેની પાસે નથી હોતી. કવિની વિશિષ્ટતા આથી ભાષાદ્વારા ભાવવ્યક્તિ (expression)માં રહેલી છે, અને કાવ્યવિવેચન પણ બહુધા કવિની ભાવવ્યંક્તિનું જ વિવેચન બની જાય છે. પણ કવિ કંઈ ગદ્યકાર કે નિબંધકાર નથી, એને પોતાનું ઈંગિત કહેવાની જુદી જ રીતિ હોય છે. દલીલો દોડાવતી ગદ્યની ભાષા કરતાં એ કોઈ વાર અન્યોક્તિ કે અપ્રસ્તુત-પ્રશંસાની પાછળ પોતાના વક્તવ્યને સંતાડે છે તો ઘણીવાર ઉપમા, ઉત્પ્રેક્ષા, રૂપક, સ્વભાવોક્તિ આદિ અલંકારોથી અને વર્ણનોથી વાંચનારના મગજમાં અનેક ચિત્રો ઊભાં કરી પોતાની ધારી અસર જન્માવે છે. અલંકારાદિની શબ્દાર્થચમત્કૃતિઓનો ઉપયોગ માત્ર કાવ્યશરીરને શોભાવા માટે કે શબ્દખેલ કે વાણીવિલાસ માટે જ નથી પણ આવાં ચિત્રો ઊભાં કરવા માટે ખાસ કરીને તો હોય છે. કાવ્યો સમજવા માટે આથી તેના વાચક પાસે કલ્પનાચક્ષુ પણ હોવાં જરૂરી બને છે. એકલી બુદ્ધિ બહુ બહુ તો કાવ્યનો અર્થ સમજાવશે પણ વાચકની કલ્પના તથા લાગણીને જગાડી તેને કાવ્યકથિત **અનુભવ કરાવવાની** જે કવિની નેમ, તેને બર આણવા માટે તે ઉપરાંત બીજી વસ્તુની ખાસ જરૂર છે. કલ્પના એ એવી એક કાવ્યાસ્વાદમાં ખપની સામગ્રી છે. એના વિના કાવ્યમાંનું ચિત્ર કે ચિત્રો મનોનયન સમક્ષ ખડાં કરી આસ્વાદી શકાય નહિ ને કવિએ જે જોયું, સંવેદ્યું ને કવ્યું તે જોવા અનુભવવાની સુવિધા પણ ન થાય. કવિ ચિત્રોની ભાષામાં બોલે તો તે સમજી શકતાં આમ આવડવું જોઈએ ને તેમાં કલ્પનાવૃત્તિ કામ આપે છે. એને કાવ્યોમાંનાં ચિત્રો ફરી સર્જીને જોતાં કાવ્યભોગીએ કેળવવી જોઈએ.

વાંચનારે કવિની લાગણી પણ અનુભવવી જોઈએ અને તેને સારુ તેને સમસંવેદક બનવું પડે છે. કવિનું સંવેદન કે અનુભવ ઉત્કટ હોય તો એનું આવિષ્કરણ ઉત્કટ બને, અને એની એક નિશાની એ કે વાંચનારને એ સદ્ય પોતાના રંગથી રંગી દઈ એ જ લાગણી અનુભવાવે. દરેક માનવમાં રસ અનુભવવાની જે શકિત સ્થાયીભાવ કે વાસના રૂપે રહેલી જ હોય છે (જેને એવી સ્થયી. વાસના

નથી એવા લોકોને તો ભરતમુનિએ પોતાના નાટ્યશાસ્ત્રોમાં પથરા ને દીવાલ ને થાંભલા જેવા જડ કહ્યા છે.) તેને ઉદ્દીપ્ત કરી રસરૂપ બનાવવાનું કાર્ય, કોઈ પણ ઊંચી કાવ્યકૃતિનું છે. જે લાગણી ઉત્તેજી શકે નહિ તેવી કવિતામાં હૃદયબળ ઓછુ ઊતર્યું કહેવાય. કવિતાનો જન્મ જ હૃદય સંવેદનમાંથી છે. પણ સામે પક્ષે વાચકે પણ લાગણીની સૂક્ષ્મતા ને વિશુદ્ધિ કેળવવી જોઇએ. ઘડી ઘડીમાં દ્રવી પડાય એવી પોચટ લાગણીવશતા કે ઊર્મિલતાને તેમ સામી બાજુ પ્રબળ લાગણી જન્માવે તેવી કવિતાથી પણ ન હાલે એવી હૃદયની કઠણ અનાર્દ્રતાને વર્જ્ય અતિમો ગણી કવિતારસિકે વચલો અનામય મધ્યમ માર્ગ ગ્રહવો જોઇએ. લાગણીના બાબત આગળ વિચારતા એક લપસણું સ્થાન પણ સંભાળીને વટાવવા જેવું છે. તે છે કવિતામાં પોતાને ઇષ્ટ માન્યતા (સામાજિક રાજકીય ધાર્મિક કોઈ પણ પ્રકારની) નો જરા શો ઘસારો ભાળતા, તેને પોતાના જ ચિત્તમાંથી ઉખેળી, કવિ ને તેની કવિતામાંય એનુ આરોપણ કરી દેવાની વૃત્તિ. પોતાનાથી વિરોધી માન્યતાનો ધ્વનિ કવિતામા સાભળતા છેડાઈ પડવાનું પણ આજ લાગણીવશ વૃત્તિને લીધે બને. નર્મદના સમાજસુધારાના ને પ્રણયના કાવ્યો, નરસિંહરાવના કાવ્યોમાં આવતા પરલોક સબધી વિચારો, બાલાશકર ને મણિલાલની ગઝલોમાની સૂફી મસ્તીની ભાષા, કાન્તના ખ્રિસ્તી ધર્મ ને બાયબલના સ્તોત્રોનુ અનુરણન કરતા કાવ્યો અને 'પ્રગતિશીલ' વિશેષણથી ઓળખાવાતી અત્યારની કવિતા આ હિસાબે આ વૃત્તિને હાથે અણઘટતી રીતે વખાણાઈ-વખોડાઈ કૂટાઈ જાય. માટે, માણસના આત્મપ્રેમમાંથી અને પોતાની માન્યતાઓ પ્રત્યેના લાગણીવશ મમત્વમાંથી જન્મતી આ વૃત્તિથી પણ કવિતાભોગીએ ચેતવા જેવુ છે. વાચકે એટલું જ ધ્યાનમાં રાખવાનું કે પોતે કવિતામાં પોતાને નથી તપાસતો પણ અન્યને-કવિને સમજવા મથે છે, પોતાને ભાવતી ચીજો તેમા નથી શોધતો પણ તે પોતાને જે કંઈ આપી શકે છે તે લેવા મથે છે. પરીક્ષ્ય વિદ્યાર્થીએ નિબધમાં જે લખ્યું હોય તે પોતાના અંગત સિદ્ધાંતો ને માન્યતાઓથી વિરૂદ્ધ હોય છતાં ખરો પરીક્ષક કે શિક્ષક તો તેણે જે કંઈ લખ્યું છે તેમાની વિચારસરણી તર્કશુદ્ધ છે કે કેમ તે જ જુએ છે. કવિતારસિકે લાગણીની સૂક્ષ્મ આર્દ્રતા કેળવવા છતાં પોતાની અગત લાગણી પરત્વે કાવ્યાસ્વાદન વેળા આમ ઉદાસીનતા રાખવી જોઇએ.

આ બધાંને અંતે કવિનો વિચાર, લાગણી, જીવનદર્શન ને કલ્પના સ્વાભાવિક ને સચ્ચાઇવાળાં (Sincere) છે કે નહિ તે તપાસવુ જોઇએ. આને માટે કાંઈ નિયમો ન બાંધી શકાય; સહૃદયની અંતઃકરણ પ્રવૃત્તિને જ, પ્રમાણ ગણવી, સમુચિત છે. ખરી સચ્ચાઈની છાપ વાચકહૃદય પર પડયા વિના રહે નહિ ને જરાતરા નબળાઈ કે દભ વાચકહૃદય પકડી શકશે પણ ખરૂ. કોઇ વિચાર કે કલ્પના કવિની ઉપરની સપાટીને સ્પર્શી જાય અને 'છે તો ફક્કડ' કહી તે

એના પ્રત્યે આકર્ષાય, પણ પછી તેને અંતરમાં ઉતારી હૃદયના સંવેદનજળમાં બોળી તેની જોડે સમરસ બન્યા સિવાય જો તેને તે એમને એમ કવી નાખે તો તે સચ્ચાઇની હૃદયવેધી છાપ નહિ પાડી શકે. પણ કોઈ વાર એમે ય બને કે કવિની લાગણી, કલ્પના ઇ૦ હોય પૂરાં સાચાં ને બળવાન પણ ભાષાપ્રભુત્વની ખામીને કે અન્ય નબળાઈને કારણે તેનું કથન (Communication કે Expression) સબળ સચોટ બન્યું હોય નહિ. તેવે વખતે તે ય પારખતાં આવડવું જોઈએ.

કવિતાવાચન વેળા કંઇક કોઈ અન્ય કવિની કવિતા જોડે મળતું આવ્યું કે તરત 'એચ્યુ, ચોર!' કહી કવિને ગાળ દેવા કૂદી પડતા પહેલાં સાવધાન રહેવું જરૂરી છે. 'મહાન મગજો એક સરખું વિચારે છે' એ વાક્યને સાચું પાડે તેવી રીતે કેટલીક વાર તો સાવ આકસ્મિક રીતે બે લેખકોની કૃતિમાં આવું સાદૃશ્ય આવી જાય એમ બનવું અસ્વાભાવિક ન ગણાય. કેટલીક વાર એક કવિ કોઇ જાણીતા પુરોગામીની એકાદ પંક્તિ કે વિચાર પાસેથી પ્રેરણા લે, પણ પછી પોતાનું દર્શન એમાં ભેળવીને પોતાની કલાથી એને રસીને કોઈ નવા જ સંદર્ભમાં એનું પ્રતિપાદન કરે એમ પણ બનતું હોય છે. આવું બનતું હોય તો તે પારખવાની સૂક્ષ્મ નજર કાવ્યાભ્યાસીએ કેળવી લેવી જોઇએ. બે કવિની પંક્તિઓના મળતાપણાએ જે આંચકો આપ્યો તેને જીરવી લઈ વાંચનાર જો સ્વસ્થ ચિત્તે એ બંને કવિઓને સરખાવી જુએ તો તેને માલુમ પડે કે સામ્ય તો અમુક હદ સુધી જ આવ્યું ને પછી તો બંનેના માર્ગ સ્પષ્ટ રીતે ફંટાઈ ગયા: એક જ દિશામાં સમાન્તર દોડતી બે ટ્રેન એકમેકની સાવ નજીક આવતી જણાઈ, અરે હમણાં આની જોડે પેલી ભળી જશે એવો ખ્યાલ અંદર બેઠેલાંમાં જન્માવી, તરત જ એકમેકથી વેગળી જતી જઇ થોડા વખતમાં દૃષ્ટિપાર થાય છે તેમ જ કંઇક. અલબત્ત સર્ગશક્તિની પંગુતાજન્ય સીધીસટ સાહિત્યચોરીનો તો કોઇ બચાવ કરતું નથી. હાથ પરનું કાવ્ય તેના વિષયને લીધે કે અંદરના કોઈ વિચારને લઇને કોઈ અન્ય કવિની કૃતિને સંભારી આપે તે ઘડીયે એક બીજી ય વૃત્તિ થઈ આવે છે. તે છે એ બંનેનો માનસિક મુકાબલો કરવાની અથવા તો આગલી કૃતિએ જે સાધ્યું તે હાથ પરની કૃતિ પણ સાધે એવી અપેક્ષા બાંધવાની. આ વૃત્તિને બહુ કોઠું આપવું કામનું નથી, કારણ વિષય એક છતાં બેઉ કૃતિઓના કર્તાનું દર્શન, નિરૂપણ ને આશય સાવ ભિન્ન પણ હોય. એવી સરખામણીથી તુલનાત્મક અભ્યાસ થાય પણ હાથ પરની કૃતિ વિશેની આપણી સમજ ખાસ વધી જતી નથી.

કાવ્યને સમજવાં તથા તેનો આસ્વાદ કરવા માટે આ વ્યાપારોનો સગવડ ખાતર ક્રમ બાંધીને વાત કરી છે. બાકી કાવ્યાસ્વાદન વેળા તો આંખ, કંઠ, કાન,

બુદ્ધિ, કલ્પના, હૃદય સર્વનો વ્યાપાર એક સાથે ચાલે છે. જે વખતે કાવ્ય ઉંચેથી વાંચતા હોઈએ તે જ વખતે તેનો અન્વય બેસાડીને બુદ્ધિ અર્થબોધ કરતી હોય છે, અને માહેના ધ્વનિને ઢૂંઢવા તથા કવિના આશયને તપાસવા મથતી મથતી એમાં ક્યાંક અવાસ્તવિક કે નબળુ તત્વ જણાય ત્યા પોતાની લાલભૂરી પેન્સીલ પણ ચલાવતી હોય છે. કલ્પના પણ તે જ વખતે વચાતા શબ્દોમાંથી સ્ફુરતાં ચિત્રો ખડાં કરવા મંડી પડે છે અને હૃદય કાવ્યની કેન્દ્રવર્તી સૂર (mood)ને ઝીલી-તેમાંની લાગણીનો અનુભવ કરતું થઈ જાય છે. મગજમાંનું પિંગળ, વ્યાકરણ, કાવ્યશાસ્ત્ર, અલંકારાદિનું જ્ઞાન પણ કાવ્યની છંદશુદ્ધિ, ભાષાશુદ્ધિ, વિગતશુદ્ધિ રસનિષ્પત્તિ અલંકાર-ઔચિત્ય, વિચારશુદ્ધિ આદિની તપાસણી પોતાની રીતે કરતું હોય છે. આપણા પૂર્વપરિચિત સાહિત્યસંસ્કાર દોડી આવી તે વખતે ભાષા, ભાવ, વિચાર, વિષય આદિના સાદૃશ્યના ભણકારા જગાવતી અન્ય સાહિત્યકારોની કૃતિઓને સંભારી આપે છે અને આપણી વિવેકબુદ્ધિ તેનાં પ્રત્યાઘાતોને શમાવી પોતાનો નિર્ણય પણ બાંધતી હોય છે. આમ પાંચસાત મિનિટની નાની શી સમાધિમાં આ બધા વ્યાપારો એક સામટા પોતાનું કાર્ય બજાવી એક ઝબકારામાં કાવ્યનુ જાણે સમગ્રદર્શન કરાવી દે છે. આત્મા અખંડ છે અને કલ્પના, ઊર્મિ, બુદ્ધિ આદિ એકમેકથી છુટ્ટાં નહિ પણ સાથે લાગાં પોતાની કામગીરી બજાવે છે એવો અનુભવ રસિકોને અવશ્ય થવાનો. પણ આ અનુભવ પ્રથમ તત્કાળ પૃથક્કરણ કરીને સમજાવો અઘરો છે તેથી તેની સમજને સારુ, તેમજ આ અનુભવની કોટિને રોજની બનાવવા સારુ આવશ્યક એ જ તાલીમ છે એમ માની, કાવ્યાસ્વાદન વેળા પ્રવર્તતા ને પ્રવર્તવા જોઈતા વ્યાપારોને યોગ્ય ક્રમમાં છૂટક છૂટક ચર્ચ્યા છે.

આ રીતે કવિતાનું વાચન કરનાર સ્વરૂપે ને ધર્મે જુદા એવા કવિતાના અનેક પ્રકારોમાંથી કોઈનો ખાસ આગ્રહ નહિ રાખે, કોઈને માનીતાં ને અન્યને અણમાનીતો નહિ બનાવે. જેમ પારિજાત, કમળ, ગુલાબ, ચંપો, મોગરો આદિથી માંડી આકડાના, કરેણના, ધંતૂરાનાં ને બાવળનાં ફૂલ સુધીના પુષ્પના જુદી જુદી સુવાસ, રંગ, સૌંદર્યવાળા વિધવિધ પ્રકારો છે ને સૌને પોતપોતાની ઉપયોગિતા છે, તેવી જ રીતે કાવ્યના પણ આખ્યાનપ્રધાન, સંગીતપ્રધાન, ઊર્મિપ્રધાન, અર્થપ્રધાન, કલ્પનાપ્રધાન, બોધપ્રધાન, ચિત્રાત્મક, 'કલાસિકલ', 'રોમેન્ટિક', વાસ્તવદર્શી આદિ અનેક વર્ગો પડી શકે છે અને એ બધાને પોતપોતાને ઇષ્ટ પ્રયોજન સાધવાનું હોય છે. એ બધા પ્રત્યે સહૃદય તો ઉદાર સહિષ્ણુ રસભોગની દૃષ્ટિ જ રાખે, એમ સમજીને કે કવિતાથી મળતા રસાનંદમાં, કવિતાસેવનથી સાંપડતા સંસ્કારવિકાસમાં તે દરેકને તે જેટજેટલી કામગીરી બજાવી જાય તેટલા પ્રમાણમાં યોગ્ય સ્થાન છે જ. ગુલાબ કે મોગરો કે રાતરાણી મીઠી સુવાસ આપી પોતાની

ખુશબોથી માણસને આનંદ આપે છે, કેટલાંક ફૂલ દીઠે ભભકદાર ને લોભામણાં લાગતાં છતાં નાકે અડાડવાથી પોતાનું ખાલીખમપણું છતું કરે છે, તો વળી આવળના ફૂલ દેખાવે બહુ સુંદર નહિ ને સુગંધવાળા નહિ છતાં દુઃખતી આંખે પાટા બાંધવા કામ લાગી માણસને ઉપયોગી થાય છે. કવિતામાં પણ કેટલીક ઉત્તમ ધ્વનિ ને રસનો પરિમલ બહકાવનારી હોય છે, કેટલીક પ્રાસઅલંકાર શબ્દવૈભવાદિથી શરીરે સુંદર પણ રસ–ધ્વનિની દૃષ્ટિએ ખાલીખમ હોય છે, ને ઘણા મધ્યકાલીન કવિઓની રુઢ વૈરાગ્યભક્તિની તેમ દલપતરામ જેવાની બોધપ્રધાન કવિતા કાવ્યરસ કે કલાસૌંદર્ય નહિ તો માણસને શાંતિ ને સદ્‌બોધ આપી ઉપયોગીય થાય છે. મુદ્દે, કવિતા કલ્પના કે કથા, ઊર્મિ કે ચિંતન, ચિત્ર કે બોધ, ગેયતા કે સાદી પાઠ્યતા એવા કોઈ એકાદ અંશ પર ઝાઝો યા થોડો ભાર મૂકે તેથી જ કંઈ તે આદરણીયે કે તિરસ્કરણીય બની જતી નથી. આસ્વાદકે તો એટલું જ જોવા પર પોતાનું લક્ષ હોકાયંત્રની માફક સ્થિર રાખવાનું છે કે તે **કવિતા** છે કે નહિ, પોતાને તે 'વિગલિતવેદ્યાન્તર' 'આનંદસાન્દ્રો લયઃ' આપી નાની શી રસસમાધિ ચડાવી શકે છે કે નહિ, હૈયામાં તે મીઠું સંવેદન જગાડી જાય છે કે નહિ, નવો પ્રકાશ નવું દર્શન નવો સૌંદર્યાનુભવ તે કરાવી જાય છે કે નહિ, નવી સ્ફૂર્તિ આપી હૃદયને આર્દ્રતાથી નવડાવી સાફ કરી જાય છે કે નહિ. આખરે તો પેલું સંસ્કૃત સુભાષિત જ ખરી કવિતા પરત્વે સાચું છે:

**किं कवेस्तस्य काव्येन किं काण्डेन धनुष्मतः।**
**परस्य हृदये लग्नं न घूर्णयति यच्छिरः॥**

કવિના એવા કાવ્યથી ને ધનુર્ધરના એવા તીરનો શો અર્થ જે સામાના હૃદયમાં ચોંટીને તેનું માથું ન ડોલાવે?

# આજે તું જ નથી!

અરધ રજની જામતી હતી
અનિદ્રાની આંખો નિરખી રહી ઇર્ષ્યાળુ નજરે
નિરાંતે સૂતેલી નગર તણી વસ્તી સ્વપનની
સુંવાળી શૈયામાં દિનભર ઉચાટે ઉકળતી.
નામ નીતરતી ચાંદની હતી

ખુલેલા વાયુની લહર પર આવે ખુશનુમા
ફૂલોની ફેલાતી સુરભિ મનને વ્યગ્ર કરતી
લીલા આ રાત્રિની પણ ગઈ અરે રાત સરખી
તું જ ફક્ત આજે અહીં નથી!

જયન્ત પાઠક

# પુત્રપ્રયાણ

રમણીય સંધ્યા સમય મધુરો શાન્તિ સઘળે રેલતો,
ને મંદ મંદ શીળો સુવાસિત અનિલ આવે ગેલતો;
એ શાન્તિ જગ આખું ઝીલે, પણ આ અનેરૂં ગામડું.
અદકેરૂ સર્વ થકી પ્રશાન્ત પ્રસન્ન ઓર દિસે રડું.

તરુઝુંડમાં સ્વચ્છન્દ વાનરવૃન્દ બહુ ગમ્મત કરે,
પંખી તણા કલરવ મીઠા દિશ સર્વ આનન્દે ભરે;
ખેડત ક્વચિત પશુ સાથ નિજ ખેતર થકી પાછા ફરે,
સંધ્યા મનોહર સીમ ઉપર અજબ સુરખી પાથરે.

ગામને ગોચરે કિન્તુ કોણ દુઃખાર્ત્ત આ દિસે?
આનન્દી સૃષ્ટિમા આ બે શોકવ્યાકુલ શે હશે?

ત્યા કો માતા વિવશ હૃદયે વૃક્ષ નીચે ઊભી છે,
અશ્રુ કેરી નયન મહીંથી ધાર ચાલી રહી છે;
સામે તેનો તનય પ્રિય છે ખિન્ન ચિત્તે ઊભેલોઃ
થાવાનો શું વિરહ જ હશે આજ એ બેઉ કેરો?

નક્કી આજે વતન થકી તે પુત્રને છે જવાનું,
માતા લાવી જલ કલશમાં પુત્રને આપવાનું;
બન્ને હાવા સજલ નયને ઝાડ એ હેઠ બેઠાં,
માતા બોલે ગદગદ સ્વરે વેણ વાત્સલ્ય મીઠાંઃ

"બાપુ! વ્હાલા! તવ જનની છે રાંકડી ને અભાગી,
કો દિ આપી શકી ન તુજને શાન્તિ કે તૃપ્તિ માગી;
તોયે બેટા! તુજથી અદકી છે ગણી ચીજ મેં ના,
ને કો કાળે તુજથી અદકી ચીજ કોઈ થશે ના.

હોઉં બેટા! લઢીવઢી કદી તો બધું ભૂલી જાજે,
માફી દેજે યદિ કઠિનતા દાખવી મસ્તી કાજે;
ના મેં જેને કદી ય કુમળી છાતીથી દૂર કાઢ્યો,
તેનો આવો વિરહ સહતાં જીવ રૂંહે કેમ ઝાલ્યો?

તું યે બાપુ! જરી ન ખમતો માત કેરો વિયોગ,
માતા વિના કદી ન જમતો એકલો નિત્યભોગ;
હાવાં તારું પરમુલકમાં બાપલા! કોણ સાથી?
રે! રે! પૂરી શકીશ તહીં તું માતની ખોટ ક્યાંથી?

સાજેમાંદે જનની તુજ આ ના હવે જાણવાની,
ના આવી ત્યાં કમનસીબ કૈં આશરો આપવાની;
હાવાં તો બા! સકલ દુઃખ તેં એકલે મૂક સ્હેવાં,
ના મા તારી અરર! શકશે આવી ત્યાં ભાગ લેવા.

તારા વિના મધુર જગ આ શુષ્ક વેરાન થાશે,
તારા વિના ઘર સૂનુંસૂનું બાપ! ખાવા જ ધાશે;
તારા વિના ઉદર ભરીને અન્ન યે ના ખવાશે,
તારા વિના જીવન જીવવું દોહ્યલું ખૂબ થાશે.

તોયે ચિન્તા ધરી હૃદયમાં લેશ દુઃખી થતો ના,
આ માતાની અવશ સ્થિતિને લક્ષમાં લાવતો ના;
કોઈ રીતે સ્મરણ ભૂલજે માતનું દુઃખ કારી,
તારી મેળે દિવસ વહજે ભોગવી મોજ ભારી.

આ નેત્રોને પરમ ઠારવા એક તું શીત ઈન્દુ,
આ હૈયાને સભર ભરવા એક તું સ્નેહસિન્ધુ;
કીકી મોંઘી નયન તણી ને અંધની લાકડી તું,
દોરી મારા જીવન તણી ને ઉર આશાકડી તું.

માટે હૈયું નવ દુભવતો શોકથી, તાત પ્યારા!
ચિન્તાથી ના શરીર ઘસતો, જીવના જીવ મારા!
સાજોતાજો રહીશ ફરી તો માતને ભેટશે તું,
મીઠા તારા મિલન થકી આ માત જીવાડશે તું."

વૃદ્ધ માતા વદી આવું છૂટે મોંએ રડી પડી;
પુત્રનાં નેત્રથી વ્હેતી ધારા અશ્રુની બેવડી.

સુખે સ્નેહી રોજે, પુનિત પળ આવી નહિ મળે,
ભલે સૌ ધોવાયે હૃદયમલ પ્રેમાશ્રુ વિમળે;
જનેતાનેત્રોથી વિમલ અતિ વાત્સલ્ય નીતરે,
અને માતૃઘેલા તનયઉરથી વ્હાલ ઊભરે.

નકી મીઠું મીઠું રુદન રસપ્રેમી હૃદયનું,
અને મીઠું એનું સુફલ પ્રભુતાના ઉદયનું;
પનોતાં અશ્રુઓ ઉરની બધી ખારાશ હરતાં,
વિશાળા ભાવો ને સરલ મૃદુ સૌન્દર્ય ભરતાં.

અમોલાં આંસુડાં વેગે ચારે આંખે વહી રહ્યાં;
પ્રયત્ને ધૈર્ય ધારીને પુત્રે કૈં વેણુ ત્યાં કહ્યાં.

"વ્હાલાં માતા! ભૂલી કયમ શકું ઉપકારો અનંત,
છાયા મીઠી, વચન મધુરાં, કાર્ય વાત્સલ્યવંત?
આ જન્મે કે અવર મહીં યે ના શકું વાળી દેવું,
રીઝો ખીજો પણ હૃદયમાં વ્હાલ લ્હેરાય કેવું!

મેં ગાંડાએ કદી કદી હશે આપને ચીઢવેલાં,
મૂર્ખે કિંવા સમજણ વિના આપને દુભવેલાં;
હેતે માતા! સકલ અપરાધો તણી માફી દેજો,
આશિષે આ પતિત તનને માત! ઉદ્ધારી લેજો

મારે તો આ કઠિન જગમાં આશરો એક માત્ર,
પ્રીતિઘેલા જનની ઉરનો, અન્ય ના સ્નેહપાત્ર.
માટે માતા! કંઈ ન કરશો શોક પુત્રપ્રયાણે,
રહેજો ચિંતારહિત, સુખમાં, શાન્તિમાં સર્વ ટાણે.

હાવા હૈયું કઠિન કરીને આપ પાછા પધારો,
આશીર્વાદે અબુધ તનનાં સર્વ દુ:ખો નિવારો;
વેઠી લેજો વિરહ વસમો અંતરે ધૈર્ય ધારી,
વેગે લાવે પળ મિલનની ઇશ કલ્યાણકારી"

બોલતાં આટલું છાયાં પુત્રનેત્ર છલાછલ;
માતહૈયેથી અશ્રુનો સ્રોત રેલે નિરર્ગલ.

સખે માતૃપ્રેમી! નમન જનનીને તું કરી લે,
પ્રસૂ પુત્રપ્રેમી! સુરત સુતની નેત્ર ભરી લે;
થશે થોડી વારે રજની તણું સામ્રાજ્ય સઘળે,
ઘટે મ્હોંચી જાવું દિનદ્યુતિ છતાં નિર્ભય સ્થળે.

ખરે વેળા લાગે અતીવ ટૂંકી સ્નેહીજન સહે,
કલાકો તો જાણે લઘુ પળ બની સત્વર વહે;
વિયોગે સ્નેહીના વિપરીત સ્થિતિ એથી બનતી,
ક્ષણો લાગે લાંબી યુગ સમ, ન કેમે ય ખૂટતી.

"ભાઈ! હાવાં સુખથી પળ તું, રાખજે હોશિયારી,
હૈયે બા! ના ફિકર કદી તું રાખજે કાંઈ મારી;
દૂરે દેશે વિષમ વસવું: સાવધાનીથી રહેજે,
છોડી ચિંતા સુખ થકી તું જા, હામથી, કામ લેજે.

'જા' કહેતાં તો અરર! જીભના ટુકડા કેંક થાયે,
કિન્તુ તારા હિત મહીં નહીં વિઘ્નકર્તા થવાયે;
લે આ પાણી તવ જનનીનું ભાઈ! અર્પેલ છેલ્લું,
પી લે, પી લે તવ જનનીનું સ્નિગ્ધ વાત્સલ્ય ઘેલું."

માતા કનેથી તનયે જલપાત્ર લીધું,
પીયૂષ શું વતનનું જલ મિષ્ટ પીધું,
પાયે પડી શિર ધરી પદધૂલિ હર્ષે;
લેતી ચૂમી જનની ફેરવી હસ્ત શીર્ષે.

"આવજે ભાઈ! વ્હેલો તું" અંતે માતાજી ઉચ્ચર્યાં;
વ્હાલે "વારુ" વદી પુત્રે પ્રયાણે પગલાં ભર્યાં.
વળ્યાં શૂન્ય મને માતા એકલાં ગામની પ્રતિ;
વાળી દૃષ્ટિ જુએ બંને પ્રતિમાઓ દૂરે જતી.

પ્રો. ચતુરભાઈ શંકરભાઈ પટેલ

# કોને ?

(મિશ્રોપજાતિ)

"રે! કેટલાં વર્ષતણા પ્રવાહમાં
વિયોગદુઃખે પ્રભવેલ આંસુઓ
વહાવિયાં આપણ ભાઈ-બેને?"
એવું વદી હું ચિરકાળ કેરા
વિયોગથી વ્યાકુળ બેન-સન્મુખે ૫
ઊભો સ્મરી ખેલન બાલ્યકાળનાં
નિર્દોષતા-પીયૂષથી ભર્યાં-છલ્યાં.

ભજ્યો પિતાને ઉર-ઊર્મિ વેરતાં,
વાત્સલ્ય કેરા અતિરેકથી ને
હર્ષાશ્રુથી ભીંજવતી કપોલ ૧૦
જોઈ જનેતા-પગ ચૂમી લીધા.
બેચાર ને પાંચેક વર્ષ કેરાં
સંતાપથી વિશ્વતણા અજાણ આ
શેરીતણાં બાળક મેં નિહાળ્યાં;
તેડ્યાં, લીધાં ચુંબન, ખેલ ખેલ્યાં, ૧૫
ખીલેલ એવાં અરવિંદ શાં મુખે
ધીમેથી મેં મેં ટપલી લગાવી.

ને એ જ ને કેવળ એ જ ઊર્મિમાં
ડૂબેલ મેં યે ભગિની નિહાળતાં
ઉરે ઊઠ્યા મિશ્રિત ભાવથી કહ્યું: ૨૦
"રે! કેટલાં વર્ષતણા પ્રવાહમાં
વિયોગ-દુઃખે પ્રભવેલ આંસુઓ
વહાવિયાં આપણ ભાઈ-બેને?"

અને ઊભો તો ય અરે! ઉભાયું ના,
સ્વસા સમીપે જઈને જરાતરા ૨૫
લગાવવાનું ટપલી થયું મન;
ચૂંટી ભરું, ચીસ પડાવું જોરમાં
અને હસી ગમ્મત યે કરી લઉં:
એવું વિચારી પગ મેં ઉપાડું,
લંબાવું હસ્તો પણ એ જ તોરમાં. ૩૦

પરંતુ હા! શાંત-પ્રશાંત ભાવથી
ઊભી રહી બેનલ કેમ, માહરી?
હસે છતાં હાસ્ય જણાય ફિક્કું!
હશે કર્યો શું અપરાધ મેં કે
આ શુષ્કતા-પ્રેરક નમ્રતાનો ૩૫
ધરી રહી આશ્રય આજ બેનડી!

ને સ્તબ્ધ મારા પગ યે જડાયા,
ઊભો રહ્યો એ મુખ-ભાવ નીરખી;
સંકોચશાળી મુજ બેન-નેત્રો
કહી રહ્યાં'તાં કંઈ અન્ય જાણે: ૪૦
'એ બાલ્યનાં ખેલ-તુફાન યે ગયાં,
ગાંભીર્ય આ યૌવન કેરું આવિયું;
હવે નહીં ચુંબન એ ભરી શકો,
ચૂંટી ખણી ચીસ પડાવી ના શકો!'

ને મેં અહીં સોળ વસંત કાઢી ૪૫
ગાંભીર્યયુક્તા યુવતી નિહાળી!
થંભી ગયો મૂક, અચેત, મૂઢ શો:
"શું ઊર્મિને અંતરમાં જ દાબવી?
ના, ના, નહીં એમ દબાય અંતરે!
ત્યારે ભરું ચુંબન! ચૂંટી યે ખણું! ૫૦
તોફાન-મસ્તી ફરી સર્વ આદરું!

અને ફરી એ નયને નિહાળતાં
થંભી ગયો અશ્રુ-પ્રવાહ ખાળતાં;
અશક્તિ એની કળતાં વિચારું:
"કોને તિરસ્કારું? તને? મને? કે
સીમા રચી અંતર-ઊર્મિઓની
દિવાલ વિશ્લેષતણી ચણી રહ્યાં
શાપો દઉં યૌવન કે રૂઢીને?"

'હિમદૂત'

# વતનનું વહાલ

છોડી પરદેશ મા જાશો
　　ઓ વ્હાલમા છોડી પરદેશ મા જાશો.
અભાગી જીવડા છોડી જતાં
　　કેં દુઃખોની અવધિ થાશે
લોકો ન જોશે સામે અમારી
　　પિયરીએ સ્થાન કો ન દેશે.—ઓ વ્હાલમા.

'અભાગી જીવડા'થી દુનિયા ઓળખશે
　　દાઝયા ઉરે ડામ દેશે,
હું રે અભાગણી ભલે મરું
　　તો યે ભૂલકાં આ રવડી જાશે—ઓ વ્હાલમા.

રોશે આ બાલુડાં, હું યે અભાગણી
　　સૂની આ ઝૂંપડી થાશે,
સૂને મંદિરીએ માનવની ભોમમાં
　　ઊંધો રે ન્યાય તોળાશે.—ઓ વ્હાલમા.

સૂના આ ઝૂંપડાં, ખેતર ને ખોરડાં
　　છોડી એ જાશે ન કયાંયે
પેટોની વેઠ કાજે કાયા નીચોવશું
　　દા દા ના વા ર સા માં યે.—ઓ વ્હાલમા.

સૂની આ ડાળીએ બેસી વિયોગના
　　કાઢે છે કોકિલ આલાપ,
મારે વિરહના આંસુડાં સારતાં
　　કરવો નથી રે પ્રલાપ. ઓ વ્હાલમા.

હરિયાકંર

# ક*વિ*તા

તંત્રીઓ:

ઇન્દુલાલ ગાંધી : રતુભાઇ દેસાઇ : કોલક

વર્ષ : ૨ : અંક : ૮ માર્ચ : ૧૯૪૩ અંક : ૨૦

## આર્તિનાશન

[ પુણ્યશ્લોક ગાંધીજીના ઐતિહાસિક એકવીસ દિવસના ઉપવાસ તા. ૩ જીની સવારે સુખરૂપ સમાપ્ત થયા છે. અને સમસ્ત રાષ્ટ્રની અંતરની પ્રાર્થના અને હૃદયની ભાવના ફળી છે. ગાંધીજી આપણે માટે આગામી કેટલાંક વર્ષો સારુ જીવંત રહેવા આ મહાન અગ્નિપરીક્ષામાંથી ફરીવાર હેમખેમ બહાર નીકળી શક્યા છે.

તેઓ શતાયુ હો !

બ્રિટિશ સરકારના કોમી ચૂકાદામાં સમાતા હરિજનોના પ્રશ્ન પર સન ૧૯૩૩માં તેમણે ઉપવાસ આદરેલા. અને ત્યારે પણ અખિલ રાષ્ટ્રના–સમસ્ત હિંદીઓના હૃદયમાં તેમના જીવન વિષે ચિંતા વ્યાપી ગઈ હતી. ગાંધીજીએ પોતાનું જીવન હોડમાં મૂકી, કોમી ચૂકાદામાં સમાયેલો અફર ગણાતો બ્રિટિશ સરકારનો નિર્ણય ફેરવાવ્યો અને હરિજનોના આર્તિનાશન તરીકે અગ્નિકસોટીમાંથી સહીસલામત પાર ઊતર્યા.

આ માસિક પત્રના સહતંત્રી ભાઈ રતુભાઈ દેસાઈ તે કાળે વિસાપુર જેલમાં હતા. વિસાપુરની તારની વાડોની પાછળ બેઠાં બેઠાં તેમણે ગાંધીજીના તે સમયના ઐતિહાસિક અનશન યજ્ઞને અંજલિ અર્પતાં એક નાનુંશુ ખંડકાવ્ય લખી કાઢયું હતુ. આજ કેટલોક વખત થયાં, પહેલાંની પેઠે 'કવિતા' માસિકને ભાઈ રતુભાઈની સક્રિય સેવા મળતી બંધ થઈ છે પરંતુ તેમની વર્ષો પહેલાંની વિસાપુર ખાતેની જેલડાયરીમાંથી આ નિમ્નલિખિત 'આર્તિનાશન' મળી આવ્યું છે. અને તે, તે સમયના ગાંધીજીના ઉપવાસનુ નિમિત્ત નિરાળું હોય છતાં આજના અનશનના પ્રસંગે પૂર્વ સ્મરણો તાજાં કરાવે એવું છે. તેથી તે નીચે આપ્યુ છે: कोलक ]

(વંશસ્થ : શિખરિણી : અનુષ્ટુપ : ઉપજાતિ)

(૧)

ઊંચે પડયાં'તાં જલ નીલ વ્યોમનાં, ત્યાં શૂન્ય સિંધુ સળક્યા અને જરી
નીચે સૂતાં'તાં જલ સપ્ત સિંધુનાં; જાગ્યાં સહુ માનવ, જીવ, પંખીઓ,
વિશાળ કૈં પાલવ પાથરી વડા, કીટો, પતંગો, પશુઓ, વનસ્પતિ,
લીલા પીળા ખંડ ધરિત્રીના પડ્યા.

*

બ્રહ્માંડના સર્જનકાજ ઇશ્વરે પ્રજાપતિ બાહુ રહેલ વિસ્તર્યો
ચિત્તુ જરી નાભિથકી ગ્રૂર્યાં ત્યહીં સર્યાં કણો ચેતન, શૌર્ય, સ્ફુર્તિના,
નીનાગ્રુજ્જે વિષ્ણુ, મહેશ, સર્જક બન્યા સહુ ક્ષત્રિય શૂર માનવીઃ
અનંત લીલા પ્રકટી ત્રિકાળની ભૂમિપરે તેહ ત્યહીં ભમી રહ્યા

પ્રજાપતિ નેન રહ્યા મિચાયલા પ્રજાપતિ નાભિપ્રદેશ વિસ્તર્યો
ખર્યાં કણો માનસથી વિચારના, પ્રવાહ જ્યાં શોણિતનો વહી રહ્યો
થયા સહુ બ્રાહ્મણ તેતણા અને પ્રત્યક્ષ ત્યાં વૈશ્ય થઈ રહ્યા અને
પૃથ્વી વિષે તેહ રમી ભમી રહ્યા ધરિત્રીના ધારણ ચૂમતા રહ્યા.

ચૂમી રહ્યા પાય પ્રજાપતિ તણા
અને સહુ શૂદ્ર સમૂહ નીસર્યો
ધરિત્રીના ધારણ પોષણાર્થ તે
સેવા સદા અંતરથી કરી રહ્યો

(૨)

ગયા માસો વર્ષો, યુગ યુગ વહ્યા, કલ્પ અવધિ
વહી કાળાગારે લયવિલયમાં લીન બનિયાં
ગઈ તેજોજ્યોતિ તિમિરદલ ત્યાં તીવ્ર ઉભર્યાં
અને રૌંગી પૃથ્વી દસ દસ દિશે દૃષ્ટ બગડે

ગયા ભાવો, સત્ત્વો હૃદયતણું ઔદાર્ય ખૂટિયું,
મહાશા, શ્રદ્ધા ને અનનિપન્નું સત્ય તુટિયું,
અનંકર્યે, વિદ્વેષે ગરલ સઘળે વિશ્વ પ્રસર્યું
ઊંચા નીચા કરી અતિશય હીણા ભાવ પ્રકટ્યા !

અહો ! મિથ્યા ગર્વો, નરકપગના નૃત્ય નમણા
થયા આકારે ને દુરિત સહુ ચોકે પ્રકટિયા,
બધા તત્ત્વો સેવા પર દર્દ કરે નામકુદડી
ફરતા અંધારે નિશદિન કરી સાદ ભયના !

કલિના કામણે ચોકો ઘોર નિદ્રા વિષે શમ્યા.
અને અજ્ઞાન અંધારે, અથડાતા સહુ ભમ્યા

પુણ્ય ને પાપને ખ્યાલે, ઉચ્ચ ને નીચ ભાવમાં
સ્પર્શાસ્પર્શતણો ગર્તે, થયા ત્યાં ગરકાવ હા !

(૩)

એક પિતાતણાં બાળો, ના કો નીચા ઉચ્ચ વા
નથી કો સ્પૃશ્ય અસ્પૃશ્ય, સઘળાં નિત્ય સમાન છે

ડાળીઓ વડલાકેરી પ્રગટે એક મૂળથી
માનવ સંઘયે જૂદા પ્રકટયા એક કુળથી.
"વિદ્યા વિનય સંપન્ને, બ્રાહ્મણે ગવિ હસ્તિની;
"શુનિ ચૈવ શ્વપાકેચ, પંડિતા સમદર્શિનઃ"
"આત્મવત્ સર્વભૂતેષુ" ગીતાવાક્ય ઉદાત્ત એ
પ્રભુકેરું; ગયાં ભૂલી લોકો મોહ ત્રિષે ડૂબ્યા!

(૪)

વિશ્વકેરા રથે જોડયાં ચક્રો વર્ણચતુષ્ટય
ખેંચવા વા ધરા ધુરા અશ્વો ચાર શું જોતર્યા?

"જન્મના જાયતે શૂદ્ર, સંસ્કારાત્ દ્વિજોચ્યતે—"
સંસ્કાર મહિમા એહ, ભૂંસાયો ભૂતશો હવે;

ભૂતની ભવ્યતા જોવા સ્મૃતિમાં સરતા રહે;
શૃંગર્ષિ ને વસિષ્ઠાદિ, કાશ્યપ, મહીદાસ તે.

પૂર્વે થયા રાઘવ સૂર્ય જેણે
પ્રભા પ્રસારી પ્રિય પૃથ્વી માહીં,
'નિષાદની નાનડી નાવ માહીં
બેસી તરાવ્યો ભવ ક્ષેમ તેને.

અને મુનિ ગૌતમ બ્રહ્મવિદે
ભેદોતણાં ભાજન સર્વ ભાંગી;
દીક્ષા દીધી સુંદર સત્યકામને
કર્યું નહીં એહવું વેદ કોવિદે!

સંતર્ષિ, રાજર્ષિ સમાન ગાંધીએ
ઉછંગ અસ્પૃશ્ય સુલક્ષ્મી લીધી;
બાર્યોદરા પુત્રી સમાન કીધી
વિરાટ સ્નેહે સહુ વિશ્વ સાંધીને.

(૫)

અપૂર્વ જ્યાં શ્રાદ્ધ જ આદર્યું હતું,
ક્ષુધાર્ત ત્યાં અંત્યજ એક આવિયો;
કોપાગ્નિ બ્હોરી નિજ બ્રાહ્મણો તણો
શ્રી એકનાથે ચિર શાંત ઠારિયો.

મહાન આંધી દિન એક ઉદ્ભવી
જેની મહીં બાલક દેહનું ડળ્યું;
દીઠું દયાસાગર એકનાથે,
ચૂમ્યું, ઊઠાવ્યું: ગૃહ પોંચતું કર્યું!

નૃસિંહ શ્રી નાગર ભક્ત ગુર્જર
હતા પુરા સંત, અનન્ય વૈષ્ણવ
અસ્પૃશ્ય આતિથ્ય અહો! ઉરે ધરી
બન્યા મહા અંત્યજ પ્રેમથી જરી.

દુઃખાર્ત, દીનો, પતિતો તણાં અરે!
હિતો વસ્યાં અંત્યજનાં ઉરે હતાં.
આજન્મ તે ભીષણ બ્રહ્મશોષક
સ્વામી દયાનંદ અછૂત તારક!

(૬)

વસુંધરાના શત કોશ છે ભર્યા,
અથાગ સમૃદ્ધિ ભરે મહોદધિ,
પર્જન્ય વારિ વરસે અમોઘ ને
ભરે રવિ અંશુ થકી રસામૃતો.

ભર્યાં ઝરે વાવ તથા જલાશયો
ધાન્યે ભર્યાં ખેતર ઝૂમતા લચી,
અફાટ છે આગણું ભૂમિના પડ્યા—
જ્યહીં જૂદા માનવ વાસ વિસ્તર્યા

ગવાક્ષ આભે અડતા ગૃહોતણા
જેમાં વસે ભદ્ર સમાજ નાગરિકો,
ન્યાયાધીશો, લેખક, ધર્મસેવકો,
ગાતા સદા ગાન સમાનતાતણા

ઊભા પ્રભુમંદિર હેમ હર્મ્યશા,
જ્યાં વાજતી ઝાલર પ્રેમધર્મની,
જ્યાં ગાજતી નોબત કર્મમર્મની
ગૂંજે સહુ ઘુમ્મટ શાંતિમંત્રથી

સરસ્વતી ધામ મહાન રાજતા,
જ્યાંથી ઝરે નિત્ય પ્રમાદ, ઓજસ,
જેમાં કલા, સંગીત, કાવ્ય, નૃત્યના
ઊંડે મહાગુંજન ગેબ નીસર્યાં

છતાં રહી ભાગ્યદશા દલિતની,
અસ્પૃશ્યકેરી–મનુબાલની અરે !
વૈષમ્ય, કાઠિન્ય, દુઃખોભરી ખરે,
જીવ્યા છતાં મૃત્યુસમાન હાય રે !

નથી પ્રભુ અર્પિત કાંઈ તેમનું,
જલાશયોના જલ તેમના નથી,
નથી નથી બિંદુ તૃષાંત છે છતાં,
અશ્રુતણા સિંધુ લખ્યા લલાટમાં

ધાન્યે ભર્યાં ખેતર તેમનાં નથી,
માંસાદિ છે ભક્ષ્ય મરેલ પ્રાણીનું
એઠું જૂઠું અન્ન સડ્યું પડ્યું અરે !
એકાંત દૂરે સ્થળ વાસ તેમના

ગવાક્ષ કેરાં સુખ તેમને નથી,
જઈ ત્યહીં જોઈ નિહાળવાનો
નથી અધિકાર પ્રવેશવાનો
સમાજના રક્ષક સેવકો મહીં !

મંદિરનાં દ્વારસરુદ્ધ છે અરે !
પ્રભુ, પ્રભુભક્તિ નથી જ તેમના,
ધુત્કાર, ફુત્કાર સહી સહી સદા
પ્રભુવિહોણાં ઉર તેમના રડ્યાં !

સરસ્વતી મંદિર બાર બંધ છે,
નહીં કલા, જ્ઞાન, પ્રકાશ તેમને,
અજ્ઞાન ધ્વાન્તે અહો ! અંધ જીવવું,
પ્રજ્ઞા અને નેત્ર છતાં પશુ સમું !

(૭)

વિદ્વેષ, ઈર્ષા, શત પાપભારથી
અધર્મ તાપે જળતી ધરિત્રીને,
સુધાભર્યાં શાંતિ સલિલ સીંચવા,
પેગંબરો જન્મ ધરે યુગે યુગે

ઈશુ, મહુમ્મદે, હૃષીકેશ યોગીએ,
બુદ્ધે, દયાસાગર સંત ફ્રાંસિસે,
મહાવીરે, કૈંક ઋષિ મુનિવરે
અસંખ્ય વિદ્વાન, કવિ, કલાધરે—

યુગે યુગે સ્નેહ, સમાનતાતણા
કારુણ્યના, કોમળ બંધુભાવના
તથા અહિંસા, બલ ચેતનાતણા
મંત્રો નિ માનવજાતને દીધા

ખુલ્લાં હતાં આત્મકમાડ જેમનાં,
જે જાગતા'તા જગમાં અજંપથી
સર્યાં મહાનાદ જ તેમને ઉરે
નિદ્રામહીં અન્ય હતા, સુતા રહ્યા,
વીંધી ગયા સાદ સહુ હવામહીં

આજે ફરી તે સ્વર દિવ્ય ઘૂમતા,
હૈયાં હલાવી મરતા હવામહીં,
આંખોમહીં, અંતરમાં, અહીંતહીં
જગાડતા ભાવ અપૂર્વ, નીતરે !

કારુણ્યની, મંગલ વિશ્વપ્રેમની,
સત્યે અહિંસે નખશિખ નીતરી,
સ્વરાજ્ય, સ્વારાજ્ય, સુરાજ્ય નીતરી
મૂર્તિ જગે મોહનદાસની સરી !

(૮)

રસેલ છે દેહ તપસ્વી તેજથી
દાંતો થકી હાસ્ય વિમુક્ત વિસ્તરે,
હૈયે ભરી નિર્મળ નેહવાવડી
આંખો મહીં વિશ્વવિષાદ શું સરે?

દરિદ્રનારાયણ સ્નેહ-ભસ્મને,
ચોળી સ્વદેહે દહતી મૂઠી ભરી;
ઝોળી મહાભિક્ષુકની ખભે ધરી,
લંગોટથી કાય લઘુ વીંટી લીધી.

આંખો અહા! અંતરમાં ઢળી રહી,
ભૂમિ પરે દૃષ્ટિ જડાઈ વા રહી?
શું વિશ્વવૈષમ્ય વિદારણાર્થ-
અપૂર્વ કો ઔષધિ ખોજતી રહી?

સંસારના ભાર બધા વહી, વહી
નમેલ છે દેહની યષ્ટિ શું જરી?

ચાલે અહીં લક્ષ્ય વિશેષ ધારીને
ત્વરા થકી ચાખડી યુક્ત પાયથી
પ્રત્યેક પ્રસ્થાન મહીં ફુટંત શું-
પાંખો જવા વ્યોમતણી દિશામહીં?

પર્જન્યધારા વરસંત જોઇને
રીઝી ઊઠે ચાતક સ્નેહદંપતી,
વા શાવકો પંખિણીને નિહાળતાં;
ચીં ચીં તણા હર્ષ સ્વરો કરી રહે.

રિબાયલાં અંતર રંક, જોઇને
રાજર્ષિ, સંતર્ષિ, તપસ્વી, તારક
આનંદ સિંધુ ધ્વનિઓ કરી રહ્યા!

(૯)

કરાલ આ કાલની ઘંટી ઘૂમતી
પીસાય તેમાં દલિતો, અછૂત સૌ;
દારુણ તે દૃશ્ય નિહાળતાં જરી,
ધ્રુજી ઊઠ્યું અંતર સંત ગાંધીનું.

સમાજના સીતમ-જુલ્મની સદા
પ્રચંડ ભઠ્ઠી દિનરાત પ્રજ્વલે,
—દાવાનલે જેમ વિહંગ શાવકો
શેકાય છે નીડમહીં ઠરી જતાં—
શેકાય તેમાં દલિતો દયામણાં!

યુગોયુગોની જડ શૃંખલા જૂની
ઉચ્છેદવા નૂતન સૂરથી વધ્યા,
પેગંબરી વાણી મહાન ગાંધીજીઃ—
"સંસારનો મેલ સદા વહી વહી
"તે સ્વાસ્થ્યનું દાન મહાન અર્પતા,
"આચ્છાદવા નગ્ન સમાજ દેહને
"વણંત જે વસ્ત્ર વિશુદ્ધ ખાદીનાં,
"ભેદો નહીં સેવક સેવ્યના ઘટે
"ઘટે નહીં નીચ સુઉચ્ચ ભાવના;
"સમાજની શૌચસફાઈ સેવા—
"કરંતને કેમ નિકૃષ્ટ માનીએ?"

તે સૂર થોડા જનને ઉરે સર્યા,
અને ઠર્યા અલ્પજનોતણા મને,
બાકી રહ્યા, શૂન્યમહીં સરી ગયા;
ગણ્યા જણે જીવનમાંહ્ય તે વણ્યા.

*

વીતી ગયાં વત્સર કૈંક ભારતે
ચઢ્યાં પૂરો રાષ્ટ્ર મહોદધિમહીં,
ડોલી રહ્યાં નાવ લઘુ મહાન, ને
વિમુક્ત વેગે જલમાં સરી રહ્યાં!

(૧૦)

યોગી મહા ધીર ગભીર કંદરે
જઇ ચઢી ધ્યાન નિમગ્ન થાય છે;
જઈ યરોડા યશવંત મંદિરે
અસ્પૃશ્ય ધ્યાને સ્થિર ગાંધીજી થયા!

લીધા મહા ભીષણ ટેક નેકીલા
ધર્યા અહા! ભૂષણ ભેખ રંગીલા
પૂર્વે ન કોયે વ્રત-ટેક લીધા
અપૂર્વ એવા પથ [illegible]!

દસે દિશાના દિગપાળ કંપિયા
કંપ્યાં મહા આસન વીર ઇંદ્રના,
આકાશ, પાતાળ, સમુદ્ર કંપને
ધરી ગયા તેજ ચિરંત ચંદ્રના!

સમાજની ચિંતન જ્યોત દીવડી
હવા મહીં ધીમી થતી ઠરી ગઈ!
સૃષ્ટિતણા નેત્ર વિમુગ્ધ ભાવથી
પ્રફુલ્લ કો પુષ્પ સમાં ખીલી રહ્યા.

* * *

ખંખેરતા જાડ્ય, પ્રમાદ, નીંદને
જાગી ઊઠ્યા માનવ મધ સામટા.
ટળી રહ્યા બંધન ઉચ્ચ નીચના
તૂટી ગઈ પાજ અભેદ્ય ભેદની

ફૂટી રહી ધાર અખંડ પ્રેમની!
ખુલ્લાં થયાં મંદિરદ્વાર દેવનાં
જલાશયોનાં જલ તેમનાં થયાં,
વિદ્યાગૃહો યે કંઈ તેમનાં બન્યાં.

હરિજનો અંતરમાં હસી રહ્યાં,
ને માનવી અંગ બની બની રહ્યા!

પૂર્વે થયા રાઘવપ્રાણ મૈથિલી
ભેદી મહાવહ્નિ વિશુદ્ધ નીસર્યા,
લેઈ અહા! અગ્નિ જીવંત નીસર્યા
અસ્પૃશ્ય શા યોગધીમંત ગાંધીજી!
અસ્પૃશ્ય ઉદ્ધારક ધન્ય ગાંધીજી!

*

રતુભાઈ દેસાઈ

## ભિખારીને—

(ભૈરવી)

એકતારો તારો ભાવે,
ભિખારી મને, એકતારો તારો ભાવે!

તંબૂરો તારો ગુંજે જે ગીતડાં
સાંભળી રોવું આવે;
નત નતનાં તારાં ગુંજન વેદન
હૈયાનાં ભાવો નચાવે.
ભિખારી! મને, એકતારો તારો ભાવે!

માગ્યું હો! ખાવું ને ફાટ્યું હો! ઓઢવું
ભવની ભાવટ હો! સતાવે
ભાયગના ભાવોને તંબૂરે ગાતો તું,
વારિ વ્યથાનાં રેલાવે!
ભિખારી! મને, એકતારો તારો ભાવે!

એજન દેસાઈ

# अस्मदीयम्

## કટોકટીમાં 'કવિતા'

કાગળની અછત અને મોંઘવારીએ નેવનાં પાણી મોભે ચડાવ્યાં છે. એ સંજોગોમાં 'કવિતા'નું શું? ગયા અંકે કરેલા વી. પી. માંથી એક વસ્તુ જણાય આવી કે ગુજરાતની જનતા 'કવિતા' માંગે છે. માત્ર ૨૫ ટકા જેટલાં જ વી. પી. ન સ્વીકારાયાં એ જ અમને ઉત્સાહી બનાવે છે. અને એ જ ઉત્સાહ અને જનતાના જવાબ પર અમે 'કવિતા'ને ગમે તેવી કટોકટીમાં નભાવવાને હામ ભીડીશું જ. પછી તો યા અલ્લાહ!

ભેટની નકલો હાલ તુરત પરિસ્થિતિ ન સુધરે ત્યાં સુધી સદંતર બંધ કરવી. જે ગ્રાહકોનાં લવાજમ ન આવ્યાં હોય તેમની નકલો બંધ કરવી. બદલામાં જતી નકલોનું પ્રમાણ ઘટાડવું અને દરેક અંકે ૧૬થી ૨૪ પાનાંની મેટર આપવી. આ માર્ગ સિવાય 'કવિતા'ને પ્રાણવંત રાખવા બીજો માર્ગ અમારી પાસે નથી. એ બદલ સહૃદયી મિત્રો અમને ક્ષમા કરશે.

## સભ્યોની નામાવલી

ગયા વર્ષની જેમ આ વર્ષે પણ કવિતાના સભ્યોની સંખ્યા અમને ખૂબ પ્રોત્સાહન પ્રેરક છે. જે ભાઇઓએ વાર્ષિક બાર બાર રૂપિયાની રકમ આપીને અથવા આપવાની કબૂલીને અમને આભારી કર્યા છે એ કવિતારસિક સહૃદયીઓની નામાવલી નીચે પ્રમાણે છે. (૧) શ્રી યુસુફ ફેઝુલ્લાભાઇ, સૂરત. (૨) શ્રી મનહરલાલ મઠુભાઇ, વિલેપારલે. (૩) શ્રી લક્ષ્મીદાસ દ્વારકાદાસ નયેગાંધી, મુંબઈ. (૪) શ્રી રાગવજી વાલજી મર્ચન્ટ, મુંબઇ. (૫) ધીરુભાઈ મણિભાઇ દેસાઈ, મુંબઈ. (૬) શ્રી ધરમદાસ બારભાયા, મુંબઇ. (૭) શ્રી અરવિંદ નર્મદાશંકર વકીલ, મુંબઈ. (૮) શ્રી ચંદ્રવદન પી. ભટ્ટ, મુંબઈ. (૯) ડૉ. રણછોડજી દાઉભાઇ દેસાઇ, મુંબઈ. (૧૦) શ્રી જયંત જે. દેસાઇ, મુંબઈ. (૧૧) શ્રી નૃસિંહ મોનજી, વિલેપારલે. (૧૨) શ્રી પ્રદીપ, વિલેપારલે. (૧૩) શ્રી જી. વી. શર્મા, વિલેપારલે. (૧૪) ડૉ. વસંત અવસરે, વિલેપારલે. (૧૫) શ્રી ગુલાબદાસ બ્રોકર, વિલેપારલે. (૧૬) શ્રી દુલેરાય પંડયા, મુંબઈ. (૧૭) શ્રી હરિલાલ હાજી, કરાંચી. (૧૮) શ્રી ડુંગરશી વ. સંપટ, કરાંચી. (૧૯) શ્રી ઝીણાભાઈ રતનજી દેસાઈ, અમદાવાદ. (૨૦) શ્રીમતી શાંતાબહેન નાગરજી રૂઘનાથજી, સૂરત. (૨૧) શ્રી ચન્દ્રવદન ચૂનીલાલ શાહ, સૂરત. (૨૨) શ્રી ચાંપશી વિ. ઉદેશી, વડોદરા. (૨૩) શ્રી. બળવંત મોહનલાલ દેસાઇ, અંધેરી. (૨૪) શ્રી. નાનુભાઈ ખંડુભાઈ દેસાઈ, અંધેરી. (૨૫) શ્રી. મહાવીરપ્રસાદ દાધીચ, સાન્તાક્રુઝ. (૨૬) શ્રી. રામપ્રસાદ પ્રે. બક્ષી, સાન્તાક્રુઝ. (૨૭) શ્રી. ચન્દ્રવદન ચીમનલાલ મહેતા, મુંબઇ. (૨૮) શ્રી. વસંત ઉપાધ્યાય, ખાર. (૨૯) શ્રી. ભોગીલાલ ચુનીલાલ પારેખ, રાધનપુર.

# લલિત વાઙ્મય પ્રજાની સૂક્ષ્મ જરૂરિયાતો કેટલે અંશે સંતોષી શકે?

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી.

મારી આગળ પ્રશ્ન આ રીતે મૂકવામાં આવ્યો હતો—સાહિત્ય પ્રજાની જરૂરિયાતો કેટલે અંશે સંતોષી શકે? પ્રશ્ન મૂકનારની વિવક્ષા આમાં સ્પષ્ટ થતી નથી, કેમકે કોઇ પણ સાહિત્ય પ્રજાની સ્થૂલ જરૂરિયાતો સાક્ષાત્ સંતોષી શકે. નહિ. બોધ અને માહિતીનુ વાઙ્મય સ્થૂલ જરૂરિયાતો તરફ પ્રજાનું ધ્યાન ખેંચી શકે, સામાજિક મુશ્કેલીઓના તોડ સૂચવી શકે અને એ બાબત પ્રચાર કરી શકે. પણ એમ કહેતાં પ્રશ્ન નર્યો સરળ બની જાય છે. એની ફૂટના તો લલિત વાઙ્મયને અનુલક્ષીને જ છે, તેથી પ્રશ્ન મૂકનારની વિવક્ષા ધ્યાનમાં રાખી 'જરૂરિયાતો' અને વાઙ્મય'ની આગળ 'સૂક્ષ્મ' અને 'લલિત' વિશેષણો ઉમેર્યાં છે.

લલિત વાઙ્મયની કૃતિમાં લેખક કલ્પનાદ્વારા અખંડ બનેલા અનુભવને શબ્દોમાં નિરૂપે છે. ધ્યાનની એકાગ્રતાથી કલ્પનાના પાત્રમાં લેખકે જે અનુભવ ઝીલ્યો હોય તે શબ્દોમાં એવી રીતે આલેખે છે કે વાચક–ભાવક–કલ્પના વડે અનુભવી શકે. સાહિત્ય બનવા માટે તેમાંના અનુભવની વાચકમાં નિઃશેષ સંક્રાન્તિ થવાની શક્યતા જોઇએ. આ સ્થિતિમાં લલિત સાહિત્ય સાવ અનન્યપરતન્ત્ર નથી. સાહિત્યકૃતિ વાચકની ચિત્તશક્તિની અમુક પ્રમાણમા અનુકૂળતાની અપેક્ષા રાખે છે. દાખલા તરીકે મિલ્ટનમાથી સાહિત્યરસ પામવો હોય તો અંગ્રેજી ભાષાનું સારું જ્ઞાન તો જોઈએ જ, પણ તે ઉપરાત ખ્રિસ્તી માન્યતાઓ અને પૌરાણિક કથાઓ વિશે ઉદાર ચિત્તનો અ-પૂર્વગ્રહ જોઇએ. સંસ્કારની દૃષ્ટિએ પણ લેખક અને વાચકના સ્તરનો બહુ ભેદ હોય તો સાહિત્યના આસ્વાદમાં એ ખૂબ વિક્ષેપકર છે એ કહેવાની જરૂર નથી.

ઉચ્ચ સાહિત્યકાર, કલ્પનાશીલ સાહિત્યકાર પણ અમુક સ્થળસમયનું, અમુક દેશસમાજનું માનવી છે. પોતાની આસપાસના વાતાવરણથી અલિપ્ત રહેવા માગતો અને મથતો લેખક છેક અલિપ્ત રહી શકતો નથી; ક્વચિત્ અણધારી રીતે અને મનની ઊંડી ગુહામાં લિપ્ત હોય છે. જાણવા ખાસ પ્રયત્ન ન કરે તોપણ હિન્દની જરૂરિયાતો આજે શી છે તે લેખકને કાને અથડાય છે. ઇંગ્લંડ અને હિન્દની મૈત્રીનો અર્થાત્ સ્વરાજ્યનો પ્રશ્ન, હિન્દુ મુસલમાનના બન્ધુભાવનો પ્રશ્ન, તથા અન્નજળનો પ્રશ્ન જાણવા ઘરની બહાર જવું પડે તેમ નથી. પ્રસરતી વનાઓ પણ ચિત્તમાં વગર કહ્યે પ્રવેશે છે. હવાનો ભેજ કપડાંમાં પેસી જાય તાવરણમાંના વિચારો ને ભાવનાઓ અલિપ્ત રહેવા માગતા લેખકને પણ

અસર કર્યા વગર ભાગ્યે જ રહે. બનતા બનાવો, વહેતા વિચારો અને પ્રસરતા આદર્શો લેખકના સુપ્ત મનમાં સંસ્કારરૂપે પડી રહે છે. લેખકે એ દિશામાં સ્વતંત્ર વિચાર કર્યો હોય તો એના ઇષ્ટઅનિષ્ટ વિશે સ્પષ્ટ નિર્ણયો પણ ચિત્તમાં હોય છે જ. સાહિત્યકૃતિ ઘડાતી હોય ત્યારે આ સંસ્કારો સાથે સૂક્ષ્મ અનુસંધાન થયા વગર રહેતું નથી.

સાહિત્યકાર ઇષ્ટ વસ્તુ જુએ અથવા તેની કલ્પના કરે, અનિષ્ટ જુએ વા તેની કલ્પના કરે, અથવા વસ્તુસ્થિતિની યથાર્થતા જુએ કે કલ્પે,—આ ત્રણે અનુભવવિષયને શબ્દદેહ આપવામાં આવે ત્યારે ચિત્તમાં પડેલા સદ્વૃત્તિ, સદાચાર, આદર્શો વિશેના સંસ્કાર રસાયણ તરીકે કામ કરે છે, એટલે કે તે આપોઆપ કૃતિને તેનો વિશિષ્ટ ઘાટ આપવામાં એક અગત્યનું કારણ બને છે. ગોવર્ધનરામે સાધુઓના આદર્શ જગતની કલ્પના કરી છે, શઠરાય જેવાનું હીન જીવન ચીતર્યું છે, અને લક્ષ્મીનંદન બુદ્ધિધન જેવાનું વધુ વાસ્તવિક કહી શકાય એવું જીવન પણ ચીતર્યું છે. એ બધામાં ગોવર્ધનરામને શું ઇષ્ટ છે તે છૂપું રહેતું નથી. સુન્દરમ્‌ની 'ખોલકી' વાર્તા ક્ષોભકર છે છતાં આકર્ષક છે; તે અનિષ્ટ વર્ણવી અનિષ્ટને નિભાવી લેતી વૃત્તિને આઘાત આપી ભાનમાં આણે છે. 'બંગડી' માં ચિત્ર વધુ વાસ્તવિક છે. પણ બન્નેમાં રૂપચમત્કાર લાવનાર વસ્તુ એ સુન્દરમ્‌ની વર્તમાન જીવનની વિષમતાઓ તરફ કરુના છે, બળતરા છે. એવી જેમની દુનિયાની વિષમતાઓ તરફ દૃષ્ટિ નથી તે માત્ર અનુકરણથી સુન્દરમ્‌ના જેવો વાર્તામાં કે કાવ્યમાં ચમત્કાર નહિ લાવી શકે. લેખક વસ્તુસ્થિતિનું આલેખન કરે તોપણ તેની જીવનદૃષ્ટિ તેની વસ્તુસ્થિતિના અંગોની પસંદગીમાં, તે અંગોની પરસ્પર અવસ્થિતિમાં, અને તેના પર પડતાં ઓછાંવધતાં પ્રકાશછાયામાં અજાણ્યું કામ કરે છે. વળી વસ્તુસ્થિતિનું આલેખન પણ વાચકના મનને કોરી પાટી જેવું રાખી મૂકતું નથી. તેમાં પણ ઇષ્ટાનિષ્ટતાની દૃષ્ટિએ વાચક વિચાર કરતો થઈ જાય છે.

તાત્પર્ય કે લલિત વાઙ્મયનું સ્વરૂપ અને વાચકનો તે તરફ સ્વાભાવિક પ્રતિભાવ જોતાં સાહિત્યદ્વારા પ્રજાની સૂક્ષ્મ જરૂરિયાતો સંતોષવાની ક્રિયા કે વ્યાપાર અબાધિત અને અનિરુદ્ધ છે. પૂરપાટ વહેતી નદી કીમતી માટી ઘસડી લાવી ખેતરોમાં પાથરે છે, તે ક્રિયા અબાધિત છે; પણ તેનું પ્રયોજન તો સમુદ્રને મળવાનું છે; તેમ જ સાહિત્યમાં સાહિત્યથી ઇષ્ટ અનિષ્ટ બતાવાય; તે પર વિચાર કરતો વાચક થઈ જાય; પણ તે સાહિત્યનું પ્રયોજન નથી. તેનું પ્રયોજન તો રમણીયતાનું સર્જન છે, જેમાં ચિત્ત સંક્રાન્ત થઈ વધુ સુકુમાર, સંવેદનશીલ, પટુ-કરણુ બને. ચિત્ત વધુ સુકુમાર અને પટુકરણ થાય તો તેથી પ્રજાની સૂક્ષ્મ જરૂરિયાતો સમજવાનું કે તેની અટકળ કરવાનું વધારે સામર્થ્ય આવે એ દેખીતું છે.

પણું આમ આડકતરી રીતે સૂક્ષ્મ જરૂરિયાતો પોષાય એ જ વાજબી છે. જાણી-બૂઝીને સૂક્ષ્મ જરૂરિયાત પર લેખક (અને પરિણામે ભાવક) પોતાનું મન ઠેરવે, જ્ઞાનપૂર્વક ઇષ્ટઅનિષ્ટતાના ખ્યાલો લેખક કૃતિમાં ઉતારે તો કલ્પનોમાં રહેલા કૃતિના ઘાટને વિકૃત કરે એવાં તત્ત્વો પ્રવેશ પામે, એવી કૃતિમાં કલ્પનાનુ સત્ય વણસવાનો સંભવ રહે, અને રમણીયતા પણ ઓછી થાય. આવી કૃતિમાં રમણીયતાના પ્રદેશની બહાર લેખક અને વાચક બન્ને નીકળી જાય છે. સાહિત્યદ્વારા શિક્ષણ અપાય જેમ 'ગ્રામલક્ષ્મી'માં; કોઈ સત્પ્રવૃત્તિને ટેકો મળે જેમ 'દિવ્યચક્ષુ'થી; પણ તે તેનો સ્વકીય ધર્મ નથી. જેમ સાહિત્યકૃતિનો સ્વકીય ધર્મ લેખકને કીર્તિ કે પૈસા અપાવવાનો નથી તેમ અમુક બોધ કે વિલચાલને ટેકો આપવાનો પણ નથી.

સાહિત્યકૃતિની રમણીયતા તેના પોતાના અંતઃસ્થ સ્વત્વને વફાદારીથી વળગી રહેવામા છે આ અર્થમા તે અનન્યપરતન્ત્ર, સ્વાયત્ત, સ્વસંપૂર્ણ છે. સાહિત્યકૃતિ એ એવું સંઘટન છે, પુદ્ગલ છે, જેના બધા અંગો સંપૂર્ણ સંવાદથી પરસ્પરાશ્રિત રહેલાં હોય છે આ સંવાદી સુશ્લિષ્ટતાથી એ પૂરો આહ્લાદજનક નહિ તો પરિતોષજનક, કલ્પનાથી આત્મસાત્ કરાય એવો અનુભવ આપે છે. કૃતિનું વસ્તુ કે વિષય વિષાદપ્રેરક, ક્લેશકર કે ક્ષોભકર હોય, તથાપિ તેની સંઘટનાથી, સમગ્રતાથી તે પરિતોષ ઉપજાવે છે, અને પરિતોષ ઉપજાવે છે તેથી કૃતિને આપણે રમણીય કહીએ છીએ. काव्य એ નિયતિથી જુદા નિયમવાળી રચના છે: અથવા એમ કહો કે જગતમા જે નિયતિના અનિયમ (!) દેખાય છે તેનાથી જુદા સંભવિતતાના કે અનિવાર્યતાના નિયમથી ગંઠાયેલી કૃતિ તે काव्य કિંવા લલિત સાહિત્ય.

સાહિત્યના સ્વભાવને અંગે કોઈ પણ વાદ—પ્રરક્ષક કે સુધારકવાદ, ધાર્મિક કે ધર્મવિરુદ્ધ વાદ, સમાજવાદ કે સામ્યવાદ સીધી રીતે ઉપયોગી નથી. સાહિત્યે પ્રજાની આવી જરૂરિયાતો પોષવી જોઈએ એવું એના સ્વભાવમા નથી. પણ એના તત્ત્વમાં એવું પણ નથી કે આડકતરી રીતે એ કોઈ પણ વાદ ન પોષે.

એક ઉદાહરણથી મારુ વક્તવ્ય સ્પષ્ટ કરુ. 'સુન્દરમ્'નું બગડી કાવ્ય સુપ્રસિદ્ધ છે. એ કૃતિના આગળ પડતા ગુણ તરીકે એ વાત ગણાવવામાં આવે કે પ્રજાની એક સૂક્ષ્મ જરૂરિયાત તે સંતોષે છે. ખરી રીતે, મારી સમજ પ્રમાણે, આ કાવ્યથી તમે બગડી માટે, હરિજન માટે, દલિત માટે સદ્ભાવ કેળવો એ એ કાવ્યની રમણીયતા માટે અપ્રસ્તુત હકીકત છે. એના વાચનને પરિણામે સમાજના નીચલા થરની દુર્દશા તરફ આપણી દૃષ્ટિ જાય, તેના પ્રત્યે સમભાવ વધે, ને તેના ઉદ્ધાર માટે પ્રવૃત્ત પણ થઈએ. પણ એ વસ્તુ કાવ્યનો કાવ્ય તરીકે ગુણ નથી. કાવ્યનો ગુણ તો વાચકના હૃદયમા રસાભિવ્યક્તિ થાય છે, ચમત્કાર અનુભવાય છે, તે છે. બંગડીની પરિસ્થિતિમા બે વિરુદ્ધ પાસાં છે. કાવ્યની શરૂઆતમાં પહેલું

પાસું દેખાય છે, જેમાં હાસ્ય અને ઉલ્લાસ વાચક અનુભવે છે. પણ તેમાંથી તેને એક સપાટે કરુણમાં કવિ ઉતારી દે છે. ભંગડી સાડી કયાંથી લાવી એ પ્રશ્નનો ઉત્તર તેના ઉલ્લાસી જીવનની દયાજનકતા એક જ આઘાતથી પ્રગટ કરે છે. ભાવના આ ચમત્કારક અનુભવથી કાવ્ય રમણીય બને છે. રમણીયતાના તત્ત્વ ઉપર દૃષ્ટિ સ્થિર કરીશું તો એક જ વિષય પર ભિન્ન ભિન્ન તો શું પરસ્પરવિરુદ્ધ દૃષ્ટિવાળાં કાવ્યો ઉપભોગયોગ્ય બને છે, એ સાહિત્યાનુભવની મૂલભૂત વાત સમજાઈ જશે.

---

# મંથરા

પીધી ને પરને પીવાડી
ક્લેશ પિયાલીથી જ જીવાડી,
રઘુકુલમણિતણી ફૂલીફાલી,
હાય ! કરી ઉજ્જડ તેં વાડી !

મમતાતાર ગ્રહી તેં લીધો, ૫
ને એને અવળો વળ દીધો;
માનું ઉર જીવનરસ દ્રવતું,
થયું એ પળમાં ઝેર નીતરતું !

છત્તર છોડી વનેવન ધાયા,
સીતા, લછમન ને રઘુરાયા; ૧૦
તાત ઢળ્યા ધરી ઘા ધરણી પર,
તોય હલ્યું ન ચલ્યું તવ અંતર?

કે તું માત્ર નિમિત્ત બનેલી ?
જીવનક્રમ ચકડોળ ચઢેલી ?
થઈ ઢાલે કર ભાર ભરેલી ૧૫
ધ્યેય વિના ભવવાટ ભમેલી ?

અણનમ ઝૂઝે ઝંઝા સામે,
આફતને યૌવન નવ નામે:
માનવ એમ બને બળવત્તર,
રાઘવ એમ થયા લોકોત્તર- ૨૦
એમાં ગૂઢ ભર્યો તવ ઉત્તર ?

એ કાજે વ્રત અન્ય ફગાવી,
રઘુકુલમાં આ આગ જગાવી ?
કૈકયીઉરમાં ઝેર ભર્યું તેં ?
કલંક ગાઢે ભાલ ભર્યું તેં ?

કે માનવનું નબળું અંતર
જોઈ શકે ન કશું મર્માંતર ?

**પ્રેમશંકર હ. ભટ્ટ**

* 'ધરિત્રી' નામના છપાઈ રહેલા કાવ્યસંગ્રહમાંથી

# રુબાઈ

## પિપાસા

જીવનમાં હોય ના મીઠા દિલાસા,
ભલે હૈયું ભરે ઊના નિસાસા;
સમયની ઠોકરે બેહોશ થઈને
ઢળું તુજ પથમાં બસ એ પિપાસા.

## વિનતિ

મને દઈ આજ માનવતાની ભિક્ષા,
કરો જીવન-કમંડળની પરીક્ષા;
નવાજો રહમથી જીરવી શકે તો
નહિ તો ઠોકરે દો મૃત્યુ-શિક્ષા.

## આરઝૂ

મને ભટકાવજે ના ઝંખનામાં,
મને પીગળાવજે ના યાતનામાં;
હું તારી વાટ જોતો આંહી બેઠો,
મને હરખાવજે આરાધનામાં.

## થઈ જા

બૂઝેલાં કાજ તું અંગાર થઈ જા,
તિમિરમાં તેજનો અંબાર થઈ જા;
અનિલ થઈ જા અવરના જહાજ કાજે,
થઈને ખાક, આત્મોદ્ધાર થઈ જા

## એક મોતી (વેદના)

ઉતારી મૌક્તિકો જીવનકિનારે,
કર્યો મેં સાદ જઈ જગની બજારે;
બધાં વેચ્યાં, રહ્યું બસ એક જેનો
જીવનભર શોધવો લેનાર મારે.

"કિસ્મત"

રુબાઈઓનું વઝન:-
મફાઈલુન મફાઈલુન ફઊલુન
લ દા દા દા લ દા દા દા લ દા દા

# સખાને—

ખાલી મ્હારી ઉરની ગોરસીમાં
સીંચી દીધાં પ્રેમનાં ત્હેં રસીલાં
ફૂટી ધારે મુક્ત હૈયે અમીડાં.

વીણી વીણી કંકરો-કંટકોને
ન્હાની મ્હારી સાંકડી કેડીઓને
કીધી છે ત્હેં શુદ્ધ ને સ્નિગ્ધ પોતે.

પંગુ મ્હારી જિન્દગીની તરીને
હંકારી ત્હેં શાન્ત ને સ્વચ્છ નીરે,
સાંધી એનાં અંગ મીઠું હસીને.

પોચી પોચી ને રસાળી કરી ત્હેં
શિલા જેવી રુક્ષ મ્હારી ભૂમિને
ખેડ્યો ત્યાં કેં ગયા હાર લૈ ને.

ત્હારી આવી હેલિઓમાં મૂઝાઉં:
શું આપું ? જ્યાં સર્વ ત્હારું જ ત્હારું !

હસિત બૂચ

# કાવ્ય-શંકા

"મયૂરક"

**કવિતાના તંત્રીઓ જોગ**

'કવિતા'માં કાવ્યશંકા નામનો એક ચાલુ વિષય, છાપાંઓમાં ચર્ચાપત્રો હોય છે એ પદ્ધતિએ, ખોલવાની જરૂર છે. નામીચા કવિઓની, કે અજાણ્યા કવિઓની પણ લોકજીભે રમતી થઈ ગયેલી કાવ્યરચનાઓમાં કોઈ વાર ભારે વિચિત્ર અસ્ફુટતા હોય છે, કોઈ વાર વિસંવાદ હોય છે, કોઈક વાર કવિએ મનમાં કલ્પ્યો હોય તેનાથી જુદો જ અર્થ પ્રકટ થતો હોય છે, કોઈક વાર વ્યાકરણદોષને લીધે જ અન-અર્થ-અનર્થ થઇ જતો હોય છે, અને કોઈક વાર તો કશો જ અર્થ ન બેસે એવો શબ્દપ્રયોગ થઇ ગયેલો હોય છે. આવા પ્રકારની પંક્તિઓ કાવ્યોમાં, લોકગીતોમાં, આખ્યાનોમાં ને જૂના કવિઓનાં લખાણોમાં પણ ઠેર ઠેર માલમ પડે છે, તેને લગતી ચર્ચા લોકો, કાવ્યરસિકો લખી મોકલે, અને બીજાઓ (ખુદ કવિઓ પોતે, બની શકે તો) તેનું નિરસન કરે તો એમાંથી ઘણો પ્રકાશ પડશે. દાખલા તરીકે એક વાર એક જાણીતા સાક્ષરે કવિ ખબરદાર કૃત નીચેની પંક્તિનો અર્થ બેસાડવાને ખૂબ જ મહેનત કરી હતી.

> દીઠો છે કે ' રાજહંસ માનસસરે કદાપિ
> જોયાં છે અરબ્બી મોતી ? લક્ષ્યો હિમપાશ ?
> ગુગળનાં પાન કેરી મૃદુતા નિરીક્ષી કદી
> પોપટીની પાંખકેરી માણી નરમાશ ?
>
> કલિકા પૃષ્ઠ ૨૨ કડી ૩૧

ઘણી મથામણ કરવા છતાં આ કવિતામાં આવેલા 'હિમપાશ' શબ્દનો અર્થ એક વૃદ્ધ સાક્ષર અને એક યુવાન સાક્ષર, અત્યત ભેજું કસવા છતાં બેસાડી શકતા ન હતા. એમની એ મથામણ ચાલતી હતી તે વેળાએ હું જઇ ચઢયો અને એ શબ્દ 'હિમપાશ' છાપભૂલ હોવી જોઇએ-રને બદલે પ મુદ્રારાક્ષસના પરાક્રમને લીધે ગોઠવાઈ ગયો હશે; ખરો શબ્દ હિમરાશ જ હશે એવું મેં સૂચવ્યું ને તે વાત બને સાક્ષરોને ગળે ઊતરી ગઈ ને તેઓ રાજી રાજી થઈ ગયા, અને પછી તેમનું કામ આગળ ચાલ્યું. આ મારી પોતાની કલ્પના સાચી છે કે કેમ એ તો કવિવર ખબરદાર પોતે જાતે ખુલાસો કરે ત્યારે વધારે સારી રીતે સમજાય.

'અમૃતના કુંભ' વિષેની જે ચર્ચા આપણે ત્યાં 'ગુજરાતી' પત્રમાં ચાલી હતી તે ઘણી મશહૂર થઇ પડી હતી.

હવે આજે હું એક જૂના કવિની નીચેની પંક્તિ એવી ચર્ચા માટે સૌ કાવ્યરસિકો સમક્ષ રજુ કરું છું.

સ્વ. સાક્ષર શ્રી. ગોવર્ધનરામની—

મુજ વૃત્તમાં નથી કો નવાઈ
શિવાય પણ હું શું કહું?
પૂછ્યુ તથાપિ તમે જ તો
હું નકાર પણ શી રીતે ભણું?

આ હિન્દુ નારીજીવન પર પ્રકાશ પાડતુ કાવ્ય કેટલાક કારણોસર, અને કવિના જીવનનો પણ તેમાં કંઈક પડઘો પડે છે એવી માન્યતા વડે ઘણું પ્રસિદ્ધિ પામેલું છે, એટલું જ નહિ પણ પાઠ્ય પુસ્તકોમાં પણ એ સ્થાન પામ્યું છે. એ કવિતાની નીચેની લીટી હાલમાંજ મારે માટે શંકાનુ સ્થાન થઈ પડી છેઃ

ઉદ્વાહના જ કરારમાં
સહી કીધી મુજ, મુજ ગુરુજને

આખી ચર્ચા હિન્દુ લગ્ન વિષેની છે, એ સ્પષ્ટ હોવા છતાં ગોવર્ધનરામ જેવા વકીલસાક્ષરે હિન્દુ લગ્ન માટે-ઉદ્વાહ માટે કરાર જેવો શબ્દ વાપર્યો છે એ શું બરાબર છે? હિન્દુ લગ્ન કરાર **નથી** એ વાત નિર્વિવાદ છે. મુસ્લિમ લગ્નપદ્ધતિ કરારની છે-હિન્દુ લગ્ન એ તો સંસ્કાર છે, કરાર કોઈ પણ રીતે નથી જ એ વિષે સૌએ સંમત થવુ જ રહ્યું. તો પછી આ સ્થળે ઉદ્વાહનો કરાર થયો, અને તેમાં વળી કન્યાના બાપે કન્યા વતી સહી કરી એ જાતનો ઉલ્લેખ થયો છે, તદ્દન સ્પષ્ટ જ ઉલ્લેખ થયો છે એ શું બરાબર છે? વાજબી છે? હિન્દુ લગ્ન તો અગ્નિની સાક્ષીએ થાય છે, તેમાં કશી સામસામી સહીઓ તો કરવાની હોતી જ નથી, એ પરંપરાથી ચાલતી આવતી પ્રથા છે. છતાં ખૂદ હિન્દુ લગ્નની ચર્ચા માટે જ નિર્માણ થયેલા કાવ્યમાં હિન્દુ લગ્ન એ કરાર છે,-કોન્ટ્રેક્ટ છે, એ પ્રકારની રચના કરવામાં આવે એ નિર્મૂલ કાવ્યપ્રયોગ ગણી શકાય ખરો? અને કોઈ પ્રાકૃત જન—અવકીલ લેખક, કાયદાબાહ્ય વસનારો કવિ એવી ભૂલ કદિમદિ કરી નાંખે તો તે કદાચિત ક્ષમ્ય ગણી શકાય; પણ સ્વ. ગોવર્ધનરામ જેવા કાયદાપંડિત કવિ આ પ્રકારનું કેવી રીતે લખી ગયા હશે?

કોઈ વિદ્વાન, જાણકાર કે કવિ ગોવર્ધનરામ સાથે વધારે નિકટ સંબંધ ધરાવનાર, અથવા આ કવિતાની ચર્ચા ખૂદ કવિની સાથે જ કરવાનો લાભ જેને સાંપડયો હોય એવા 'ગુરુજન' ખુલાસો કરશે તો આભારી થઈશ.

હવે 'કવિતા'ના ગયા જ અંકમાં આવેલી શ્રી ધનસુખલાલ મહેતાની શ્રી જ્યોતીન્દ્રને ઉદ્દેશીને લખેલી કાવ્યરચનાનો પહેલો શ્લોક જોઈએ. તેમાંથી શુ કવિએ કલ્પ્યો છે-ધાર્યો હશે તેવો જ અર્થ નીકળે છે? કે કઈ જુદો જ નીકળે છે? એ પંક્તિઓ નીચે મુજબ છે—

જે ભાષા નરસિંહ નાગર કવિ શોધી ગયો સુલભે
જે ભાષા મહીં છે અસંખ્ય ર. વ. દે. કેરી કથાઓ વળી
જે ભાષા મહીં મુક્ત હાસ્ય ખીલવી તુ કીર્તિ પામ્યો અતિ
તેનો આ ઉપહાસ આજ નિરખ્યો આનંદ ને ખેદથી

આમાં પહેલી પંક્તિમાંનો સુલભે શબ્દ બરાબર યોજાયલો નથી, એનો અર્થ ચોકસપણે બંધ બેસતો થતો નથી એમ મને લાગે છે પણ તે વાત પડતી મૂકું છું. પરંતુ ચોથી લીટી ભારે વાંધાભરેલી લાગે છે. ખાસ કરીને તત્પદાપેક્ષી રચનામાં ગફલત થવાથી કવિતામાં અર્થનો અનર્થ થઈ ગયો છે એમ મને સ્પષ્ટ લાગે છે. ધ્યાનપૂર્વક વાંચીશું તો સ્પષ્ટપણે માલમ પડશે કે પહેલી ત્રણ લીટી ભાષાને ઉદ્દેશીને છે, ને તેથી છેલ્લી લીટીમાં આવેલો તે પ્રયોગ (જેને નરસિંહ મહેતાએ, રમણલાલ વ. દેશાઇએ અને જ્યોતીન્દ્ર દવેએ કેળવી ખીલવી, તે આપણી ગુજરાતી) ભાષાને માટે જ છે, અને તેથી કાવ્યાર્થ એવો થાય છે કે એ ગુજરાતી ભાષાનો ઉપહાસ થયો, અને તે કવિ ધનસુખલાલે નિરખ્યો. માત્ર નિરખ્યો એટલું જ નહિ, પણ **આનંદથી** નિરખ્યો !

વડોદરામાં જે જાતનો ધબડકો થયો, (થયો કે ન થયો તેની સાથે આપણને નિસ્બત નથી. પણ આ કાવ્યયુગલ પરત્વે તો એવો ધબડકો થયો છે એમ માનીને આપણે ચાલવું રહ્યું.) તે શું ગુજરાતી ભાષાનો હતો ? નહિ જ. એ શું ગુજરાતી ભાષાનો ઉપહાસ હતો ? એ બનાવમાં ગુજરાતી ભાષાની ઠેકડી મશ્કરી હતી ? શ્રી ધનસુખલાલ જ્યોતીન્દ્રનો ઉપહાસ થયો છે એમ કહેવા માંગે છે, કાવ્યભૂમિકાની પરિસ્થિતિને સાચી માની લઈએ તો પણ તેમાં એ જ મુદ્દો રહેલો છે, પણ શ્રી ધનસુખલાલે ભાષા પરત્વે ત્રણ જકારવાચક લીટીઓ લખીને પછી તેની સાથે 'તત્પદ' જોડ્યું તેથી ભાષાનો ઉપહાસ થયો એવા જ જાતનો અર્થ નીકળે છે–બીજી જાતનો નહિ. અને તો શું શ્રી ધનસુખલાલ ગુજરાતી ભાષાનો ઉપહાસ થાય તે **આનંદથી** નિરખે છે ? નિરખી શકે ?

શ્રી ધનસુખલાલની ઇચ્છા શ્રી જ્યોતીન્દ્રના ઉપહાસ વિષે લખવાની છે, તેવો ઉપહાસ એઓ આનંદ અને ખેદ બંને લાગણી વડે જોઈ શકે છે, જોઇ શકે (એમને એમાં આનંદ શા માટે નીપજે તે એમના ને જ્યોતીન્દ્રના અંગત સંબંધનો સવાલ છે !) પણ તેમણે તત્પદનો ખોટો ઉપયોગ કરી ગુજરાતી ભાષાનો ઉપહાસ થયો એવું લખી નાખ્યું છે, અને વળી તેમાં પોતાને **આનંદ** થયો એવો પણ (એમને ખચીત નાકબૂલ જ કરવો રહ્યો એવો) એકરાર કરી નાંખ્યો છે. એમણે કાવ્યરચનામાં ભૂલ કરી નાંખી પોતાને માથે અપવાદ આવે એવી સ્થિતિ નીપજાવી છે.

શ્રી ધનસુખલાલભાઈ ખુલાસો કરશે ? માત્ર ખુલાસો જ ન ચાલે, તેમણે મારો અર્થ ગળે ઊતરે તો એ ચારે પંક્તિઓ ફેરવી, નવેસર લખીને શ્રી જ્યોતીન્દ્રને મોકલવી જોઇએ અને શ્રી જ્યોતીન્દ્રે પણ, જરૂર લાગે તો, તેનો કંઈ ઘટતો જવાબ આપવો જોઇએ છે. (શ્રી દવે પહેલી ચાર લીટીમાંની આ ભૂલની ખબર લેવાની ભૂલી જ ગયા હશે શું ? કોણ જાણે ?)

બીજા કાવ્યરસિયાઓ પણ આ વિષે પોતાનો મત દર્શાવે તો આભાર થશે.

# નવવધૂ

પૃથ્વી

હજુ ગગનશેષદીપસમ શુક્રનો તારલો
હતો ઝગઝગી રહ્યો અટવી પંથમાં શ્યામલી
ધરી નિશીથચુંદડી નવવસંતની રાત્રીએ
હજુ ઉભી હતી પરાગભર અંચળો ઢોળતી,
બધી અરૂપ માધુરી પ્રકૃતિ મર્મવાણી–પ્રભા
હતી જ રહી ઝંખી અસ્ફુટ મધુર છંદાવલી.
અને હું પણ પુષ્પની મરમવારતા પામવા
વટાવી વનવીથિમાર્ગ સુરભીભર્યો ચાલતો
ગયો દૂરદૂરે કદંબફૂલડાળ જ્યાં ગૂંથીને
લગોલગ ઊભા હતા, ઘડીક તો નવા પાન્થને
કદંબફૂલ અંજલિ અરપી, ડોલતા વાયુએ
લચેલ ફૂલડાળીથી ધૂનર વેળના બિન્દુડા
થકી કીધ પૂજાભિષેક, ટપકી રહ્યાં બે ઘડી
ઉભો સ્થિર વિલોકતો પ્રકૃતિવેશલીલાતણાં
પરંપરિત દર્શનો, પ્રહુર એમ ચાલ્યો ગયો.
અહો! તહીં ક્ષિતિજ દ્વાર ખૂલ્યું, અને કુંકુમો
ઉડાડી ગગને ભરેલ નવચુંદડી કેસરી
ધરી વદનપે ઉષા, અરધ ઘુંઘટા આડમા
ધીમુ મલકતી પળી સુરભી વાટમાં, મારગે
કદંબ ફૂલ જે ખરેલ, પગલા મૂકી એ પરે
કરંતી ફુલપ્રાણ ધન્ય, કિરણોની આભાથકી
જગાડતી નિકુંજકુંજ વનશ્રીતણું ભીતર
ગાબડ અંધારમા નવપ્રકાશ રંગો પૂરી
સમાઇ ગઇ પ્રકૃતિ હૃદયમાં ફૂલેફૂલમાં
મને થયુ વધૂરૂપે નવસુહાગ વસ્ત્રો ધરી
સખી તું ય પધારી'તી નિબિડ એક કો રાત્રીએ
હતું ભીતર માહરુ મલિન અંધકારે ભર્યું
થયો મધુર સ્પર્શ એ નવલ જ્યોતનો ને થયું
બધું ય હુ ય ઉજ્જવલ +

સુરેશ ગાંધી

+ પ્રગટ થનાર કાવ્યસંગ્રહ 'વન્દાન'માંથી.

# નીરવ ગાન

## (૧)

હું તારા ગીતનો શોખીન હતો. સંધ્યાને ઘાટે બેસી સાગર સુદર્શને લીન બની મેં ભરતીને તાલે તારું ગીત સાંભળ્યું. એ ગીત મને ગમ્યું કારણ કે એ કરૂણ હતું.

મારી આંખોને એ ગીત ગમ્યું કારણ કે મારી આંખોમાં આંસુ હતાં.

મારા દિલને એ ગીત ગમ્યું કારણ કે મારા દિલના ઘા પાછા લીલા થયા હતા. મેં મારી વેદનાની કબર ખોલી એનું દર્શન કર્યું. તારા ગીતના તાને મારે જે નહોતું કરવું જોઈતું તે બધું કર્યું.

સાગર અને ધરતીના સંગમ પર બેસી મેં શોક અને હર્ષની સંગમ ક્ષિતિજ જોઈ. એ દર્શન અંજને અન્તરભરી હું માનવનગરીમાં આવ્યો.

એ ગીતના સૂર ડુબી ગયા હતા. તારા મધુરકરૂણ ગીતમાં એકલય બને એવા હૃદયદ્રાવક સૂર માનવનગરીમાં સાંભળ્યાં. તેંજ તેમને એ ગીત શીખવ્યું હતું.

મારું હૃદય ફૂલ હતું. ઉષાના અંબોડામાંથી ધરતી પર માનવમન્દિરની પૂજાર્થે ખરી પડેલું ફૂલ હતું. એની અજ્ઞાતામાં જગતની પ્રભુતા જણાતી હતી.

પણ સવાર પછી બપોર આવી. એ ફૂલ ન રહ્યું. એનું કોમલ દિલ કઠણ થયું હતું. એની પ્રભુતા ગઇ અને નિષ્ઠુરતા આવી હતી. મૃત્યુએ ઘા પર ઘા કરી એને નિષ્ઠુર બનાવ્યું હતું.

એ ઉષાનું ફૂલ સાંજે પત્થર બન્યું, તેં જે ગીત ગાયું તે એ જ હતું. મને એ ગીત ગમ્યું તેનું કારણ પણ એ જ હતું.

# अस्मदीयम्

## નર્મદ સાહિત્ય સભા, સૂરત

અમારી પાસે સૂરતની નર્મદ સાહિત્ય સભા તરફથી ગુજરાતી સાહિત્યના અભ્યાસની પરીક્ષા માટેનુ પ્રશ્નપત્ર આવ્યુ છે એ પ્રશ્નપત્રના બે વિભાગો છે. પહેલો વિભાગ કાવ્ય અને નાટક પરના પ્રશ્નોનો સમાવેશ કરે છે અને બીજા વિભાગમા ગદ્ય પરના પ્રશ્નોનો સમાવેશ કરવામા આવ્યો છે.

સૂરતની નર્મદ સાહિત્ય સભાએ સાહિત્યના અભ્યાસમા જે સુંદર દિશા ઉઘાડી છે તે માટે સસ્થાના કાર્યવાહકોને અમારાં અભિનદનો. એ કાર્ય દરમ્યાન ખરેખર સાહિત્યનો અભ્યાસ થઇ શકે છે કે કેમ ? એ પ્રશ્નનો જવાબ તો સાહિત્યાભ્યાસીઓને કસોટી કરવાને જે પ્રશ્નો પૂછવામા આવ્યા છે તે જ બતાવી આપે છે.

### વિભાગ પહેલો

૧ તત્વજ્ઞાન અને કાવ્યનો સુમેળ સાધવો મુશ્કેલ છે. 'અખેગીતા'મા અખો તે મુશ્કેલી કેટલી પાર કરી ગયો છે તે ચર્ચો અથવા જગત, જીવ અને ઈશ્વર વિશેનુ અખાનુ વિચારદર્શન સક્ષિપ્તમા આપો

૨. લિરિક શબ્દ માટે ગુજરાતીમા યોજાયેલ ભિન્ન ભિન્ન પર્યાયો આપી તેની યોગ્યાયોગ્યતા ચર્ચો. કાવ્યનીતિ તરીકે એના લક્ષણો બતાવો. **અથવા** ગુજરાતી સાહિત્યમા ઊર્મિકાવ્યનો ઇતિહાસ આલેખો

૩. કોઈ બે પર નોંધ લખો – **ક** અર્વાચીન કવિતા **ખ** અપદ્યાગદ્ય શૈલી **ગ** અખા **અથવા** નાનાલાલની સાહિત્યપ્રવૃત્તિ.

આ પ્રશ્નોના સફળતાથી અથવા નિષ્ફળતાથી ઉત્તર આપવાને તૈયાર થનાર કવિતાસાહિત્યમા કેટલો બધો રસ લેતા થઈ ગયા છે એનો ખ્યાલ આવી શકશે. અમો સાહિત્ય પ્રચારમા નર્મદ સાહિત્ય સભા તરફથી થતા કાર્યની સાનદ નોંધ લઇએ છીએ.

---

## લેખકોને—

જગાની સંકોચ હવે નડી રહી છે. અનેક પસદ કરેલી કૃતિઓ અહીં આપવાની ઇચ્છા છે પણ જગાને કારણે એક એક પછી એક ક્રમશ આપવી એવો નિર્ણય કરવો પડે છે. નવીન કવિમિત્રો એટલી ધીરજ રાખશે કવિતા 'નવીન કવિતા'ને જરૂર સ્થાન આપશે પણ એની મર્યાદા અને શક્તિનો ખ્યાલ સૌ કોઈ રાખે એટલી વિનંતિ.

# મૃત્યુને

દ્વારે મારે આવી ભિક્ષા તું માગે,
                    રોજ તને શું આપું ?
હાય રે ! મારે કેટલું તારું
                    ચૂકવવું રહ્યું દાપું ?
પોંસ ભરી ઊનાં અંતરકેરાં
                    આંસુ અમોલખ દીધાં;
બિંદુ બિંદુ મારાં રક્તતણાં તેં
                    કેટલાં હળવે પીધાં ?
આદર દેઈ મેં આસન દીધું
                    ભોગ ધર્યા મનભાવ્યા;
સ્વજન માની મેં સ્નેહ દીધો તોય,
                    શીદ કરો રોજ તોબ્યા ?
સ્નેહ દીધો, દઈ સ્નેહી દીધાં મેં તો,
                    જીવન સાથે જડેલાં;
આંખથી જેને આઘાં કરતાં
                    રક્તનાં બિંદુ પડેલાં.
તાત દીધા મેં તો સૂરજ જેવા ને
                    ચંદ્ર શી શીતળ માતા;
બંધુ દીધા અરે ! સ્નેહ સિતારા શા,
                    બ્હેની શી ભાગ્યવિધાતા!
દેવબાલક શો દેઈ ભાગિનેય
                    રોઈ રહ્યાં નેણ રાતાં;

હાથ પીંખી રહ્યા મસ્તક લોમને
ચિત્તે ન દુઃખ સમાતાં.
હોમી રહ્યો અરે! છેવટ મારી
જીવન પ્રતિમા પ્યારી;
સ્નેહ સંગિની ને આતમ દેવી
અમૃતની વર્ષનારી!
મરણ, તારે ચરણ પૂજનથાળ
ભર્યા ધરી દીધા;
મરણ, તારે શરણ સ્વજન
કેટલાં પાઠવ્યાં સીધાં?
અનંત અગણ્ય જીવનકેરા
મહા ભિક્ષુક ઓ ધીરા!
હદ થઈ હવે સાંભળો મારું
રંકનું વચન વીરા!
સ્નેહમહીં નહીં એકલું લેવું
શોભે છે સદા પ્યારા!
દાન ઘટે છે પાનથી અધિક
પ્રેમના મારગ નયરા!
દ્વારે મારે આવી રોજ તું માગે
ભિક્ષા તને શું આપું?
હજીયે મારે કેટલું તારું
ચૂકવવું હશે દાપું!

રતુભાઈ દેસાઈ

# સભારંજના કવિતા

ડોલરરાય ર. માંકડ

(૧)

ઉત્તર હિન્દુસ્થાનના કોઈ મહારાજાના દરબારમાં એક વખત દક્ષિણી કવિ આવી ચડ્યો. આવીને ભરદરબારમાં કવિએ કહ્યું:

किं वृत्तान्तैः परगृहगतैः किन्तु नाहं समर्थ—
स्तूष्णीं स्थातुं प्रकृतिमुखरो दाक्षिणात्यस्वभावः।
गेहे गेहे विपणिषु तथा चत्वरे पानगोष्ठया—
मुन्मत्तेव भ्रमति भवतो वल्लभा देव कीर्तिः॥

શું વૃત્તાન્તે પરગૃહતણા? કિન્તુ ના હું સમર્થ
છાનો રે'વાઃ પ્રકૃતિમુખરો દાક્ષિણાત્યસ્વભાવ.
ઘેરે ઘેરે, વિપણિમહીં ને ચત્વરે દારુપીઠે
ઉન્મત્તા શી તવ ભમતી રે' વલ્લભા, દેવ કીર્તિ.

કવિને રાજાની પ્રશસ્તિ ગાવી છે અને વાતની શરુઆત કરે છે, 'પારકાં ઘરની વાત કરીને શું ફાયદો?' એમ કહીને. સાંભળતાં જ રાજાને તેમજ આખી સભાને, 'આ દક્ષિણી કવિ અમારાં ઘરનાં છિદ્રો ઊઘાડાં પાડવા માગે છે કે શું?' એવી શંકા જાય એ સ્વાભાવિક છે. પણ છિદ્રો ઊઘાડાં પાડશે કે નહિ એનો મનમાં નિશ્ચય થતો નથી, ત્યાં તો કવિ કહે છે 'પણ હું મૂંગો રહી શકું તેમ નથી, કેમકે દક્ષિણીઓનો સ્વભાવ પ્રકૃતિથી જ વાતોડિયો છે.' અને ત્યારે રાજાને અને સભાને 'આ દક્ષિણી આપણી શી એબ ઉઘાડી પાડે છે?' એવો વિચાર આવ્યો હશે. ત્યાં કવિ વાત કહે છે "ઘરેઘરમાં, દુકાનોમાં, ચૌટામાં અને દારુનાં પીઠામાં પણ, ઉન્મત્તની પેઠે ભમે છે—કોણ? આપની વલ્લભા—" પણ આટલું સાંભળતાં તો સભાસદોનાં મોં ક્રોધથી લાલચોળ બની ગયાં હશે, સરદારો 'આ નિન્દાખોરને હમણાં સભામાંથી બહાર ફેંકી દઇએ' એમ તૈયારી કરતા હશે અને રાજા પોતે પણ તલવારની મૂઠ ઉપર હાથ નાખતો સિંહાસન ઉપરથી અડધો ઊભો થઇ ગયો હશે. પણ ત્યાં તો કવિની વાણી આગળ ચાલે છે અને પૂરું કરે છે 'હે, દેવ કીર્તિ.' અને જેમ ઊભરતાં દૂધમાં પાણી છાંટીએ અને ઊભરો શમી જાય તેમ સભાનો બધો ક્રોધ શાન્ત થઈ ગયો હશે અને બધે 'વાહ, વાહ'ના ઉદ્ગારો નીકળી રહ્યા હશે.

આમ આ કવિ શંકા, ભય, ઔત્સુક્ય, ક્રોધ એમ એક પછી એક ભાવોમાં ગરકાવ કરતો જાય છે અને એ બધાં ભાવશબલત્વની શાન્તિ કરી દે છે.

સભારંજની કવિતાનો જ આ નમૂનો છે છતાં ભાવોદ્દીપન અને ભાવશમનની દૃષ્ટિએ તેમ જ પદેપદના ઉચ્ચાર સાથે આખી સભાના ચહેરાઓ ઉપર થતા ફેરફારોની દૃશ્યતાની દૃષ્ટિએ આ શ્લોક મને ઉત્તમ કવિતાનો નમૂનો હંમેશાં લાગ્યો છે. અલંકારની દૃષ્ટિએ પહેલાં આક્ષેપનો ઉપક્રમ, પછી વિરોધાત્મક હેતુનું કથન, અને પછી દીપક અને ઉત્પ્રેક્ષાના સંકરને આશ્રયે રહેલાં રૂપકનું નિરૂપણ આમાં આવે છે. આમ આમા છ અલંકારોની સીધી કે આડકતરી હાજરી છે છતાં કયાંય અલકાર પ્રયત્નપ્રેરિત નથી. દરેકે દરેક અલંકાર વક્તવ્યને પોષે છે અને કાવ્યને ચમત્કારયુક્ત બનાવે છે. ધ્વનિની દૃષ્ટિએ, પારિભાષિક રીતે, આ ગુણીભૂતવ્યગ્યનો જ દૃષ્ટાન્ત ગણાય છતાં એને હું મધ્યમ કાવ્યમાં મૂકવાની ના પાડું છું, કેમ કે રસધ્વનિનું તેમ જ વસ્તુધ્વનિનું જ આમાં પ્રાધાન્ય છે.

(૨)

કોઈ કવિ રાજાની સ્તુતિ કરે છે:

सुसितवसनालंकारायां कदाचन कौमुदी—
महसि सुदृशि स्वैरं यान्त्यां गतोऽस्तमभूद्विधुः।
तदनु भवतः कीर्तिः केनाप्यगीयत येन सा
प्रियगृहमगान्मुक्ताशङ्का क्व नासि शुभप्रदः॥

સુસિતવસનાલંકારે જ્યાં કદાચિત કૌમુદી—
જલમહીં જતી સ્વૈરે રામા, થયોઽસ્ત તહીં વિધુ.
પણ પછી તહીં ગાયા કોએ યશો તવ, તેથી તે
પ્રિયગૃહ ગઇ નિઃશંકે, છો કહીં ન શુભપ્રદ?

શુક્લાભિસારિકાનું વર્ણન છે. શ્વેત વસ્ત્રો અને અલંકાર પહેરી કોઈ રમણી પોતાના પ્રિયને મળવાને નીકળી છે. સ્વચ્છ ધવલ કૌમુદીજલ બધે પથરાઈ રહ્યું છે, તેમાં શ્વેવસ્ત્રાલંકારમંડિત આ રમણીને ઓળખાઈ જવાનો ભય નથી. કેમ જે ધોળામાં ધોળું ભળી જાય છે. પણ એ હજી અધરસ્તે માંડ પહોંચી ત્યાં તો ચન્દ્રમા અસ્ત થયો અને કૌમુદીનો ધવલ પ્રકાશ જતો રહ્યો. હવે શું કરવું? ગાઢ બનતાં જતાં અંધારામાં, શ્વેતવસ્ત્રાભરણવાળી એ ઓળખાઇ જશે શું? પણ ત્યાં તો કવિ કહે છે: "કોઈએ, હે નૃપ, તારી કીર્તિ યશોગાથા ગાઈ અને કીર્તિની ધવલિમા જગત ઉપર, જ્યોત્સ્ના પેઠે જ પથરાઈ ગઈ અને તેથી એ શુભ્રતાથી તિરસ્કૃત બનેલી એ શુક્લાભિસારિકા વિનાસંકોચે પ્રિયગૃહે પહોંચી. તો, હે દેવ, આપ કયાં શુભપ્રદ નથી? આવાં અકસ્માત આવી પડતાં વિઘ્નો પણ, આપની જાણ વગર ટળી જાય છે. માટે આપનુ પરદુઃખભંજનપણું સાર્વત્રિક છે." આમ કવિ રાજાની સ્તુતિ કરે છે.

આ શ્લોકમાં કવિત્વનો જૂદો પ્રકાર છે. એમાં કાવ્યોચિત ચમત્કાર જરૂર છે. એની ખૂબી એમાં વપરાયલા કલ્પનાતરંગમાં રહી છે. અલબત્ત, એ આખી કલ્પના, રૂઢ કવિસમયને અવલમ્બીને ઉદ્‌ભવી છે, અને તેથી વાસ્તવ દૃષ્ટિએ અસત્ય છે. પણ સાહિત્યને પોતાના કવિસમયો હોય છે અને દૃઢપણે રૂઢ કાવ્યમાં, વાસ્તવ જેટલા જ સત્ય ગણાય. માટે તો મમ્મટાદિ આમાં લોકવિરુદ્ધત્વનો દોષ જોતા નથી. એક વખત એ કવિસમયને સિદ્ધ ગણી લઇએ તો પછી, આ શ્લોકમાં સારી પેઠે રસ લઈ શકાય તેમ છે. 'જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ' જેવી કલ્પનાગતિ અહીં છે. કેટલો સુકુમાર કલ્પનાતરંગ કવિએ અહીં વહાવ્યો છે! આપણે જાણીએ છીએ કે પહેલેથી છેલ્લે સુધી બધું જ વર્ણન ભારોભાર અસત્યથી ભરેલું છે છતાં એક વાર તો આપણે પણ કૌમુદી પ્રકાશમાં અને કીર્તિ ધવલતાનાં પૂરમાં તણાઈ જઈએ છીએ. આવી *માયાભરી કલ્પનાસૃષ્ટિ રચવામાં જ આ કાવ્યની ખૂબી છે.* કાવ્ય પ્રાસંગિક છે તેથી આ અસત્ય સર્જન પણ નિર્વાહ્ય બને છે, કેમકે ક્ષણિક આનન્દ આપવો એ જ એનો ઉદ્દેશ છે. સભારંજની કવિતામાં આવા તરંગો બહુ ઔચિત્યથી વાપરી શકાય, કેમ જે એમાં દૃષ્ટિ જ ક્ષણિક છે, અને ક્ષણિક પણ અગાધ ચમત્કાર કે આનન્દ આપી શકે તેવાં કાવ્યો આ જાતની કવિતામાં સુન્દર નમૂના ગણાય પણ ખરા.

કુશળ વાંચનાર વૃત્તની ખૂબી પણ પારખી શકશે. 'યાન્ત્યાં' સુધી અસ્ખલિત પ્રવાહ વહ્યો જાય છે અને કોમળ ઉષ્માક્ષરોનો અનુપ્રાસ અભિસારિકાની સ્વૈરગતિને મૂર્ત કરવામાં મદદરૂપ બને છે. ત્યાં **गतोऽस्तमभूद्विधुः**ના અટકતા જતા વૃત્તવિભાગથી વિઘ્ન આવ્યું એમ સૂચવાય છે. ને પછી પણ એવી જ ખૂબી કવિ જાળવી શકયો છે. અલંકારદૃષ્ટિએ આમાં અર્થાન્તરન્યાસ તથા સામાન્ય નામે અલંકાર સ્પષ્ટ છે, તો તદ્દગુણનો ધ્વનિ પણ એમાંથી ઊઠે છે. આમાં રસ કે ભાવ નથી, પણ વસ્તુનું ધ્વનન છે. સભારંજની કવિતામાં આવાં મધ્યમ કોટિનાં કાવ્યો પણ સારો આનન્દ આપી શકે.

## અભિસાર

એકલ આ અંધારી રાતે
નિસર્યો છું હું તવ અભિસારે;
વિધ કરુણા ગીતો ગાતું
આભ ભરીને આંસુ સારે.

ગગન કડાકા ભીષણ ગાજે,
વા વંટોળે ધરતી ધ્રૂજે,
ઉર-આશાના તંતુ તૂટે,
કર-દીપક મારો આ બુઝે.

નિત્યે આ અભિસારે દોરે
તારલિયા મીઠા અણુસારે;
આંજી આંખો અંધ બનાવે-
વીજ ઝબૂકી હૈયું ડારે.

કાપું મારગ તવ લખ ધારી
ગાજે રાત ભલે અંધારી;
છતાં ભૂલ્યો નવ પ્હોંચું દ્વારે
કઠોર હૃદયે શું વિસારે?

**રમણ ન. વકીલ**

## ત્રિદલ

(મિશ્રોપજાતિ)

પાતાળ ભૂગોળ ખગોળકેરા
લીધા ઉંડા તાગ, નિસર્ગ છતી,
સંસ્કૃતિ સર્વોન્નત, સ્વપ્નસિદ્ધિ,
લાધી; રહી તો પણ રક્તની તૃષા?

(મિશ્રોપજાતિ)

સત્તા અને સિદ્ધિની સોડ સેવી,
સ્વશક્તિને ગર્વ, પ્રમત્ત પેરે,
સેન્દ્રિય, ઇન્દ્રિયતણા વિપર્યયે,
જો, માનવી માનવને વધેરે.

(ઉપજાતિ)

નિર્વાહ મોંઘા, વ્યવહાર મોંઘા,
આયુષ્ય મોંઘાં, મરણે ય મોંઘાં
આનન્દ મોંઘા; જગ સર્વ મોંઘું?
ના, એમ તો માણસ માત્ર સોંઘું.

**કપિલરાય ભટ્ટ**

## પત્થરે

(મિશ્રોપજાતિ)

ભલે ઘડયું પત્થર દિલ માહરું,
ભીંજે નહિ એ મૃદુ સ્રોતથી યે,
અંકુરની આશ નહિ કદી જ્યાં
પ્રફુલ્લ પુષ્પો પ્રગટે પછી કયાં?

**વામન**

## એક સુધારો

લેખક

મયૂરક

શ્રી ધનસુખલાલને જવાબ તરીકે લખેલી કવિતામાં શ્રી જ્યોતીન્દ્ર દવેએ, એ કવિતાના વિષયથી તદ્દન અલિપ્ત, કવિતાના હાસ્યતત્વ અથવા ક્ષણજીવી તત્વથી પરાત્પર, ઊંડી જીવન ફીલસુફીની, અને ગુજરાતી ભાષામાં સદૈવ યાદગાર થઈ પડે એવી બે લીટીઓ લખી છે. આ રહી તે બે લીટીઓ :

જોવું, મ્હોવું, સ્મરવું રટવું પામવું ખોવું રોવું,
લેવું પાછું નયનજળ ને ભૂલવું શાન્ત થાવું.

બહુ જ સહેલાઇથી કલાપી જેવા દર્દભર કવિને નામે ચઢી જાય, એને નામે ચલાવી દેવાય એવી આ બે લીટીઓ આવા એક પ્રાસંગિક, Journalistic કાવ્યમાં ગૂંથાવાથી ભૂલાઇ જાય, લોકજીભે ચઢતી અટકી જાય એવો મને ડર લાગે છે. પરંતુ છેલ્લા આઠ દશ વરસમાં લખાયલાં કાવ્યોમાંથી જૂજ જ એવાં હશે, ભાગ્યે જ કોઈ એવાં હશે, જેની પંક્તિઓ તેની આગળના બે દશકાના કવિઓની કેટલીક પંક્તિઓની પેઠે, લોકમુખે વિદ્વજનોની વાતચીતોમાં, નવલકથાનાં પાત્રોના વાર્તાલાપમાં, કે પ્રકરણગ્રે ભાષણો વ્યાખ્યાનોમાં વારંવાર બોલાઈ લખાઇ અમર બની ગઇ છે. કલાપીની

રે પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઊતર્યું છે।

કે એ જ કવિની બીજી પંક્તિ

વ્હાલી બાબાં સહન કરવું એય છે એક લ્હાણું

અથવા તો કવિ નાનાલાલની—

લગ્ન એ પ્રાણવિકાસનું વ્રત છે.

પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં.

અથવા તો બળવંતરાયની 'સેહેની'ની—

વરવહુ અમે તો લડી પડયાં

આવી પંક્તિઓ લોક જીભે રમતી થઇ જઇ અમર બની ગઇ છે. તેની આગળના કવિઓની તો વાત હું કરતો જ નથી કેમકે તેઓ તો લોકજીવનમાં વણાઇ ગયેલા હતા. અને કેવળ કાવ્યો ભજનોનો એ યુગમાં પ્રેમાનંદની

ભલું થયું ભાંગી જંજાળ સુખે ભજશું શ્રી ગોપાળ

જેવી કે દયારામની

જેવો તેવો હું દાસ તમારો

જેવી પંક્તિઓ લોકોએ ચલણી બનાવી દીધી. ભાષાના સનાતન અંગમાં વણી લીધી, લોકમાલેકીની બનાવી દીધી (એવી માલેકીની કે કયા કવિએ કયાં,

તરીકે તે વપરાતી થઈ ગઇ) તે વિષે તો અત્રે કશો ઉલ્લેખ જરૂરી નથી. એટલો ઉલ્લેખ કરવાનું મન થાય છે કે છેલ્લા દશબાર વરસમાં ગુજરાતમાં જે અત્યંત ઊંડેરી કલ્પનાશક્તિવાળી, બુદ્ધિપ્રધાન, ઝીણવટભરી અને નાજુક ઊર્મિઓને ગૂંથી લેતી, અને ભારે ઊંચાં ઉડ્ડયનો કરતી કવિતા લખાઇ છે, તે કાવ્યશાસ્ત્રની કસોટીએ ખૂબ ઊંચા ગુણ માગી લે એવી છતાં ભાષામાં વણાઈ જઈ ભાષાના જીવન જેટલું લાંબું આયુષ્ય મેળવવા શક્તિવાન બને તેવી પંક્તિઓ આપી શકી નથી. આનાં કારણો ઘણાં છે, પણ તે કારણમાં અત્રે ઊતરતો નથી. કોઈક વાર તે કારણો પણ ચર્ચીશું. પણ શ્રી જ્યોતીન્દ્ર દવેના આ પ્રાસંગિક કાવ્યમાંની આ પંક્તિઓ–

જોવું મ્હોવું વિ૦

લોકજીભે ચઢી જવાને, ભાષામાં વણાઈ જઈ અમર બનવાને પાત્ર છે એમ મને લાગ્યા વિના રહેતું નથી ને તેથી તેના તરફ ખાસ ધ્યાન ખેંચવા આ ટૂંકો લેખ લખ્યો છે.

તેમ છતાં પ્રથમ દર્શને હૃદયને અને ચિત્તને લોભાવી દે, અને ફરી ફરી ગણગણ્યા કરવા જેટલી હૈડે વળગે એવી આ પંક્તિઓમાં પણ કંઈક રહી ગયું છે એવું મને લાગે છે. લગભગ આખું જીવનચિત્ર દોરી દેતી–અથવા જીવનના તમામ દર્દપ્રસંગોને લાગુ પડી શકે એવી આ પંક્તિઓમાં એક અંકોડો ખૂટતો લાગે છે, ને તેટલો ખૂટતો અંકોડો અંદર શ્રી દવેએ ઊમેરી દેવો જોઇએ એવું મને લાગે છે. દર્દપ્રસંગની બધી જ ક્રિયાઓ, અત્યંત સંક્ષેપ ભાવે, બહુ જ ચોટદાર રીતે તદ્દન સહેલી, સરળ અને સ્પષ્ટ લોકભોગ્ય સરળ ભાષામાં ગૂંથાઈ આ બે પંક્તિઓમાં અંકિત બની છે એમ પહેલી નજરે લાગી જાય છે. પણ મને લાગે છે કે એમાંથી એક આખી (ને કદાચ કેટલાક કબૂલે, તો સૌથી મહત્વની) ક્રિયા જ રહી ગઈ છે, એમ એ પંક્તિઓ વાંચી ત્યારથી મને લાગ્યા કરે છે, ને તેથી મારે પોતાને ગણગણવા માટે તો મેં એમાં નીચે મુજબ સુધારો કર્યો છે:–

> જોવું, મ્હોવું, સ્મરવું, રટવું, પામવું, માણવું ને
> ખોવું, રોવું, નયન લૂછીને ભૂલવું, શાંત થાવું.

જેટલી ક્રિયાઓ, ને જેટલાં ક્રિયાપદો શ્રી દવેએ આ બે લીટીઓમાં 'ઠાંસ્યાં' છે–ગડબ્યાં છે, તેમાંથી કોઇને પણ ખસેડયા કાઢી નાંખ્યા વિના, આ કડીને આવી રીતે સુધારીએ–ફેરવીએ તો એક આખી, કદાચ સૌથી મહત્વની ક્રિયાનું ઊમેરણ એમાં થાય છે. એ ક્રિયા તે 'માણવાની' ક્રિયા છે. શ્રી દવે 'પામ્યા' પછી તરત જ 'ખોવરાવી' દે છે–ક્ષણ પણ ઉપભોગ થયો ન હોય, થઈ શકે તેમ ન હોય, થનો જ ન હોય તેમ આ ક્રિયાનો કશો ઉલ્લેખ જ કરતા નથી એ યોગ્ય લાગતું નથી. કદાચ તેમને લાગ્યું હશે કે માણવાની

ક્રિયા ટૂંકી હોવા છતાં માણનારને માણની વખતે અતિ પ્રલંબ લાગે છે ને તેથી એનો ઉલ્લેખ સંક્ષેપમાં કરવાનું ફાવશે નહિ. અથવા તો કદાચ એમનું અતિ ચાંચલ્યભર્યું માનસ એથી ઊંધી રીતે પણ દોરાયું હોય કે માણવાની ક્રિયા ગમે તેટલી પ્રલંબ હોય તો પણ તે માણનારને અતિ ટૂંકી લાગે છે-એ વખત ક્યારે નીકળી ગયો તેની ખબર પણ પડતી નથી. સુખનો સમય ઝટ ઝટ વહી ગયો હોય એવું જ હંમેશ સૌને લાગે છે ને તેથી એ ક્રિયાને એકદમ અલ્પાતિ-અલ્પ, સૂક્ષ્માતિસૂક્ષ્મ-શૂન્ય સ્વરૂપ લેખીને તેમણે તેને ઉડાવી દીધી હોય. ગમે તે કારણે ગમે તે વિચારને વશ થઇને, અથવા આંતરચિત્તની ગમે તે કોઈ સરણીને અનુસરીને તેમણે એ ક્રિયા ઉડાવી દીધી છે એ નક્કી છે, અને તેથી હું ઉપર મુજબ સુધારો મૂકું છું. શ્રી દવેને ઠીક લાગે તો મારો સુધારો સ્વીકારે.

નહિ તો હું એકલો તો, એ સુધારાના રચયિતા તરીકે એ સુધારા સાથે એ લીટીઓ ગણગણ્યા કરીશ, ને-ને રાચ્યા કરીશ-આ પંક્તિઓને 'માણ્યા' કરીશ-પ્રલંબ કાળ સુધી.

---

## જીર્ણ સોમનાથ

અહોરાત્રી ઘેલો જલધિ ઘુઘવાટા તટ પરે<br>
કરીને ઊર્મિને અતિ ધરી અસૂયાં બળ વડે<br>
પછાડીને હાસ્યે ભયદ શિવંશો ગર્જન કરે,<br>
પરંતુ કિનારે નિરખી વિલપે શોક ધરીને.

પડ્યાં ચારે બાજુ સકળ જગજેતા નૃપતિના<br>
શ્મશાને અસ્થિશાં રૂદનમય સ્થાપત્ય ઢગલા.<br>
સહી વર્ષા, વાયુ પડું પડું થતો ઘુમ્મટ મહા !<br>
ભમે કાળાં પંખી અપશુકની ભૂતાવળસમાં.

હશે વિપ્રો વાયુ પુનિત કરતા વેદધ્વનિથી.<br>
મૂકીને વિષ્ણુને અહીં વસી હશે લક્ષ્મી મનથી.<br>
હશે યાત્રાળુઓ અગણિત અહીં નિત્ય મળતાં.<br>
હશે શંભુ અહીં મન ધરી સદા વાસ કરતાં.

કલા સૂતી મૃત્યુશયન પર આ મંદિર મૂકી.<br>
અને જન્મી બીજે અનુપમ સુશોભા લઈ ગઈ.

શાન્તિકુમાર જ. ભટ્ટ.

# "સનાતન ઝંખના"

( રાગ-મ્હાડ )

હું તો પંખીડું પંથ-ભૂલ્યું ભમું, મ્હારે જાવું ઘણે દૂર દૂર
મ્હારી આશાનાં સ્વપ્નમહીં રમું, ઉર ઉલટ્યાં ઉત્સાહ-પૂર.
આશાનું બીજડું વાવ્યું ઉમંગે, રેડયાં'તાં ધૈર્યનાં નીર
ફણગો ફુટયો ઉરને ઉછંગે, આશા ઉગી શી રૂચિર.
....કેવી આશ. ઉગી શી રૂચિર ?

આશાની વેલડી ફાલશે કયારે નિહાળીશ ફાગ....?
દુઃખિયાની એક આશ ફળે ત્યારે, કેવો સ્ફુરે અનુરાગ....?
....કેવો ઓપશે આતમબાગ....?

ઉડીશ ઉંચેને ઉંચે ત્વરામાં, થાકીશ નહિ તલભાર
જોર જો આશનું જાગે હૈયામાં, પાંખો થશે જોરદાર
....થાશે ચેતમના ચમકાર.......

અંધારાના ગઢમાંહી પ્રકાશે, રશ્મિવંતો તનુ ભાણુ
આશાની ન્હાનીશી જ્યોતલડી દે, પ્રાણને ચેતન-લ્હાણુ
....દી...સે, દૂ....ર, એ સ્વર્ગ એ ધાણુ.

આભલે આભલે ઓઘ અમીના, થાઉં તેમાં તરબોળ,
કંઠનાં સૂર થતાં રસ ભીના, ઉડે આનંદની છોળ
....ગુંજે ગીતલડું અણમોલ.

પામું પીડા પેલું પીંજરૂં પેખી, ઉડવાના મ્હોર કોડ
ગાઉં ગગન ગજાઉં સુખેથી, મીઠી એ સ્વર્ગની સોડ
....મ્હારે જોવી એ સ્નેહલ સોડ.

તારલાયે ઉડ ઉડ કરે ને, બોલાવે આછે સૂર....
આશાની જ્યોતલડી ચમકે ને, ઉડું તારો થઇ દૂર....
....મ્હારે જાવું ઘણે દૂર દૂર—

હું તો પંખીડું પંથ ભૂલ્યું.............................
મ્હારી આશા સ્વપ્નમહીં રમું.............................

ચંદ્રકાન્ત મહેતા

# બે સિન્ધિ કાવ્યોનાં રુપાન્તરો

●

ઊર્મિલા દવે

કરાંચીમાં દયારામ જેઠમલ સિંધ કોલેજમાં શ્રી રામ પંજવાણી સિંધીના પ્રોફેસર છે. તેઓ સિંધી લોકસાહિત્યમાં ઘણો જ રસ લે છે. શ્રી રામ પંજવાણીને, સિંધી લોકગીત, માટીની માણ (જેને સિંધીમાં 'દિલ્લો' કહેવામાં આવે છે) ઉપર તાલ આપી ને ગાતા સાંભળવા એ એક લ્હાવો છે. તેમની પ્રેરણાથી અહીં બે સિંધી કાવ્યો, (જે સિંધના વિખ્યાત અગમ્યવાદી શાયર સચલના નામથી અંકિત છે)નું ગુજરાતી રુપાન્તર મૂળ સાથે આપી શકવાને હું શક્તિમાન થાઉં છું. એ વિષેનું એમનું પોતાનું વકતવ્ય નીચે આપ્યું છે.

[ સિંધ સુફી કાવ્યનો અખાડો ગણાય છે. શાહ લતીફ, સચલ, સ્વામી અને બીજા ઘણા કવિઓ માટે તે ગર્વ લઈ શકે છે, પણ ભાષા અને લિપિની મર્યાદાને લીધે સિંધ સિવાયના બીજા પ્રાન્તોને તેમના વિચારસૌન્દર્યનો લાભ મળી શક્યો નથી. આ મહાન કવિઓના સંદેશા સિંધની બહાર પહોંચાડવાની મને એક અથવા બીજા માર્ગદ્વારા, હંમેશા ઉત્કંઠા રહી છે. વસ્તુતઃ ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાળ અને બીજા સ્થળોની યાત્રા કરવાની મેં યોજના કરી હતી, પણ ભાષાનું અજ્ઞાન મને વિઘ્નરુપ બન્યું. મને લાગ્યું કે જો હું બીજા પ્રાન્તના જનસમાજ સમક્ષ તેમની પોતાની જ ભાષામાં વાત કરી શકું તો જ સિંધી કાવ્યનો આત્મા તેમના સુધી પહોંચાડી શકું.

ઉપરોક્ત મારા કાર્યમાં ઉપયોગી થાય એવો એક અખતરો અહીં કર્યો છે. વિવિધ પ્રાન્તોની ભાષામાં સિન્ધી કાવ્યોને એના એ જ રાગમાં અને એના એ જ સ્વરુપમાં ઉતરાવવાનો અને એવાં રુપાન્તરિત ગીતો તેમજ મૂળ ગીતો જ્યારે અવકાશ મળે ત્યારે પર પ્રાન્તના જનોની પાસે ગાવાનો મને વિચાર આવ્યો છે. એમ કરવાથી તેમને વધુ રસ પડે તે તદ્દન સ્પષ્ટ વાત છે. નીચેના કાવ્યો એના ઉદાહરણ રુપે છે. આ બન્ને કાવ્યો કવિ સચલના બનાવેલાં છે. ખૈરપુર સ્ટેટમાં આવેલ રાણીપુરમાં સચલનાં નામથી અંકિત એક દરગાહ છે. સચલ અઢારમા સૈકાનો એક મહાન સુફી કવિ થઈ ગયો છે. તે ભકત કરતાં અગમ્યવાદી વધારે હતો, તેમ જ તે શાહ લતીફનો સમકાલીન હતો.

નીચેનાં બન્ને કાવ્યો મારાં સહાધ્યાપક ઊર્મિલાબહેન દવેએ ગુજરાતીમાં ઉતાર્યા છે. જૂદા જૂદા પ્રાન્તોને, સાહિત્ય ગ્રન્થિથી જોડવાનો મારો આ પ્રયત્ન ફલદાયી બનશે એવી હું આશા રાખું છું. અહીં સિંધી કાવ્યોનાં ગુજરાતી રુપાંતરો આપ્યા છે. બીજા કોઇ વખતે ગુજરાતી કાવ્યોનું સિંધી રુપાન્તર મારા સિંધીભાઇઓ પાસે મૂકવાની આશા હું સેવું છું. **રામ પંજવાણી**]

ગીત ૧. — મૂળ —

ન મેં તાબ ન બેતાબ ન મેં અબ્ર આફતાબ.
ન મેં ગૂયા ન મે જૂયા ન મેં સ્વાલ ન જવાબ.
ન મેં ખાકી ન મેં બાદી ન મેં આગ ન મેં આબ.
ન મેં જીનિ ન મેં અન્સિ ન મેં માઈ ન મેં બાબ.
ઝાત સચલ થી કેહિ પુછન્ધે, નાલે તાં ના યાબ.

— ગુજરાતી રૂપાન્તર —

ન હુ જ્યોત ના હુ રાત ના હું અભ્ર આફતાબ.
ન હુ વકતા ના હું દ્રષ્ટા ના હું સ્વાલ ન જવાબ.
ન હું માટી ના હું વાયુ ના હુ આગ ન હું આપ.
ના હું મર્ત્ય ના હુ ભૂત ના હું ભાઈ ન હું બાપ.
જાત સચલની કેવી ? પૂછતાં, નામેથી શું લાભ ?

ગીત ૨. — મૂળ —

કોઇ કીંએ ચવે, કોઈ કીંઅ ચવે,
૧. આઉં જો ઈ આહ્યાં સો ઈ આહીયા—ધ્રુવ—

કો મોમીને ચવે કો કાફિર ચવે,
કો જાહિલ ચવે કો તાહિર ચવે,
૨. કો સાહેર ચવે કો શાએર ચવે—આઉં જોઇ—

કોઈ સન્ત ચવે કોઈ પન્થ ચવે
કોઈ બાગબહારબસન્ત ચવે
૩. કોઈ મીરાસી કલવન્ત ચવે—આઉં જોઈ—

કોઇ રંગ કોઈ બેરંગ ચવે
કોઈ મસ્તોમસ્ત મલંગ ચવે
૪. કોઈ નંગ , કોઇ બેનંગ ચવે—આઉં જોઈ—

કોઇ મુલ્લાં ચવે કોઈ કાઝી ચવે
કોઈ મુફ્તી ચવે કોઈ ગાઝી ચવે
૫. કોઈ રોઝદાર નમાઝી ચવે—આઉં જોઈ—

કોઈ ખાસુ ચવે કોઈ આમ ચવે
કોઈ પુખ્તો ચવે કોઇ ખાંમ ચવે
૬. કોઇ સચલ સચ્ચો નામ ચવે—આઉં જોઈ—

—ગુજરાતી રુપાંતર—

કોઇ કાંઇ કહે, કોઈ કાંઈ કહે,
૧. હું તો જે કોઇ છું, તેનો તે જ છઉં—ધ્રુવ—

કોઈ મોમીન કહે કો કાફર કહે
કો મૂરખ કોઇ વિદ્વાન કહે
૨. કોઈ જંત્રી કહે કો શાયર કહે—હું તો જે—

કોઈ સન્ત કહે પન્થ કહે
કોઇ બાગબહારવસન્ત કહે
૩. કોઈ કથક કોઈ કલાવન્ત કહે—હું તો જે—

કોઈ રંગી કોઈ બેરંગી કહે
કોઈ અવધૂતી અડબંગ કહે
૪. કોઇ નંગ કોઈ બેનંગ કહે—હું તો જે—

કોઇ મુલ્લાં કહે કોઈ કાઝી કહે
કોઇ મુફ્તી કહે કોઈ ગાઝી કહે
૫. કોઇ ઉપવાસી, કો નમાઝી કહે—હું તો જે—

કોઈ ખાસ કહે કોઇ આમ કહે
કોઈ વૃદ્ધ કહે કોઇ બાળ કહે
૬. કોઇ સચલ સાચું નામ કહે—હું તો જે—

'भर्ग'
આઝાદીના શહીદો સૌ કહેવાશે નરકેસરી;
રહેશે બાકી તે સર્વે, જવાને નરકે સરી!
'સેનાની'

# ચામડાની હેન્ડબેગને રજા દેતાં–

સાત સાત થયાં વર્ષ મધુરા સહચારનાં;
સ્મરણો સ્નિગ્ધ જાગે છે હૈયામાં એ વિચારતાં,
કદી ના આપણે થાતાં અળગાં; જો કદી થતાં,
તો મારા હાથ ને હૈયું અડવાં ખાલી લાગતાં.
ચેન ના પડતું ત્યારે તને સર્વત્ર શોધતો;
કાલનો રથ તો જાણે માર્ગમાં અટકી જતો.
થોથાં પુસ્તકોનાં ને પરીક્ષાપત્રનાં ઘણાં
બંડલો, ન્યૂસ, માસિકો ઉપાડયાં ન કશી મણા.
આવી ત્યારે હતી કેવી રૂપ ને રંગ શોભતાં;
તારી દેહપ્રભા દેખી રૂપમુગ્ધ જનો થતા.
ત્યારે તો પ્રેમથી તારી સદા સંભાળ રાખતો;
સુકુમાર સખી, તારું સ્નેહથી મુખ ઝાંખતો.

પરિચય વધે તેમ કરે લોક અનાદર;
અવજ્ઞા મેં કરી તારી. માનવી સર્વ પામર.
અમારાં અપ્તરંગી રે મન ને પ્રેમ ચંચલ;
મિથ્યા સૌ પ્રેમની વાતો; માનું એ શબ્દના છલ.
દાસી બની છતાં સેવા કરી એકાગ્ર ભાવથી,
અપમાનો સહી લીધાં કર્તવ્યે તું રહી મથી.
વસ્ત્રો મેલાં કદી નાખ્યાં, કદી ચંપલ લાવતો,
શાકપાન અને બીજી ચીજો લાદી રીબાવતો.
માપબંધી તણા કાળે અનાજે ભરતો મહીં
બજાર ઘરની વચ્ચે સેતૂ શી તું ઊભી રહી.
ચીજો સર્વે ઘરે આવી એવી પાજે ચડી ચડી
લોકો આશ્ચર્યથી જોતા શક્તિ ઉપાડવા વડી
તું તો સમુદ્રના જેવી હતી ધીર સુગંભીર;
રત્નો ને છીપલાં સર્વે શમાવી રાખતી ઉર.

અંગો જીર્ણ થયાં સર્વ કાયા છેક નમી ઢળી;
કળ ચાંપે કટાયાં ને દીનતા મુખમાં ભળી.
'હવે તો દ્યો રજા આને આ તો ખૂબ ગઈ જળી,
બેગ કાઢો નવી હાવાં.' સલાહે બહુધા મળી.
મિત્રો ને ઓળખીતાઓ ઉપહાસ કરી કહે,
'આવો લોભી થયો ક્યાંથી ? શાને આ ખોચકું વહે ?'
જાણે ના મમતા મારી; સેવા જાણે ન તેં કરી;
જાણે ના કો, ગણી'તી મેં તને તો સ્વર્ગની પરી.
લોકના અપવાદોને આખરે નમવું પડયું;
તને આજે રજા દેતાં ઊર્મિગાન ઉરે ચડયું.
એકદા દેહ આ મારો વહી ભાર જશે નમી,
અંગો જીર્ણ થશે, જાશે નેત્રનાં નૂર આથમી.
ત્યારે સંસારને તીરે ફગાવી મુજ દેહને,
આત્મા યે શોધશે બીજા ચર્મના સહચારને.

**અમીદાસ કાણકિયા**

---

## ખીજ

હું શીખતો'તો ગુજરાતી ચોથી;
ચાલે અમારે "નિદ્રા મહીં નહીં";
મોઢે કવિતા કદિ હું કરૂં ના
ગોખું કદિ તો, કદિ આવડે ને ?
સહું ઘણો માર નિશાળમાં સદા
એથી મને દાઝ ઘણી ભરાણી;
ઉપાય ખોળી ચૂકિયો અનેક,
ને આખરે એક ઉપાય સૂઝયો.
સાહેબનો કાન તૂટી ગયેલો,
શા કારણે તે હું ન જાણતો'તો;
ને ખીજ પાડી, કહી દોસ્તને મ્હેં,
છૂપાઈ રસ્તે જ જતાં ખીજવીએ.
"નિદ્રા મહીં નહીં હતું તન ભાન જ્યારે
આવી બિલાડી કરડી ગઈ કાન ત્યારે."

**મર્ગ**

## ધરતીનો કવિ*

ત્રિ૦

'અચલા' અને 'વિનાશના અંશો' નામક અનુક્રમે બે નાનાં કથાકાવ્ય અને જીવનકાવ્યથી કંઈક અંશે પ્રથમ પ્રસિદ્ધિ પામેલા અને 'અજપાની માધુરી' નામક તાજેતરના કાવ્યપ્રકાશનથી ગુજરાતના કાવ્યજગતની જનતાને સારી પેઠે પરિચિત થયેલા, શ્રી સ્વપ્નસ્થ ઉર્ફે શ્રી ભનુભાઈ રણછોડલાલ વ્યાસનો આ દ્વિતીય મોટો ગીતસંગ્રહ છે.

કવિએ પોતાના ગીતસંગ્રહને 'રાવણહથ્થો' નામ આપ્યું છે એ કવિ પોતે કાઠિયાવાડના છે તે વાતની પ્રતીતિરૂપ છે. ભરૂચ અને સુરત તરફ અને કદાચ અમદાવાદ તરફ પણ 'રાવણહથ્થો' શબ્દ એટલો સુપરિચિત નહીં હોય ને તેથી તેનો અર્થ કેટલાક વાચકોને કદાચ તુરત ન સમજાય. અમે ભૂલતા ન હોઇએ તો 'રાવણહથ્થો' તે ભરૂચ–અમદાવાદ તરફ ઘેર ઘેર દ્વારે દ્વારે સારંગી જેવું ગામઠી હાથ બનાવટનું તંતુવાદ્ય બજાવી ભીખ માગનાર અને સુરત તરફ ભરથરી યા જોગી નામે ઓળખાતો ગાયકવર્ગ.

પણ શ્રી સ્વપ્નસ્થનો 'રાવણહથ્થો' એ મધ્યયુગીન ગાયક નથી પણ અર્વાચીન અને અદ્યતન છે. કારણ કે સમાજમાં હરતો ફરતો રાવણહથ્થો ગામડે ગામડે શેરીએ શેરીએ ઘૂમતો, દ્વારે દ્વારે ભટકી લોકોને ભર્તૃહરિ અને રાણી પિંગળાની વાર્તા કવિતા દ્વારા સંભળાવતો, રાજા ગોપીચંદની વાર્તા ભજન દ્વારા પહોંચાડતો, તે મુખ્યત્વે ધાર્મિક અને ભક્તિ તથા વૈરાગ્યમય વિચારોનો જ પ્રસારક હતો . જ્યારે શ્રી સ્વપ્નસ્થનો 'રાવણહથ્થો' એ પલટાયેલ જમાનાનું અને તેની વિશિષ્ટ પરિસ્થિતિનું બયાન નવીન કવિતાએ અખત્યાર કરેલ માર્ગને અળગો કરીને, લોકભોગ્ય ઢાળો, રાહો અને ભજનોની ધૂનમાં રજૂ કરે છે.

શ્રી સ્વપ્નસ્થ પુરોગામી કવિ છે. એટલે કે કાર્લ માર્કસે નીપજાવેલ સામ્યવાદની જીવન ફિલસુફીના તેઓ ઉપાસક છે. તેટલું જ નહીં બલકે, લેનિનની પ્રતિભાશાળી નેતાગીરી નીચે વિજયી બનેલ રશિયન ક્રાંતિ અને તેની પછી આવેલી સમાજવાદી સમાજરચના અને રાજ્યવ્યવસ્થામાં અને તેના હાલના સૂત્રધાર સ્ટેલિનની નીતિરીતિમાં તેઓ શ્રદ્ધા અને વિશ્વાસ રાખતા જણાય છે. હિંદુસ્તાનમાં

---

* **રાવણહથ્થો** : નવાં ગીતો અને કાવ્યોનો સંગ્રહ. લેખક : સ્વપ્નસ્થ તે ભનુભાઈ ર વ્યાસ, સોનાવાલા બ્લોક નં. ૮ ડી, બ્લોક નંબર ૪૮, મુંબઈ નં. ૭ : ક્રાઉન સાઇઝ : એન્ટીક કાગળ, રંગીન મુખચિત્ર : પૃષ્ઠ આશરે ૯૦. કાચું કાર્ડબોર્ડનું પૂંઠું મૂલ્ય દોઢ રૂપિયો સોલ એજન્ટ : એન એમ ત્રિપાઠીની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

આવેલ સામાજિક અને રાજકીય 'રેનેઝા' (જ્ઞાનોદય) (Renaissanee) એ જ વસ્તુ વિશેષને આભારી છે. એક ગાંધીજીની વર્ગમેળના સિદ્ધાંત પર રચાયેલી ફિલસુફી અને બીજી વર્ગવિગ્રહ પર મંડાયેલી માર્કસની ફિલસુફી. આ બન્ને તત્વજ્ઞાનની વિચારસરણીઓ એકમેકથી સાવ વિરોધી હોવા છતાં, હિંદના જ્ઞાનોદય અને જાગ્રતિમાં તે મહત્વનું સ્થાન ધરાવે છે.

આ નવીન વિચારોના આન્દોલનના પરિણામરૂપ આપણા નવીન કવિતા-સાહિત્યે પણ દિશા બદલી હતી. અને જેમ અર્વાચીન ગુજરાતી કવિતા, પ્રાચીન કવિતામાં ચવાઈને ચર્વણ થઈ જતા ભક્તિ, શૃંગાર, વૈરાગ્ય અને બોધના વિષયોથી પર થઈ કુદરત, પ્રકૃતિસૌંદર્ય, કુટુંબપ્રેમ, દાંપત્યપ્રેમ અને ઊર્મિતત્ત્વથી ભરપૂર વિષયો તરફ નવીન રીતિઓ અખત્યાર કરી વળી તેમ નવીન કવિતા પણ આજ સુધી અસ્પૃશ્ય રહેલા એવા પીડિતો અને દલિતોના આંસુ-નિસાસા અને દુઃખદર્દની આસપાસ ઘૂમવા લાગી.

આના પુરાવારૂપ આપણે સન ૧૯૨૫-૩૫ના વર્ષો દરમિયાન લખાયેલ શ્રી મેઘાણી, શ્રી સુન્દરમ્, શ્રી સ્નેહરશ્મિ, શ્રી ઉમાશંકર, શ્રી. ઈંદુલાલ આદિ નાના મોટા કવિઓની દલિતો તરફની સહાનુભૂતિ વ્યક્ત કરતી અને આધુનિક સમાજવ્યવસ્થા પ્રત્યે બુલંદ સાદે પોકાર કરી ઊઠતી કાવ્યકૃતિઓ તરફ નજર કરી શકીએ.

પણ એ નવીન કવિતા પણ પ્રચારલક્ષી હોવા છતાં (જો કે સાહિત્યમાત્ર એ એક પ્રચારજ છે) એથી આગળ વધી નહીં. અહીં 'રાવણહથ્થો'માંની કવિતા એક કદમ આગળ ઊઠાવે છે ને નવીન કેડીએ હિંમતભેર પ્રસ્થાન કરતી લાગે છે.

પુસ્તકના 'નિવેદન'માં લેખકે એક બે મંતવ્યો રજૂ કર્યાં છે જે થોડો ઉલ્લેખ માગે છે. એક વિચાર તો એ છે કે સાહિત્યે (અર્થાત અહીં કવિતા ઉદ્દિષ્ટ છે) જીવવું હોય તો કીડિયારાં પેઠે ઊભરાતા વિશાળ જનસમુદાયમાં ભળવું જોઇએ. અને અમીરવર્ગનું આશ્રિત મટી, અમીર અને ઉમરાવનાં સુખદુઃખોનાં ચિત્રો ચીતરવાં છોડી દઈ, પીડિતો અને દલિતો, કિસાનો અને મજદૂરોના જીવન તરફ જ વળવું જોઇએ. તેમજ વળી, એ તરફ વળતાં અને એના ઊર્મિ-આકાંક્ષા કે રોષ-નિરાશાને કવિતામાં વ્યક્ત કરતાં લોકોને ચિરપરિચિત હોય એવા જ ભાવવ્યક્તિના પ્રકારો પકડવા જોઇએ.

વળી લેખક એમના નિવેદનમાં લખે છે કે, "જ્યારે ભાષા તેના પર્યાયોની મર્યાદામાંથી બહાર આવશે અને કલા બાહ્ય રૂઢિ નહીં પણ વક્તવ્યનો આંતરિક નિયમ બનશે ત્યારે આજના ઘણા અણકહ્યા અર્થો જીવનને પોષક સાહિત્ય સર્જવાની બીનરોક કૂચ કરશે."

લેખકનું આ મંતવ્ય પહેલી નજરે સુંદર અને રોચક લાગે છે ને એમ લાગવામાં કશો વાંધો હોઈ શકે નહીં. પરંતુ લેખક એનો અર્થ

એટલે કે પોતાના લેખનને માટે-કઇ રીતે ઘડાવે છે તે જાણવું જરૂરી છે. એમણે એમનું કથિતવ્ય કહેવા જૂના ચોકઠાંઓ અને ગીતો તથા છંદોના ઢાળો અપનાવ્યા છે તે બતાવે છે કે પ્રજાના હૃદય સુધી પહોંચી જવાને માટે તેમને પરિચિત હોય તેવા સંગીતમય સરળ છંદોની આવશ્યકતા તેઓ સ્વીકારે છે. પણ તે છંદોને અપનાવવામાં તેમણે જાણ્યે અજાણ્યે તેમાં વિકૃતિ થવા દીધી છે તે 'ઓનરોકટોક' ફૂચનું પરિણામ તો નથી ને? અમારે મતે તો આવા પ્રકારની કાવ્યરચનાની કલાની ખામી એ કવિની જ કચાશ છે. કારણ કલાપ્રકાર જોરદાર ને સ્પષ્ટ ન હોય તો ગમે તેવું જોરદાર સચોટ વક્તવ્ય મોળું પડી જઈ કલાહીન બની જવાનો પૂરતો સંભવ છે.

આટલાં પ્રાસ્તાવિક પછી અંદરની કવિતાનો થોડોક પરિચય કરીએ:

પ્રારંભમાં કવિ આદિ માનવની મહેનતથી માંડી અદ્યતન માનવે ઊભી કરેલી વિગ્રહની વિષમય યાદીને યાદ કરી ભાવભરી અંજલિ આપે છે. તો વળી, બીજા જ કાવ્યમાં ભવસંગાથી મારગડાને આવી રીતે સંબોધે છે—

"હે મારગડા પ્યારા !
મન મારાના એકલા જાણણહારા
ભવસંગાથી પ્યારા !"

આજ માર્ગમાં—

"ભાઈ મળ્યા મુને વડલા હેઠે,
બેનુ મળી નદી, કાંઠે;
પ્રીતભરી મળી રણમાં નારી
અ મ ર ત ની પા ના રી."

એ બધાં સ્વજનો કવિને ભેટી જાય છે. એજ માર્ગે કવિએ વિખ અને અમૃત બન્ને પી લીધાં છે. છતાં કવિને—

"હજી હજી આઘે આંખણા આરા
'ગેબમાં ગુમ' થનારા."

લાગે છે. અંત નજીક દીસતો નથી. જડ અને ચેતન સૃષ્ટિમાં દૈવી તત્વનો બુલંદ સાદે સ્પષ્ટ ઇન્કાર કરનાર સમાજવાદી કવિ પણ આવું લખે છે ત્યારે આશ્ચર્ય થાય છે. ગેબ સુધી લંબાયેલા એ રસ્તે ચાલતાં થાક લાગે છે અને કવિ શ્રમિત સાદે પોકારી ઊઠે છેઃ—

"હઈશા બેલી હઇયા લૈયા
ચલો, ચલો, યાર !
પગ તૂટે, કડ તૂટતી, વાંસે—
ઝીંકયા કાળા ભાર;
ડગલે ડગલે આવતાં ગોથાં
ઉપર ચાબુક માર !"

ને આવા અમિત-આત્માને મૃત્યુ-મુમૂર્ષા એજ એક અંતિમ આરામનું આશ્વાસન નીવડે છેઃ–

"ધીર ધરો હિયા, વીર બનો ભિયાં,
ખેપ છે છેલ્લી ચાર !
રાતની ગોદમાં, મોતની ગોદમાં
મા બોલાવતી બાળ."

એક કાળ બપોરે ખેતર ખેડતાં ખેડતાં કવિને હૃદયે ઉચાટ ઊઠે છે ને લાખો વર્ષોથી ચીરાયેલ ધરતીનું અંતર તે વાંચે છે. હળના ચીરા ખમતી આ ધરતી, લાખો વર્ષથી પૂર્વજોએ ખેડેલી ધરતી હજી સ્વર્ગનું રૂપ ધારણ કેમ નથી કરી શકી ?

'લોક લોકોના થોકે થોકો ગયા કેટલા સામે ઘાટ ?
તોય પડી આ ધરતી સૂની, સૂની, વગડાવાટ !"

અને તેથી કવિ મુઝાઈ પ્રશ્ન કરી રહી જાય છેઃ—

"લાખ આયખે નરકને પણ સ્વર્ગ ન કેમ કરાય ?
સ્વર્ગ જેવી આ ધરતી ઉપર નર્ક ભર્યાં કાં ભાઈ !"

'ગોઢિયા મારાં'નું આ હૈયાફાટ પ્રશ્ન કરતું ગીત સુંદર છે અને આ એક જ ગીત કવિને, આ લેખને મથાળે અમે મૂકેલ, 'ધરતીનો કવિ'નું બિરૂદ અપાવવા પૂરતું છે. આ કવિ ધરતીનો કવિ છે એ વાતની પ્રતીતિ એમનાં ઇતર કાવ્યો અને તેમાં જૂદી જૂદી રીતે આવતાં ધરતી, ધૂળ, ઢેફાં ને તેનાં ચેતનામય મનુબાલકો વિષેના ઉલ્લેખો કરાવે છે. 'અમે જગતના રાયા'માં જગના રાયા શ્રમજીવીઓ છે એ વાતનું ભાન કવિ કરાવે છે. પણ છેવટ—

"અહો ! આપણે જગ ઘડનારા
સહુ નીચે ખડકાયા;
ઉપર ચાલતા આ વ્યભિચારો
સેં'શું ક્યાં લગ ભાયા !*"

પ્રશ્ન કરી, વધુ આત્મભાન કરાવે છે કેઃ—

"દુઃખદળી દુનિયામાં તારી
આશા તું જ છો પ્યારા !"

'હાલો હાલો' લોકપ્રિય થઇ શકે એવું જનતાની જીભે રમવા મૂકી શકાય એવું કૂચગીત છે. હિંદને ઉદ્બોધન કરતાં—

"આ પરાધીનતા, દૈન્ય, કંગાલિયત,
સિતમ સામે ય આ શી સબૂરી !
ઘર નહીં, કેદ આ; અન્ન નહીં, ધૂળ આ,
યાતનાઓ હવે શી અધૂરી ?"

---

* મૂળમાં "સે'શો ક્યાં-લગ ભૈયા" છે. આ પાઠફેર અમારો છે.

એમ પૂછી અંતે કહે છે કેઃ—

"પણ અહો, આપ કાજે દયા માગવી
દર્દની એ ખરી ના દવાઈ."

"રશિયા પરના ફાસીસ્ટ આક્રમણ વખતે" ગીતમાં કવિ ગાંધીજીને ઉદ્દેશીને કહે છે કેઃ—

"ભાણો કે'છે એવા ભગતડા,
સાચુ સંત આ કહેવાય;
જુલમો જોતાં જે હૈયે જાગતુ,
લડતુ જ્યાં જ્યાં અન્યાય!"

આમાં ભાણો એટલે કવિ પોતે. કારણ એમનું મૂળ નામ ભાનુ છે. ભગતડો પેલો ગાંધી ડોસો. ગાંધીજીને માટે સત્ય એ પરમેશ્વર પરમપ્રાપ્તિ છે જ્યારે કવિને મતે દુનિયાનુ વ્યાવહારિક સત્ય એ સાપેક્ષ વસ્તુ છે.

બ્રિટિશ રાજ્ય વ્યવસ્થાએ ઊભા કરેલાં દુઃખો અને દારિદ્રયો તેમજ સમાજ વ્યવસ્થામાંથી ઊભાં થયેલાં અનિષ્ટોના ઘોર પ્રતિકારની જીવંત મૂર્તિસમા ગાંધીજીને ઉપરોક્ત પંક્તિ અન્યાય કરવા બરોબર છે. ગાંધીજી શુ જ્યાં જ્યાં જુલ્મ, જ્યાદતી અને અન્યાય જુએ છે ત્યાં પ્રતિકાર આદરતા નથી? કવિ એમની માર્કસવાદ સુલભ પરિભાષામાં ગાંધીજીને પ્રતિક્રાંતિકારી માનતા હોય તો કોને ખબર!

'ધૂળશું મોહ્યું છે મન' એ ચિરંજીવી બનવા સર્જાયેલ હોઈ એવું જ એક ગીત છે. ધૂળમાં કવિની આંખડી પ્રોવાઈ છે. ધૂળનો મહિમા જોતા કવિ—

"છો ને રે નાની માનવ જિંદગી
એનાં સપનાં મહાન;
અધૂરાં મૂકી છોને એકલાં,
અહીંઆ સૂતુ સ્મશાન
આ રે, ધૂળેથી પાછા જાગશે
મરકત મોંઘા સંસાર,
થાક્યાં, હાર્યાં ને હૈયે પેટશે
એની જ્યોત હજાર."

જેવી પયંગમ્બરી વાણી ભાખી ઊઠે છે.

"જુદ્ધરાત," "એક ડોસીની અગમ વાણી," "જુગની ઝંખના," "શહીદને હાલરડું," "જીવતાં નરકે" અને "ધ્રાબા દિયો" એ ગીતો સૌ સૌની રીતે વિશિષ્ટતાવાળાં છે. એ બધાનો ક્રમાનુસાર પરિચય કરાવવો સ્થળ સંકોચને કારણે અશક્ય છે.

'જેટલી વાર' કંઈ Love lyric પ્રેમગીત જેવું લાગે છે. 'બયરપંદ' જાતનાં

સ્મરણો જગાવતું ધરતીનું વિષાદકાવ્ય છે. 'શરદ રાત', 'લૂ વાયે', "રૂદા મારા", "બેનને" વગેરે ગીતકાવ્યો આ સંગ્રહમાં અમને અસ્થાને લાગ્યાં છે. એથી કાવ્યસંગ્રહની વિલક્ષણતા અને એકતા ખંડિત થાય છે.

કવિએ ઘણાં ગીતો પર ઢાળ લખ્યા છે તો કેટલાક પર લખ્યા જ નથી. કેટલાક ઢાળમાં માત્રાની વધઘટ, કેટલેક ઠેકાણે જોડણીની અશુદ્ધિ વગેરે સામાન્ય સહેલાઈથી નિવારી શકાય એવા દોષો છે. 'એક એક ડગલે'માં ઢાળને બદલે ભીમપલાસ રાગ ને તાલ દાદરો લખ્યો છે. આનો અર્થ શું? કવિ શું એમ માનતા જણાય છે કે એ ગીત બીજા રાગમાં ન બેસી શકે? પણ જો એ ગીતને સંગીતક્ષમ જણાવવા માગતા હોય તો બીજાં પણ ગીતોને મથાળે એમણે રાગ અને તાલ આપવા જોઇતા હતા. પરંતુ એમ કરવાને બદલે એમણે એક બે ગીતનું, નમૂના લેખે, સ્વરાંકન આપ્યું હોત તો વધુ યોગ્ય અને ઉચિત થાત.

"હૈયા–ભૈયા!"માં તાલ આપ્યો છે. તો રાગ કાં નહીં? અને તો શું આ ગીત બીજા તાલમાં ઊતરી ન શકે? તાલ રાગનો અનુગામી હોઈ શકે. એનું અત્રે પ્રયોજન શું!

કવિની શક્તિ, શબ્દછટા, લેખનવિપુલતા અને નવી કેડીએ કદમ ભરવાના ધાડસથી અમે મોહિત થયા છીએ તેથી જ આટલા દોષો પ્રત્યે નિર્દેશ કર્યો છે.

એકંદરે, આ ગીતસંગ્રહ ભાઈ સ્વપ્નસ્થને શક્તિની શક્યતાથી ભરપૂર આશાવંત ધરતીના કવિ તરીકે આપણી સમક્ષ રજૂ કરે છે. ને 'રાવણહથ્થો'માં આપેલાં ગીતો જેવાં ગીતોથી તેમણે આપણી કવિતાસૃષ્ટિમાં સમાજવાદી કવિતાને લોકભોગ્ય ઢાળોમાં મૂકી રજૂ કરવાનો સ્તુત્ય પ્રયત્ન કર્યો છે તે બદલ તેમને અભિનંદન ઘટે છે. તેઓ આથી વધુ સરસ કાવ્યો લખતા રહો એવું શુભ ચિંતન કરી આ લેખ સમાપ્ત કરીએ છીએ.

## કવિતા-મે-૧૯૪૩

—ગૂંથણી—



'કવિતા' કાર્યાલય-વીલેપારલે

# ક * વિ * તા

તંત્રીઓ:

ઇન્દુલાલ ગાંધી : રતુભાઇ દેસાઇ : કોલક

વર્ષ : ૨ : અંક : ૧૦ મે : ૧૯૪૩ અંક : ૨૨


## હાસ્યરેખા

(ઉપજાતિ)

કોઈ રુડી આશ્વિન પૂર્ણિમાએ,
પૂછે નિશાનાથ નિશા પ્રિયાને;
'તરંગ શા? આ વળી નાદ શાના?
જાણું ન ક્યાં સાગર આ દિશામાં,' ૧

'સૌન્દર્યનો સાગર સૃષ્ટિકેરો,
એ રાસ જોને ગરજે અનેરો,
એવું વદીને સતી એક તાને,
બની રહી મુગ્ધ રસપ્રવાહે. ૨

ત્યાં કાચપ્યાલો ભરીને અમીએ,
દીધો નિશાસુન્દરીને શશીએ;
પડયો! પડયો! પૃથ્વી પરે અરે એ,
અમી ઢળ્યું પાત્ર ફુટયું અરે રે! ૩

કોને ઉરે એ અમીછોળ લાગી,
કોને ઉરે કાચની ધાર વાગી;
કો નેનમાં બિન્દુ ગયા અમીનાં,
કો નેન દુખાશ્રુપ્રવાહભીનાં. ૪

છતાં સખીનો ઉરકંપ દેખી,
શશાંકને હાસ્ય ઝરે મુખેથી;
એ હાસ્યમાં હાસ્ય સખી ભરે ત્યાં
રેલાય પૃથ્વીપટ હાસ્યરેખા. ૫

જયમનગૌરી પાઠકજી

# 'કવિતા'નું બહુવચન

અંગ્રેજીમા કવિતા માટે બે શબ્દ છે : Poetry અને Poem. આમાથી ! સાહિત્યસ્વરૂપ કે સર્જનપ્રકાર તરીકે અને કોઈ એક કવિના સમગ્ર કવિત્વવ્યાપાર કે કલા તરીકે એની વિચારણા કરતી વેળા Poetry શબ્દનો વ્યવહાર થાય છે, અને કોઈ અમુક છૂટી કાવ્યકૃતિને વાસ્તે Poem શબ્દનો ઉપયોગ થાય છે. જેમકે, Shelley's poetry, Post-war Poetry, પણ વર્ડ્ઝવર્થનુ મેઘધનુષ્ય (Rainbow) પરતુ કાવ્ય એ poem. આથી Poetry શબ્દનુ બહુવચન અંગ્રેજીમા થતુ જ નથી, Poemનુ થાય છે.

આપણે ત્યા 'કાવ્ય' અને 'કવિતા' એ બે શબ્દો વપરાય છે ખૂબ, પણ અંગ્રેજીના પેલા બે શબ્દોના વાપરમા છે તેવો વિવેક ચોક્કસ રીતે આપણે ત્યા પળાતો નથી. સ્વ કેશવલાલ ધ્રુવ Poetryના સમાનાર્થ ગુજરાતી શબ્દ તરીકે 'કાવ્ય'ને અને Poemના પર્યાય તરીકે 'કવિતા' એ શબ્દને વાપરવાનુ સૂચવતા હતા રમણભાઈએ 'કવિતા' શબ્દને કવિત્વકલા અથવા કોઈ કવિની સમગ્ર કવિત્વ-પ્રવૃત્તિ માટે વાપરેલ છે તેમણે 'કવિતા અને સાહિત્ય' એ ગ્રથમા કવિતા પરના નિબધમા આ રીતે 'કવિતા' શબ્દનો ઉપયોગ કીધો છે એકલા રમણભાઈ જ નહિ, નરસિંહરાવ* અને ત્યારપછીના આજસુધીના અનેક લેખકોએ કાવ્યચર્ચા પ્રસગે એજ રીતે 'કવિતા' શબ્દનો પ્રયોગ કર્યો છે. પણ અન્યથા આના અર્થમા 'કવિતા' શબ્દને વાપરવા છતા, પ્રો. ઠાકોરે 'આપણી કવિતાસમૃદ્ધિ'ની બીજી આવૃત્તિના નિવેદનમા બે વાર (પૃષ્ઠ ૧૧ તથા ૧૬ પર), અને રા. ખબરદારે પણ તેમના નવા પ્રકાશન 'કલ્યાણિકા'ની પ્રસ્તાવનામા બે વાર 'કવિતાઓ' એવો શબ્દપ્રયોગ અમુક છૂટા કાવ્યોના અર્થમા કર્યો છે એ બતાવે છે કે 'કવિતા'ને Poemના અર્થમા વાપરવામા એ વિદ્વાનો ખાસ હરકત જોતા લાગતા નથી

---

*નરસિંહરાવે ૧૯૨૧મા લખેલુ "कविता અને काव्य આ બે શબ્દો રા કેશવલાલ ધ્રુવ અમુક અર્થમા વાપરે છે, काव्य એટલે *Poetry* કવિત્વકલા, કવિત્વ પ્રવૃત્તિ, અને कविता એટલે *Poem*, એક છુટક કવિત્વરચના મ્હને આ વ્યવસ્થામા અર્થદર્શનની વિપરીતતા લાગે છે મ્હારી સજ્ઞા તો कविता એટલે *Poetry* કવિત્વપ્રવૃત્તિ, અને काव्य એટલે વિશિષ્ટ છુટક કવિત્વકૃતિ *(Poem)* સંસ્કૃતમા काव्य શબ્દ *Poem*ના અર્થમા પ્રચલિત છે, कविता શબ્દથી એ અર્થ દર્શાવ્યો જાણ્યો નથી. કાવ્યશાસ્ત્રના ગ્રથોમા काव्य શબ્દ, હેતુ લક્ષણ બાધવાને પ્રસગે, તેમ काव्य-अकाव्य એમ ચર્ચાને વિશે *Poetry* એ અર્થમા વપરાયેલો જોઈએ છિયે, પરતુ મેઘદૂત કાવ્ય, રઘુવંશાદિક મહાકાવ્ય ઈત્યાદિ પ્રયોગોમા काव्यનો અર્થ *Poem* જ સમજશે, *Poetry* નહિ कविताનો અર્થ *Poetry* છે એ कैषां नैषा कथय कविताकामिनी कौतुकाय એ સુવિદિત પક્તિથી સૂચવાય છે એ રૂપે काव्य શબ્દ નાજ ઘટે" ('કાવ્યની રીઘટના'. મનોમુકુર ગ્રથ ત્રીજો)

એટલે જ મેં શરૂઆતમાં કહ્યું તેમ આપણે ત્યાં 'કાવ્ય' અને 'કવિતા' એ બે શબ્દોની ચોક્કસ વ્યવસ્થા થઈ ગણાય નહિ.

એવી વ્યવસ્થા હવે કાયમ માટે નિશ્ચિત કરી નાખવી જોઈએ એવી મારી સૂચના છે. Poetryના અર્થમાં 'કવિતા' જેમ વપરાય છે તેમ વપરાય એ તો ખરું જ, પણ 'કાવ્ય' શબ્દનો પણ સંસ્કૃત કાવ્યશાસ્ત્રકારો અને આલંકારિકોની પ્રણાલિકાને અનુસરી કાવ્યસ્વરૂપ, કાવ્યાસ્વાદન, ઇ૦ મુદ્દાઓની કાવ્યચર્ચા કરતી વેળા ઉપયોગ, આજ સુધી થતો આવ્યો છે* તેમ, ભલે થતો રહે. માત્ર નક્કી કરવું જોઈએ આટલું કે એવી રીતે 'કાવ્ય'નો પ્રયોગ Poetryના અર્થમાં થાય તોપણ, જેમ છૂટક કૃતિ તરીકે પણ એનો ઉપયોગ થાય છે અને એ રીતે એને બહુવચનમાં વાપરી શકાય છે તેવી રીતે 'કવિતા'ને છૂટક કાવ્યકૃતિના અર્થમાં બહુવચનમાં કદાપિ વપરાય નહિ. 'કવિતા'નો અર્થ ને પ્રયોગ આમ ચોક્કસ રીતે નિયંત્રિત કરી દઈએ તો પછી મણિલાલ દ્વિવેદીએ જેમ પોતાના 'આત્મનિમજ્જન'ની પ્રસ્તાવનામાં એ સંગ્રહનાં કાવ્યોને માટે 'પદ્યો' એવો પ્રયોગ કર્યો હતો તે જેમ અત્યારે આપણને અરુચિકર લાગે છે તેમ 'સુંદરમ્નાં કાવ્યો'ને સ્થાને 'સુંદરમ્ની કવિતાઓ' એવો પ્રયોગ પણ અરુચિકર લાગશે. ટૂંકમાં, Poetryના સમાનાર્થ શબ્દ તરીકે 'કવિતા' (જેમકે, નર્મદની કવિતા ન્હાનાલાલની કવિતા, નવી કવિતા) અને Poemના સમાનાર્થ તરીકે માત્ર 'કાવ્ય' શબ્દને નક્કી કરી દઈ બહુવચનમાં તો 'કાવ્ય' શબ્દનો એકલાનો જ પ્રયોગ (જેમકે 'વસંતવિજય' દેવયાની' 'મત્તમયૂર' ઇ૦ કાન્તનાં કાવ્યો) કાયમ માટે રૂઢ કરી નાખવો જરૂરી લાગે છે.

આમાં કશું નવું નથી. પણ કાયમ માટે આ બે શબ્દનો ઉપયોગ નિશ્ચિત કરી લેવાની હિમાયત અને આગ્રહ કરવા સારુ જ આ નાનકડી નોંધની ઉપયુક્તતા માની છે. એને પ્રેરનાર હકીકત તો અધ્યાપકીય તેમ જ પરીક્ષકીય જીવનમાં વિદ્યાર્થીઓ વડે થતી આને લગતી ભૂલોનું વારંવાર થતું દર્શન જ છે.

અનંતરાય મ. રાવળ

---

*જુઓ **काव्यप्रकाश, काव्यमीमांसा** વગેરે ગ્રંથનામો તથા **वाक्यं रसात्मकं काव्यम्, काव्यं यशसेऽर्थ कृते**...જેવાં કવિતાનાં લક્ષણ, સ્વરૂપ, ગુણદોષ, પ્રયોજન ઈ૦ની સમજૂતી આપતાં વાક્યો. ગુજરાતીમાં 'કાવ્યની શક્તિ' (રા. વિ. પાઠક), 'કાવ્યમાં વર્ણનું મહત્ત્વ' (રા. વિ. પાઠક) એવા લેખોમાં આજ રીતે 'કાવ્ય'નો આપણને 'કવિતા'માં અભિપ્રેત એવા Poetryના વિશાળ અર્થમાં ઉપયોગ થાય છે. આગળ ઉલ્લેખેલા નરસિંહરાવના 'કાવ્યની શરીરઘટના' એ લેખમાં પણ તેના લેખકે 'કાવ્ય' અને 'કવિતા' બે શબ્દ માટે ચોક્કસ અર્થ કરી આપ્યો છે એ છતાં Poetry—'કવિતા'ની જ ચર્ચા થએલી જોવાશે.

# પોઢો પોઢો પારણે મારા, બાળક! કોસેક વીર.

(રાગ–સારંગ)

પોઢો પોઢો પારણે મારા, બાળક, કોસેક વીર!
રૂપેરી કિરણ દોરીથી ચંદ્રમા, હિંચોળતો તને વીર!
મારા બાળક કોસેક વીર!—પોઢો–૧

ત્હારી આંખલડી મહીં અંજાતું, ચંદ્રનું તેજ, સુધીર!
હાલરડું મારૂં મીઠું સાભળતા, પોઢી જા, બાળક વીર
મારા બાળક કોસેક વીર!—પોઢો–૨

તેરેક નદીના પાણી ઉછળતાં, ખડકોમાં અફળાય
એ ખડકોની પાછળ છૂપાતો, શત્રુ આવે ને જાય
મારા બાળક કોસેક વીર!—પોઢો–૩

ધારવાળું ખડ્ગ એની પાસે, તારો પિતા રણધીર
તારે ચિંતા નહીં, નિરાંતે ઉંઘ તું, મારા બાળક વીર!
મારા બાળક કોસેક વીર!—પોઢો–૪

પારણે ઝૂલતાં વીર તને કહું, આવશે એવો કાળ
મોટો થઈ તું અશ્વે બેસીને, ભરશે યુદ્ધમાં ફાળ
મારા બાળક કોસેક વીર!—પોઢો–૫

ઝીકની નકશીથી અશ્વપલાણ એ, ગૂંથીશ, મારા વીર
શોભતાં શસ્ત્રો ધારી તું યુદ્ધે, દાખવ પૂર્ણ ખમીર
મારા બાળક કોસેક વીર!—પોઢો–૬

આકાશમાં જો ચંદ્રમાં ચઢિયો, પૃથ્વી હસાવતો, બાળ
સૈનિક વેશમાં શસ્ત્ર સજીને, ફૂટડા! થા તૈયાર
મારા બાળક કોસેક વીર!—પોઢો–૭

કેવો રૂડો મારો નાનકડો વીર, લાગશે, પ્રાણાધાર!
મારી આંખો થકી શીતલ ચંદ્રની, વર્ષશે ત્યાં અમીધાર
મારા બાળક કોસેક વીર.—પોઢો–૮

આશિષ આપીશ વદાય આવીશ, હૈયું ભરાશે તે વાર
હર્ષથી યુદ્ધમાં જાશે તું વ્હાલા, રોઈશ હું ચોધાર!
મારા બાળક કોસેક વીર!—પોઢો–૯

ચિંતન તારૂં સદાયે ચિત્તે, હૈયે ન ભૂલું લગીર
કયે રણે મારો બંકડો ઘમતો? શોચું સદા હું અધીર
મારા બાળક કોસેક વીર!—પોઢો-૧૦

દુઃખ, ગ્લાનિમાં, ગળી જઈ, હું તારો કરૂં વિચાર
મૃત્યુ ટાણે પણ તારી કુશળતા, ઈચ્છું હું, મારા બાળ
મારા બાળક કોસેક વીર!—પોઢો-૧૧

યુદ્ધમાં કેસરિયાં કરનારની, હારમાં હું તને જોઉં
રાતના હાલરડાના ટાણે, કરી રટણ હું રોઉં
મારા બાળક કોસેક વીર!—પોઢો-૧૨

ગુંજશે ત્હારાં સ્મરણો મીઠાં હૈયે મારા, વીર બાળ!
વીરનું મૃત્યુ રૂડું તું પામે ત્યાં, ભરશે હૈયું આ ફાળ
મારા બાળક કોસેક વીર!—પોઢો-૧૩

પોઢી જા બાળક, ગાઢ નિદ્રામાં, સ્વપ્નોમાં જોજે, તું વીર!
પારણે મહેલાં મોર, પોપટને જોતાં જરી ઢાળ શીર
મારા બાળક કોસેક વીર!—પોઢો-૧૪

મોટો થતાં તું ઘોડે બેસીને, ખેલશે યુદ્ધના દાવ
મંગલ આશિષ આપીશ હું તને આપીશ પ્રેમચડાવ
મારા બાળક કોસેક વીર!—પોઢો-૧૫

રણભૂમિમાં ઘૂમજે બાળક, થાતો જરા ના નિરાશ
દુશ્મન દળથી ઘેરાય તું તોય, પૂંઠ બતાવ, ના બાળ
મારા બાળક કોસેક વીર!—પોઢો-૧૬

ભૂમિને કાજે લડતાં લડતાં, ખોઈશ ત્હારા પ્રાણ
માતાની કુખ દીપાવજે બાળક, વીરની એ જ છે લ્હાણ!
મારા બાળક કોસેક વીર!—પોઢો-૧૭

નવસારી
તા. ૧૩-૧૨-૪૨

ઉમિયાશંકર જેશંકર મહેતા

# રે મનપંખી !

રે મનપંખી ! ઊડી જવું નિજ દેશ; નથી આ તુંજ સ્વદેશ
ઊડી જવું નિજ દેશ – રે મનપંખી !

સ્વૈરવિહારી સ્વતંત્રતાનું, આવી ચઢયું પરદેશ,
ભૂલભૂલામણી ભવની તેમાં, ભૂલ્યું વેષ-સ્વદેશ–રે મનપંખી !
પારધી ભમતા પળપળ અહીંઆ, શોધી રહ્યા શિકાર,
ઉન્નત ભૂમિના વસનારાને, કરતા દુઃખપ્રહાર–રે મનપંખી !
પાંખો મળી તુ પુણ્ય ભરી લે, જાવુ દૂર દૂર ધામ;
ઇંદ્રિજાળ ઊડતાં નડે ન તુજને, મળશે મુક્તિ વિરામ
થાશે તારું કામ – રે મનપંખી

મૂળજીભાઈ શાહ

# 'મૃત્યુ ઊંડું'

(પૃથ્વી)

"મને મરણની મળી અમૃતથી ભરી ઔષધિ
અને જીવનનાં સમસ્ત, શુભ સ્વપ્નની સાપડી
સુધન્ય પળ, કે બધાય સ્વર કારમા મૃત્યુના
નિશૂન્ય મહીં ડૂબશે, અમિત ગાનઉલ્લાસના
નિરંતર નિનાદશે, મધુર વેલ સૌન્દર્યની
ફરી પમરશે, વસન્ત મૃદુ માધવીશ્રી ધરી
અખૂટ રસ યૌવને વિહરશે; વિચારી

પરન્તુ નયનો ખુલ્યા મરણ મસ્ત ગઆ,
ખુલ્યા, હસી ઊડી [illegible] શક્તિ
પુકારી રહી વેદના [illegible]
ભયંકર ઝપાટથી [illegible]તા
ઢળી ગયું અરે ! [illegible]
હવે રહું વિચારી
'શમે મરણવેદના [illegible]
જહીં અમૃતમાંય,

# આલબેલનો નાદ ?

(૧)

જ્યારે કેદીને નિઃશ્વાસો,
સ્વપ્નાંના જૂઠા આભાસો,
બાળે-ત્યારે આવે ખાસ્સો,
આલબેલનો નાદ !

(૨)

સામે મીલમજૂરો કોટિ,
કાય નિચોવે રળવા રોટી,
વેશ્યા ગાઈ રહે ઝિંઝોટી,
આલબેલનો નાદ !

(૩)

હાય ! અમારા ભારતવર્ષે,
અમૃતના મેહુલિયા વરસે,
સૂકી તોય ધરા સુણે શે,
આલબેલનો નાદ ?

(૪)

જંજીરો પગમાં જકડેલી,
ભીષણ નૃત્ય રહે જ્યાં ખેલી,
માનવની આશા હડસેલી,
આલબેલનો નાદ ?

(૫)

જુલ્મો, શોષણ અત્યાચારો,
કરવેરા ને ભૂખમરાઓ,
કોઈના સુખમાં સૂનારો,
આલબેલનો નાદ ?

(૬)

અહંભાવના પોષણ કાજે,
રાષ્ટ્રો માંહોમાંહે બાઝે,
લોહીનો સાગર જ્યાં ગાજે-
આલબેલનો નાદ ?

(૭)

સમતા ને બાંધવતા કેરી,
શાન્તિને અંધારે ઘેરી,
દિશ દિશ વાયે વાયુ ઝેરી,
આલબેલનો નાદ ?

(૮)

'આલબેલ' ક્યાં ? સંત્રી ! જાગી
જો ને આખું દૃશ્ય, અભાગી ?
કણરોની શાન્તિ રહી માગી
આલબેલનો નાદ !

(૯)

જ્યારે અંધારાં સંહારી,
પ્રકાશ પ્રસરે પાવનકારી,
ત્યારે રહેજે નિત્ય પુકારી,
આલબેલનો નાદ !

વરલી જેલ
૧૦-૧૨-૪૨

હરિલાલ પંડ્યા

# રે મનપંખી !

રે મનપંખી ! ઊડી જવું નિજ દેશ; નથી આ તુંજ સ્વદેશ.
ઊડી જવું નિજ દેશ –રે મનપંખી !

સ્વૈરવિહારી સ્વતંત્રતાનું, આવી ચઢયું પરદેશ;,
ભૂલભૂલામણી ભવની તેમાં, ભૂલ્યું વેષ-સ્વદેશ–રે મનપંખી !

પારધી ભમતા પળપળ અહીંઆ, શોધી રહ્યા શિકાર;
ઉન્નત ભૂમિના વસનારાને, કરતા દુઃખપ્રહાર–રે મનપંખી !

પાંખો મહીં તું પુણ્ય ભરી લે, જાવું દૂર દૂર ધામ;
ઈંદ્રિજાળ ઊડતાં નડે ન તુજને; મળશે મુક્તિ વિરામ.
થાશે તારું કામ.–રે મનપંખી

મૂળજીભાઈ શાહ

## 'મૃત્યુ ઉંડું'

(પૃથ્વી)

'મને મરણુની મળી અમૃતથી ભરી ઔષધિ
અને જીવનનાં સમસ્ત, શુભ સ્વપ્નની સાંપડી
સુધન્ય પળ, કે બધાય સ્વર કારમા મૃત્યુના
નિશૂન્ય મહીં ડૂબશે, અમિત ગાનઉલ્લાસના
નિરંતર નિનાદશે, મધુર વેલ સૌન્દર્યની
ફરી પમરશે, વસન્ત મૃદુ માધવીશ્રી ધરી
અખૂટ રસ યૌવને વિહરશે; વિચારી રહું.
પરન્તુ નયનો ભુખ્યાં મરણુ મસ્ત ઝંઝા તણાં
ખુલ્યાં, હસી ઊડી બધી અભય શક્તિસંહારની
પુકારી રહી વેદના જગતની, અને ત્યાં મહા
ભયંકર ઝપાટથી નીડર નર્તતા વાયુની
ઢળી ગયું અરે ! બધું અમૃતથી ભર્યું કોડિયું.
હવે રહું વિચારી કે !
'શમે મરણુવેદના નવ શમે જ મૃત્યુ ભૂખ્યું,
જહીં અમૃતમાંય એ વસ્યું અનન્ત ઉંડું ઉંડું.'

'હૃદયનાથ'

# આલબેલનો નાદ ?

(૧)

જ્યારે કેદીને નિઃશ્વાસો,
સ્વપ્નાંના જૂઠા આભાસો,
બાળે-ત્યારે આવે બાસ્સો,
આલબેલનો નાદ !

(૨)

સામે મીલમજૂરો " કોટિ,
કાય નિચોવે રળવા રોટી,
વેશ્યા ગાઈ રહે ઝિંઝોટી,
આલબેલનો નાદ !

(૩)

હાય ! અમારા ભારતવર્ષે,
અમૃતના મેહુલિયા વરસે,
સૂકી તોય ધરા સુણે શે,
આલબેલનો નાદ ?

(૪)

જંજીરો પગમાં જકડેલી,
ભીષણ નૃત્ય રહે જ્યાં ખેલી,
માનવની આશા હડસેલી,
આલબેલનો નાદ ?

(૫)

જુલ્મો, શોષણ અત્યાચારો,
કરવેરા ને ભૂખમરાઓ,
કોઈના સુખમાં સૂનારો,
આલબેલનો નાદ ?

(૬)

અહંભાવના પોષણ કાજે,
રાષ્ટ્રો માંહોમાંહે બાઝે,
લોહીનો સાગર જ્યાં ગાજે-
આલબેલનો નાદ ?

(૭)

સમતા ને બાંધવતા કેરી,
શાન્તિને અંધારે ઘેરી,
દિશ દિશ વાયે વાયુ ઝેરી,
આલબેલનો નાદ ?

(૮)

'આલબેલ' ક્યાં ? સંત્રી ! જાગી
જો ને આખું દૃશ્ય, અભાગી ?
કબરોની શાન્તિ રહી માગી
આલબેલનો નાદ !

(૯)

જ્યારે અંધારાં સંહારી,
પ્રકાશ પ્રસરે પાવનકારી,
ત્યારે રહેજે નિત્ય પુકારી,
આલબેલનો નાદ !

વરલી જેલ }　　　હરિલાલ પંડ્યા
૧૦-૧૨-૪૨ }

# અભાગી

એ આવી ઊભો મુજ બારણે ને
વદ્યો ભિખારી સમ દીન ભાવેઃ
દે ને મને કૈંક ખિલોનું ખેલવા,
આ આયખું લૂખું ખૂટે ન કેમે!
મેં હૈયું એની ગમ ફેંક્યું, ને કહ્યુંઃ
લે આ અભાગી મુજ હૈયું લૈ જા.
એની બધી ધૂમ તુફાન ઘેલછા
હુંથી હવે ના જરીયે સહી જતી.
આભાર માની નિજ પંથ એ પળ્યો.
ને હું વદ્યોઃ હાશ! છુટ્યા બલાથી!૧૦

✿

નગાંગણે પૂર્વદિશે પરોઢિયે
ઉષા હુલેતી મલક.તી આવે
અને ઘડી વાર રહી પધારે
સહસ્રરશ્મિ રવિરાજ સ્વારી.
પુરૂરવા પ્રેમ-પ્રમત્ત ઝૂકી
ચૂમી રહે પ્રેયસી ઉર્વશીને
ત્યારે સ્ફુરે કામ્ય કપોલ-લાલિમા
તેવી પરોઢે સુષમા સુહાસિની!
મને થયુંઃ આ સુષમા સુહાસિની
મારી હતે! પલ્લવ મર્મરે ત્યાં૨૦
ઓ મૂર્ખ! આ કામ્ય પ્રસન્ન લાલિમા
તારી જ છે સૌ, ઉર ભીતરે કયહીં
ઢબૂરી રાખી'તી છુપાવી તેં જે
ચોરાઈ લૂંટાઈ જવાની બીકે!

✿

અષાઢિલાં શ્યામળ વાદળાં ઢળી
વર્ષી રહ્યાં મત્ત મયૂર નર્તને;
ડોકાય જોવા રવિ જ્યાં ઝરૂખે
થઈ રહેતું સઘળું ઝગાંહુળાં!
બજી ઉઠયાં મેઘ મૃદંગ, મંડપે
આકાશને તોરણ દિવ્યરંગી
ઝૂલી રહેતાં લસી ઇન્દ્રચાપનાં
શી જામતી મ્હેફિલ રંગરાગની!
મને થયુંઃ આ નયનાભિરામ
રંગો હતે દિવ્ય બધા જ મારા!
ત્યાં પાંદડે નાચતું કૂદતું કો
ફોરું કહેઃ એટલું યે ન જાણે
છે રંગ આ સૌ તુજ દિવ્ય સ્વપ્નના
લોકો કયહીં ટોળ ઉડાવશે તો?
એ ખ્યાલથી તું શરમાઇ જેમને
દે તો છુપાવી ઉરના ઉંડાણમાં.૪૦

✿

વિભાવરી વિશ્વથી મોઢું મોડી
સરી જતાં શૂન્ય વિષે વિયોગિની
વેરે ત્યહીં અશ્રુ મહામૂલાં જે.
સુકોમળી પુષ્પની પાંદડીએ
ઝીલાઈ સૌ રત્નસમાં ઝગી રહે.
પરોઢિયે એ નિરખી મને થયુંઃ
હતે કની આ સહુ અશ્રુ મારાં!
ત્યાં ફૂલની ફોરમે બોલી ઊઠતીઃ
તારાં જ છે આ સહુ અશ્રુ! મૂર્ખા!
બીજા રખે ભાગ પડાવી જાયે૫૦
એવા ભયે એકલ કોક ખૂણે
એકાંતમાં જે ધરકાવી તું જતો
છીપાવવા અંતરની તૃષા સૌ!

✿

ખીલી રહી ચાંદની પૂર બ્હારે
ત્યાં ભીરું પ્રેમી ઉરનાં રહસ્યો
ખુલ્લાં કરી, અંતર-વેદના ઘુંટી
રેલાવતું બુલ્બુલ ગીતમાધુરી!
મને થયું: આ સહુ ગીતમાધુરી
મારી હતે! વાયુ લહેર ત્યાં કહેઃ
તારું ય શું ભૂર્ણ ન તું પિછાને?૧૦
તારી જ છે આ સહુ ગીતમાધુરી
દહેશતે કે કયહીં કોઈ આવી
સૂરે મિલાવી દઇ સૂર, બેસૂરું
કરી મૂકે જીવનગીત ગુંજતો
એકાંતમાં જે ઉરભીતરે તું!
એ ગીત શું એમ ભૂલ્યાં ભૂલાશે?

હું એહને દ્વાર જઇ ઊભો ને
વધો ભિખારી સમ દીન ભાવે:
દે દે મને એ મુજ હૈયું પાછું
આ આયખ લૂખું ખૂટે ન કેમ!

ઘા સાંભળી એ મલકી રહેતો
જવાબ ના કિન્તુ કશોય દેતો!*

'નૌતમ'

* અંગ્રેજી પરથી

# ચિરકાળ લીલા

લાંબા રે તારા પંથડાને ટૂંકી મારી ભવવાટ,
આશ ધરી મારે અન્તરમાં શી હામે બહું સંગાથ?
ઓતરાદી ભરે ફાળ સફાળી હિમાળા વાટે અપાર—
છેક દખ્ખણુ કેરી ખાઇમાં મારે જૂના અતિ વસવાટ.
પાંખ રે તારી બાજ શી ફફડે ભેદે ગગન પૂરપાટ
ગોકળગાય શા હાલ થયા મારા, શા કહું મન ઉચાટ!
એક હું જાણું છું અન્તરજામી! લાખ ટકા ભર્યા સાર
હું ને તું ક્રોડોના અન્તર છેટા બાંધ્યા સૂતરને તાર.
ફર હજી ફર જાજે તું દોડયો તાર ન તૂટે લગાર
અન્તરમાં તારી લીલાઓ લીલી લહેરાતી ચિરકાળ.

'લ'

# હરિજન મયો

[મિશ્રજાતિ]

સહસ્ત્રલિંગે તપ આદર્યાં'તાં,
હૈયાસરે સુકવણાં પડયાં'તાં,
કંઠે હતા શોષ કરાલ એના;
સોપાન પામ્યાં પદસ્પર્શ આજે,
માંગલ્યની મૂરત એ મયાનાં,
થઈ ગઈ ધન્ય ધરાય એની.
સંવત્સરો દ્વાદશ શુષ્કતામાં,
વહી ગયા પાટણની પ્રજાના,
સહસ્ત્રલિંગે શિવજી સહસ્ત્રએ
શાં પાપ કે શ્રેય કરી શકયા ના ?૧૦

આજે મયા ! આતમદીપજ્યોતે,
દીધા હણી ઓઘ તમિસ્રના તેં;
ઘોળી પીધાં વિખ વસુંધરાનાં,
રે, મૃત્યુને મ્હેફિલ માંડવે તેં,
આજે રચી શી ભવરાસ લીલા !
યુગાન્તરોની અસ્પૃશ્યતાનાં,
વિચ્છેદના બંધન કારમાં તેં,
નિજાત્મનાં દાન અપૂર્વ દીધાં;
આત્માર્પણે દ્વિજ બની ગયો તું.
તારાં ગાન્યાં, દુઃખ દલિત લોકનાં;૨૦

તારાં બન્યાં, અશ્રુ દરિદ્ર કોમનાં;
સ્વત્વાર્થનાં મંજુલ ગાન ગુંજ્યાં,
અખૂટ આ વિશ્વ તણી પ્રભુતા,
સમાઈ તારી બસ એક મીટમાં.

બાળી કર્યાં જીવનસ્વપ્ન ખાક તેં;
રોપી દીધાં ભસ્મ મહીં સરોજ,
સમસ્ત આ માનવતાની મુક્તિનાં.
તેં મોતની વત્સલ ગોદ છાંડી,
વર્જી વનિતા ગૃહદીવડીશી,
વિરાગની ભસ્મ ભરી શરીરે,૩૦
પળ્યો મયા ! તું, નવ અશ્રુ નેનમાં;
વિષાદની રેખ મુખે ન આંકી;
રહી ગયું પાછળ વિશ્વ આખું,
આગે મયા ! યોધ સમો ઝૂઝી તું,
માણી ગયોં માધુરી મોખરાની.
મયા ! અરે, જીવનની કલાઓ,
પૂર્ણત્વ કાજે શમી આજ તારી,
આ કાલસાતત્ય–અનન્યસ્રોતે
રચ્યા અરે, યૌવનરાગ–ઉત્સવો,
તેં આજ એ વજ્રરમેહવાટે ૪૦
આજે કલેન્દુ પ્રફુલ્લ પ્રેમનો,
ન્યાળી હસે તું સુરગંગઘાટે.
અંધારના ઓઘ ઉલેચતા આ,
મોહાતપે ક્ષીણ થએલ વિશ્વે,
સ્વત્વાર્થની સૌરભ દિવ્ય સિંચી,
આ પ્રકૃતિથી પર સ્નેહસૃષ્ટિ,
રચી મયા ! તેં નિજ ત્યાગપંથે,
વિકારનાં કંટક કૂટ ઝાંખરાં,
રચી શકે જ્યાં નવ મોહજાલી.
આ વિશ્વને આત્મસમર્પણોની,૫૦

સહસલિંગે સ્મૃતિભવ્ય દેતો,
જીવે હજીયે જનઅંતરે તું;
આજેય એ શૂન્યવિશીર્ણ દેરીએ,
સાતત્યમાં તું નિજ શ્વાસ લેતો,
સૂતો સમાધિસ્થ વિદેહતાએ;
રચી મહા તેં બલિદાનગાથા,
પાથેય તેં ગૌરવપૂર્ણ ત્યાગનાં,
લીધાં પ્રવાસી અણુસીમ પંથના!
આજે મયા! પામરતા હણી તેં,
પ્રકાશની સૃષ્ટિ રચી અનેરી, ૬૦
પ્રયાણ પંથે ભજી મૌન જાવું,
ના સ્નેહના અશ્રુ અડે જરા ત્યાં,
રે બંધ પક્ષ્મે, વિણ આર્તચેષ્ટા,
વિદાયનાં ના વસમાં વળામણાં,
સંમુખ જોવાં પ્રિયનેનમાં ના,
વિશ્લેષની કારમી ગહ્વરોમાં,
શમી જવું સૌ રસરાગ ભૂલી;
સામર્થ્ય દેજે હરિ! પંગુને એ;
નૈરાશ્યની કોતરકંદરામાં,
ઉગાડજે અંકુર એ જ આજનું.* ૭૦

**નિરાશય પાન્થ**

*સહસ્રલિંગ તળાવનું શોષાઈ જતું પાણી ટકાવી રાખવા પોતાના દેહનું બલિદાન આપી જેણે પાટણની પ્રજાનાં પાણીનાં દુઃખ ટાળ્યાં હતાં એ મયા ઢેડની બલિદાનગાથા.

## મન્થરાને

(મન્દાક્રાન્તા)

કૈકેયીની વિમળ મતિ કેરા ફળદ્રુપ ક્ષેત્રે
ઇર્ષ્યા કેરૂં લઘુક બીજ યુક્તિપ્રયુક્તિથી વાવી,
આંટીઘુંટી, અવળી રીત ને દુન્યવી જ્ઞાનકેરી
વૃષ્ટિ સીંચી ત્યહિં, વિકસતું ન્હાળીને બીજ ઝેરી
હર્ષોન્માદે ત્યહિંથી સરી ગૈ, સાવ નિર્દોષ જેમ;
આઘે ઊભી નિરખતી રહી વૃક્ષ કેરો વિકાસઃ
મૂર્છા, મૃત્યુ દશરથ તણા; રામને રાજ્યગાદી
સાટે સીતા–અનુજ–સહ કાંતારમાં દીર્ઘવાસ. ૮
આ આખી યે કરુણ કથનીમાં હતો લેશ સ્વાર્થ
તેં કલ્પેલો? કયમ લહી શકૂં, હોય તોયે નિગૂઢ? ૧૦
કિન્તુ હું તો શુભ જ ગ્રહું છું: ક્રૌંચદ્વન્દ્વેથી એક
જ્યારે વ્યાધે હણિયું, સહસા આદ્ય શ્રી વાલ્મીકિએ
રેલ્યું રામાયણ,–નહિ જ; ના વસ્તુ વૈચિત્ર્યદાત્રી
તારા જેવી હત, રચી શક્યો હોત શેં આદ્યદૃષ્ટા
રસસભર, સર્વાંગ સંપૂર્ણ કાવ્ય? ૧૫

**જયાનન્દ દવે**

# હુન્નરનો મજરો

: ગઝલ :

જાગી હૈયાની મહીં મુજ આરઝૂ પાછી
કે તને હું જોઉં મારી રૂબરૂ પાછી:
રાખી જે મોકૂફ મેં લાંબા સમય, તેજ
આદરૂં છું માહરી હું જુસ્તજૂ પાછી:
હોય મુજ સાચો ઈલમ યા તેહના જાદૂ
તો થઈ જા તું કને મુજ હૂબહૂ પાછી:
ખોયલા બચપણતણી જાતી જુવાનીની
આપણે કરીએ ફરીથી ગુફ્તગૂ પાછી:
સ્હેલ કરીએ સાથ રાખી હાથમાંહે હાથ,
છો કરે ગીબત જનો હરચારસૂ પાછી:
આપતો દર્શન ઝગે પખવાડીયાનો ચંદ્ર
ત્યાગણુરખો તેમ, મારી માહરૂ, પાછી
મસ્તીનો રૂત્બો વધે હુશ્યારીથી જાદે,
રિન્દબાઝીને કહે સૌ નેકખૂ પાછી:
ચાહું છું કે જોઉં તુજને શ્રેષ્ઠ હું સહુમાં
ન્હેંચવાથી જેમ ફેલે મુશ્કબૂ પાછી:
પામશે મજરો ખરો મુજ જ્યાહરે હુન્નર
આવશે 'પતલા'ની ત્યારે આબરૂ પાછી!

પતીલ

આરઝૂ–કામના, જુસ્તજૂ–શોધ, ગુફ્તગૂ–વાતચીત, ગીબત–નિંદા, હરચારસૂ–ચારે તરફથી, માહરૂ–ચંદ્રમુખી, રૂત્બો–દરજ્જો, રિંદબાઝી–લફંગાપણું, નેકખૂ–ભલમનસાઈ, મુશ્કબૂ–કસ્તૂરીની વાસ.

# કોણ છે એ?

લાંબી લાંબી અલકલટ વાએ ઉડી વ્યોમ જાતી
ને આભામાં લસત મદમસ્તી ભરી કોણ છે એ?
દિગ્વસ્ત્રોમાં અનુપમ અભિસારિકા એ હતી કે?
રંભા પૃથ્વી જનિત? નહિ, ના એ હતી આગગાડી!

બાબુભાઈ જોષી

## ભાઈને—

: મન્દાક્રાન્તા :

આવી સાથે અહીં સુધી, હવે તો ડગે પાય મારા,
થાકી હું તો, રુધિરઝરતા આ વ્રણો ! યાતના હા !
દિશાઓ સૌ ખસી સરી પડે, દેહના બંધ તૂટે,
શ્વાસે શ્વાસે જીવન ઠગતું દૂર નાસે, સહું શે ?
કિન્તુ દેખી સ્થિતિ વિષમ આ ભાઈ, ના થા હતાશ,
જા તું આગે, વિજયકૂચ છે જિન્દગી આ અમૂલ.
તારે ભાલે તિલક કરું હું રક્તબિન્દુથી મારાં,
પ્રાર્થું પ્રેમે દુરિત સઘળાં દૂર થાજો સફાળાં,
ને તું જ્યારે સર કરીશ આદર્શ કૈલાસટોચ
ત્યારે ગર્વોન્નત તુજ શિરે હું બની કીર્તિલેખા
હર્ષોન્માદે અખિલ જગને આંજી તારા પ્રભાવે
ઘેલું ઘેલું કરી કહીશ કે 'સિદ્ધ મારી મહેચ્છા.'
ઝંખું કે કો સુભગ ઘડીએ જાગી દુંદુભિનાદે
સુણું તારાં યશગીત ગવાતાં ઉમંગે બધે ને
જોઉં કે તું મદમલપતા અશ્વથી ઉતરીને
આવી બોલે સ્મિત ધરી મુખે 'બ્હેન, ઓવારણાં લે.'
હું તો ત્યારે 'ધન ધન ઘડી, આયખું ધન્ય મારુ'
એવું બોલી હરખથી ફૂલી સદ્ય ઊઠી વધાવું;
સ્વર્ગે ખીલ્યાં સુમનથી રચી સેજ તારી બિછાવું
ને ઉષાનાં કનકવરણાં હાસ્યની છાંટ છાંટુ.
થાકયાં તારાં વિકલ શરીરે ફેરવું હાથ હેતે
ને પોઢાડું ગીત ગૂંજી મીઠાં નિંદરે મસ્તઘેને;
જોઇ તારે વદન લસતી દિવ્ય મુદ્રા હું રાચું,
એવી શોભા નયનહર ના અન્ય વિશ્વે હું દેખું.
મારે તો તું ત્રિભુવન તણું એક ઐશ્વર્ય સાચું,
આશા ઇચ્છા મુજ સકળની તૃપ્તિ તુંમાં હું પામું.
જન્મોજન્મ સ્મૃતિ તુજ રહો ચિત્ત મારે પ્રબુદ્ધ
મારે પ્રાણે નિત મચી રહો એક તારી જ ધૂન.

**સુરેશ હ. જોષી**

# મહાકાવ્યનું વસ્તુ

પ્રભુ કે પ્રભુના દૂતો માનવીના ગૃહે જઈ
પોતાના મિત્રની પેઠે અંગના બનીને ભળે,
મહેમાન બને તેના, આરોગે વન્યખાદ્ય ને
મિત્રશી ગમ્મતો મીઠી કરવા તણી છૂટ દેઃ-
એવી એ ઘડી કેરી તો વદવી વાત ના વધુ. ૫
હવે આ ગાનને મારે કરુણા કરવું ઘટે-
કુશંકા, બેવફાદારી, બંડ, આજ્ઞાઅનાદર,
દુષ્કૃત્યો માનવીનાં આઃ પ્રભુ યે રુષ્ટ થૈ હવે
વિરાગ દૂરના રાખી દાન ન્યાય તણું કરે;
જે દાને સૃષ્ટિમાં આણ્યા દુઃખના દરિયા બહુ ૧૦
ને આણ્યાં પાપ-ને એનો એનો ઓછાયો, મૃત્યુ-યાતના
મૃત્યુના પૂર્વગામીશી. આ કાર્ય વસમુ બહુ !
છતાંયે આ કથા મારી ભરી સભર વીરથી
અદકી, ના જરા ઓછી, બધીયે આ કથાથકીઃ
ટ્રોયનો દુર્ગ ત્રિવેળા પરિક્રમંત શત્રુ પે ૧૫
રુદ્રાકિલીઝનો મન્યુ, કે ક્રોધ તુરનૂસનો
છાંડી જેને વરી બીજે એવી લેવિનિયા પરે,
કોપ નેપ્ચ્યૂન કેરો, વા, વૈનસેય, યુનાનીનાં
કંપાવે કાળજાં એવી જ્યુનોની ખફગી લહો.
ત્રૂઠે જો પ્રેરણાદાત્રી, દિવ્યભોમનિવાસીની, ૨૦
પ્રેરે જે પ્રતિરાત્રી ને સોણલે યે ન વીસરે,
સ્વયંભૂકવિતાસ્રોત અસ્ખલિત વહાવતી,
જ્યારથી આ મહાકાવ્ય વસ્તુસંકલ્પ મેં કર્યો
પહેલાં પૂર્વકાળે ને આચારે આજ મૂકિયો.
પદબંધ જરાયે ના મુજને કરવાં ગમેઃ ૨૫
યુદ્ધો જે આજપર્યંત વીરવસ્તુ મનાયલાં,
કાલ્પનિક ધિંગાણુંની કાલ્પનિક બહાદરી
કેરાં દીર્ઘ જડ બ્યાનો (સમૂળાં વીસરી જઈ
ખાંડાંની ધારપે બેલ્યા ધર્મવીર તણાં ગીતો),
વર્ણનો શરતોનાં - વા, મૃગયા, અસિબંકોનાં, ૩૦

ખેડાં, અજબ મુદ્રા કે કીર્તિ ચિહ્નેવિભૂષિત,
બખ્તરો વા તુખારોનાં, પાખરોથકી સોહતા,
ફાકડા બંકડાઓના ખાંડાના ખેલ, દ્વંદ્વનાં,
ના બબરચી ખાંસામા વાળા જમણઠાઠનાં :
કલાની ઉચ્ચ સિદ્ધિ કે હોય કૃત્રિમતા મહીં,　　૩૫
સર્જાયે શું છતાં એણે મહાકાવ્ય, મહાનર ?
આવી સૌ વસ્તુઓ ક્ષુદ્ર હું કદી ન ભણ્યો ગણ્યો;
કાવ્યસ્થાપત્ય મારું તો આપમેળે ઊભું રહે
એટલી ભવ્યતા ધારે, કાલાનુચિત હોય, કે,
શીતવાર્ધક્ય રૂઠે ને પ્રેરણા પાંગળી કરે,　　૪૦
છો રૂઠે, છો કરે પંગુ, હોય જો મારું બધું,
કિન્તુ આ તો પ્રતિરાત્રી પ્રેરણાદાયિની તણું.

**દુષ્યન્ત પંડયા**

નોંધ : ૧. મિલ્ટનના 'પેરેડાઈઝ લોસ્ટ'ના નવમા સર્ગના મુખનું–Exodium–નું ભાષાંતર.
૨. વૈનસેય વીનસનો પુત્ર. મૂળમાં સિથિરિયા–વીનસનું બીજું નામ–છે.

## દૈન્યદેવી !

[ શિખરિણી ]

અહો ! જ્યારે દીઠી વિકટ વન મધ્યે વિહરતી
ત્હને, છૂટા કેશે નયન નવમસ્તી નચવતી
ઉઘાડે પાદે તું રમણિય નિસર્ગે રખડતી
ખરે ! જાણે દેવી ! વિભુકર ગ્રહી પાદ ભરતી
અને જ્યારે જોયું, જનગણ મહીં તું રસળતી
અરે ! ત્યાં ત્હારૂં એ અકલિત ખરૂં પોત પ્રગટ્યું
ઉની અશ્રુધારે, વ્યથિત હૃદયે જીર્ણ વસને
ભરી શેરી વચ્ચે મનુકર ગ્રહી તું ધસતી'તી.*

**બાબુભાઈ જોશી.**

* એવેલીન અન્ડરહીલના 'The lady poverty' કાવ્યને આધારે.

## 'તું જીવે પરાર્થે'

મિશ્રોપજાતિ

નીચી મુંડી, બેવડ કેડ, શ્વાસે
નિઃશ્વાસપ્રસ્વેદથી અંગ ભીનાં,
દૃષ્ટિ સૂની, થાક અથાગ, હૈયે
કૈં વેદના, ભૂખ અદમ્ય, લ્હોયે,
બે ટંકનું અંજળ માંડ પામવા,
કે ચીંથરે દુર્બળ દેહ ઢાંકવા,
તું કાંતતાં રૂ નિજ કાય કાંતે,
વા, યન્ત્ર સેવે બની યન્ત્ર જાતે.

ને, એમ તું વંશ, કુટુમ્બ, જાત,
સૌ ત્હારૂં હોમે; તું જીવે પરાર્થે.
ન ત્હોય એ સર્વસમર્પણે જગે
સમૃદ્ધ ત્હારાં કદિ મૂલ મૂલવે.
ન હેમ, મુગ્ધા, મય, સ્વપ્ન આડે
ક્ષણે ય એને તવ ભાન જાગે.

## પર્ણ–જમાત

[મિશ્રોપજાતિ]

સમીર! તારી મૃદુ લ્હેર આવતાં
ડોલી રહે પર્ણ–જમાત વૃક્ષે;
પ્રચંડ તારી જવ આવે ઝાપટો,
કંપે, રડે પર્ણ તણાં સુહૈયાં.

એ ડોલને પર્ણ–દિલે જગાડવો
આનંદ, એવી તવ શુભ ભાવના
વસી રહી લ્હેર મૃદુ વિષે, ને
દરખ્તથી પર્ણ બધાં ઉખેડવાં
ને રોળવાં રાહ વિષેઃ સમાયો
તારો મહા નિશ્ચય ઝાપટોમાં.

ઝીલી ઝીલી એ શુભ ભાવનાઓ,
ડોલી, શુંજી નિત્ય અને દિને કો'
રે! ભોગ એ નિશ્ચય ક્રૂર કેરા
બની જવું પર્ણ–જમાતને આ;
ઝિંદા દિલે કો' જગવી સુપ્રેરણા.

"કિસ્મત"

દરખ્ત=વૃક્ષ

## ચાહજે

મને ભૂલી જવાય તે, લગીર તો અરે! ચાહજે

**રજનીકાન્ત ભટ્ટ**

## તેં

:અનુષ્ટુપ:

બાંધી લીધો મને તેં તો કાચા સૂતર તાંતણે
ઉકેલતાં હવે તો એ બંધનો બમણાં બને!

**પ્રજારામ રાવળ**

## કવિતા-જુન-૧૯૪૩

### —ગૂંથણી—



'કવિતા' કાર્યાલય-વીલેપારલે

# ક ★ વિ ★ તા

તંત્રીઓ :

ઇન્દુલાલ ગાંધી : રતુભાઇ દેસાઈ : કોલક

વર્ષ : ૨ : અંક : ૧૧: જુન : ૧૯૪૩ અંક : ૨૩

## પ્રભુ

ઘડીએ નવ ઝંપ ન ચેન તને,
રમતો નવ થાય પુરી કદિયે,
નહિ સ્વસ્થ, સદા મદમસ્ત રહે,
નમું બાલસ્વરૂપ પ્રભુ તુજને. ૧

ધરતો ગિરિને ધડી અંગુલિએ,
દૃઢતા ગિરિથી અધિકી ધરીને,
નહિ દુર્ઘટ કાર્ય કંઇ જ તને,
નમું યૌવનરૂપ પ્રભુ તુજને. ૨

ફળપ્રાપ્તિ વિષે અધિકાર ઉરે,
નિજ કાર્ય, અકાર્ય વિચાર કરે,
પ્રણયી વળી પ્રેરક કાર્યપથે,
નમું વૃદ્ધસ્વરૂપ પ્રભુ તુજને. ૩

જયમનગૌરી પાઠકજી

★

## આશુતોષ

અનંત ઐશ્વર્ય, અખૂટ શકિત,
ત્હારાં; તું સૌ લોકતણો મહેશ્વર;
ન ત્હો ય ત્હેં સ્વાર્થની આદરી કો
પ્રવૃત્તિ એનો ઉર રાગ સેવી;
સમૃદ્ધિ ત્હેં ત્હારી સમસ્ત, ત્યાગે,
પરાર્થ સાધી, ભીડ ભાગી ભકતની
માણી, સ્મશાને વસતાં દિગમ્બર!
શરીર ભસ્મે ભરી, આશુતોષ.
અપૂર્વ તે ત્યાગનું મૂલ્ય આંકવા
અશકત સૌએ, નિજ ભાન ભૂલી,
ધર્યાં ત્હને ઝેર, અમૃત પોતે!
પીધાં; પીધાં ત્હેં પણ ઝેર, શમ્ભુ,
સસ્મિત હાલાહલ તેય જીરવી,
ઉભો તું, મૃત્યુંજય, શાન્ત સ્વસ્થ.

કપિલરાય ભટ્ટ

તને ચાહું છું ન કંઈ તુજ પોતાનું કરવા
પરંતુ જે છે કૈં મુજ બધું જ તુને અરપવા

હૃદયનાથ

# પ્રેમાનંદની કવિતા

પ્રાચીન સમયમાં જે આખ્યાનો થતાં તે સંસ્કૃત પુરાણોમાંથી થતાં. તે સમયના માણભટ્ટો–આખ્યાનકારો સસ્કૃત પુરાણોમાથી ગુજરાતીમાં ભાષાંતર કરી આખ્યાનો કરતા. પણ તેમાં અપૂર્વતા અને રસના અભાવે શ્રોતાવૃંદને ઝાઝો રસ પડતો નહિ. આથી મધ્યકાલીન માણભટ્ટોએ રામાયણ, મહાભારતાદિ ગ્રંથોમાથી નાના નાના રસોત્પાદક પ્રસંગોને પોતાનો ખોરાક બનાવી તેમાં પોતાના કલ્પનાબળે યથોચિત રસવાનગીઓ મૂકવા માંડી. દરેક વસ્તુને તાદૃશ, સજીવ અને નવા લેબાશમાં મૂકવાની વૃત્તિને પરિણામે તેઓ જનમનરંજન કરી શક્યા. આ રીતે લોકોની આખ્યાન સાભળવાની વૃત્તિ ધીમે ધીમે વધતી ગઈ. નરસિંહ અને મીરાં પછી ભક્તિ રસનો સ્રોત સુકાઈ ગયો હતો. ભક્તિ માર્ગ લગભગ વેરાન જંગલ જેવો હતો તેમાં આખ્યાનકારોએ જનસમુદાયને ભક્તિ તરફ વાળી, એ સ્રોત પાછો લીલો–સભર બનાવી દીધો. એ બાબતમાં જો કોઇને ઝળકતી ફત્તેહ મળી હોય તો તે પ્રેમાનંદને જ છે. પ્રતિભા, જનસ્વભાવ આલેખવાની નૈસર્ગિક શક્તિ, ભાષા પરનું પ્રભુત્વ, ભાવમયતાદિ ગુણોને લીધે પ્રેમાનંદ "ગુજરાતી ભાષાના સર્વોત્તમ કવિના" પદને પામ્યો.

પ્રેમાનંદ પોતાના કાવ્યોનું વસ્તુ નરસિંહ મહેતાના જીવનમાથી અદ્ભુત પ્રસંગો અને મહાભારત, માર્કંડેય પુરાણ, રામાયણ આદિ સુપ્રસિદ્ધ ગ્રંથોમાથી નાના પ્રસંગો જેમા લોકોને આનંદ પડે એવામાથી લેતો. કલ્પનાબળે એ વસ્તુઓને લોકોત્તર બનાવતો નવા લેબાશમા હૃદયગમ અને રસ પડે એ રીતે મૂકતો. મુખ્યત્વે પ્રેમાનંદનુ પ્રેરણાબળ ભક્તિ સાહિત્ય કરતા પૌરાણિક સાહિત્ય હતું.

પ્રેમાનંદ એક મહાન કલાકાર હતો. એના હૃદયમાં જે રસસંવેદન થતું તેવું જ તે આપણા હૃદયમાં ઉત્પન્ન કરવા પ્રયત્ન આદરતો. એમાં એને ઘણે સ્થળે સફળતા મળી છે એમ કહી શકાય. જો કે, એણે રસ ઉપજાવવા કોઇ કોઈ સ્થળે કૃત્રિમ ઉપાયો યોજ્યા છે, અને તે સ્થળે રસની વિડંબના અને કલાને હાનિ છે જ પણ તે સ્થળે.

પ્રેમાનંદના ગ્રંથોની મુખ્ય રચના તે સૌંદર્યરચના. સૌંદર્યરચનાથી આપણને આનંદ મળે અને ચિત્તમાં પ્રસન્નતા વ્યાપી રહે. એ આનંદ અને

## જીવન સંગીત

(નઝમ)

વીણાનું કંપન તારના અંતર મહિં છાનું
અંગુલી–પ્રહારે પ્રકટે ગીત મધુર
અંગુલિયો તારોને ગતિ દઈ ન શકી હોત !
વીણા તણી ઊર્મિઓ અધૂરી જ રહી હોત !
ઉલ્લાસની ઊર્મિમા બળે જો નહિં આંસુ,
જીવન તણું સંગીત રહી જાય અધુરૂં.

નસીમ

પ્રસન્નતાના ઉપભોગને પરિણામે રસનિષ્પત્તિ થાય. "રસ એ સર્વ કલાના આભારૂપ ગુણની બહુ નજીક છે. એ રસ જેમાં નથી તે કલા નથી, સાહિત્ય નથી." પ્રેમાનંદની કૃતિઓમાં રસ છે માટે તે કલા છે, સાહિત્ય છે. તેથી જ પ્રેમાનંદ એક મહાન કલાકાર છે. એણે જે સાહિત્ય રચ્યું છે તે લોકજીવનને સ્પર્શે છે એના પાત્રો એણે જે જે કલાત્મક રંગે ચીતર્યાં છે તેમાં એના સમયના લોકજીવનનું, મહદંશે પ્રતિબિંબ પડે છે. એટલે એ રીતે એના સાહિત્યપ્રકાર વાસ્તવદર્શી છે એમ કહી શકાય. સચોટ અને તાદૃશ, વાસ્તવિક અને હૃદયંગમ ચિત્રમયતામાં એના સર્જનની સફળતા છે; એના વિષયમાં નહિ. એની એ અપૂર્વ કલા આગળ વિષય ગૌણ બની જાય છે. વિષય તો માત્ર આધારભૂત અંશ જ. એણે જે રીતનું પાત્રાલેખન કર્યું છે, કે પ્રસંગોનું વર્ણન કર્યું છે તેમાં તેણે પોતાના સમયના જનસમાજની ભૂમિકા ધ્યાનમાં રાખી છે. મેથ્યુઆર્નોલ્ડે કહ્યું છે કે કવિતા –સાહિત્ય–એ જીવન સમીક્ષા છે. કોઈ પણ દેશના જનસ્વભાવ, તેમની મનોવૃત્તિ, મહેચ્છા અને ભાવના તે સમયની પરિસ્થિતિ વગેરે તે સમયના સાહિત્યની કૃતિમાં આવે. કોઈ પણ સાહિત્યકાર પોતાના સમાજની અથવા સમાજની પરિસ્થિતિથી વિમુખ રહીને કોઈ પણ ઉત્તમ સાહિત્ય સર્જન કૃતિ આપી શકે જ નહિ. * પ્રેમાનંદ કૃતિ અવલોકતાં એના સમયના જનસ્વભાવ, મહેચ્છા, તેમની મનોવૃત્તિ વગેરેનો આપણને સુંદર અને સુસ્પષ્ટ ખ્યાલ આવશે. એની કૃતિના પાત્રો લો, કે પ્રસંગોના વર્ણનો લો તો આ કથન વધારે વિશદ થશે. ઉદાહરણ તરીકે દામોદર દોશીનું એણે જે વર્ણન કર્યું છે, તે તે વખતના કોઈ વણિકજનનો સારો ચિતાર આપે છે. 'મામેરા'માં દરેક સ્ત્રીઓને જે કપડાં આપવામાં આવે છે તેમાં કપડાંઓનું જે ઝીણવટ અને બારીકાઈથી અવલોકન કર્યું છે તે પરથી એના રસવૃત્તિ અને સમજશક્તિનો સારો ખ્યાલ આવશે. "By Poetry", says Macaulay, "we mean the art of employing words in such a manner as to produce an illusion on the imagination, the art of doing by means and words that the painter does by means of colours." આ કથન પ્રેમાનંદ માટે અક્ષરશઃ સાચું છે. કોઈ પણ સારો ચિત્રકાર પ્રેમાનંદની પાત્ર તથા પ્રસંગના આલેખનની કલામાંથી સુંદર ચિત્રો દોરી શકે.

પ્રેમાનંદની રસ જમાવવાની નૈસર્ગિક શક્તિને તો કોઈ નહિ પહોંચી વળે.

---

* આર્નોલ્ડે સાહિત્યકાર અને તેના યુગનો સંબંધ એવી રીતે દર્શાવ્યો છે કે સાહિત્યની દરેક સર્જનાત્મક કૃતિમાં બે તત્ત્વો ચોક્ખાં જોઈ શકાય છે; સાહિત્યકારનું વ્યક્તિત્વ અને તેના યુગનું માનસિક વાતાવરણ. પ્રેમાનંદમાં પોતાનું વ્યક્તિત્વ બહુ ઓછું જણાશે. કારણ કે એનો કાવ્ય પ્રકાર બીનંગત છે અથવા સર્વાનુભવ રસિક છે.

# પ્રેમાનંદની કવિતા

પ્રાચીન સમયમાં જે આખ્યાનો થતાં તે સંસ્કૃત પુરાણોમાંથી થતાં. તે સમયના માણભટ્ટો–આખ્યાનકારો સંસ્કૃત પુરાણોમાંથી ગુજરાતીમાં ભાષાંતર કરી આખ્યાનો કરતાં. પણ તેમાં અપૂર્વતા અને રસના અભાવે શ્રોતાવૃંદને ઝાઝો રસ પડતો નહિ. આથી મધ્યકાલીન માણભટ્ટોએ રામાયણ, મહાભારતાદિ ગ્રંથોમાંથી નાના નાના રસોત્પાદક પ્રસંગોને પોતાનો ખોરાક બનાવી તેમાં પોતાના કલ્પનાબળે યથોચિત રસવાનગીઓ મૂકવા માંડી. દરેક વસ્તુને તાદૃશ, સજીવ અને નવા લેબાશમાં મૂકવાની વૃત્તિને પરિણામે તેઓ જનમનરંજન કરી શકયા. આ રીતે લોકોની આખ્યાન સાંભળવાની વૃત્તિ ધીમે ધીમે વધતી ગઈ. નરસિંહ અને મીરાં પછી ભક્તિ રસનો સ્રોત સુકાઈ ગયો હતો. ભક્તિ. માર્ગ લગભગ વેરાન જંગલ જેવો હતો તેમાં આખ્યાનકારોએ જનસમુદાયને ભક્તિ તરફ વાળી, એ સ્રોત પાછો લીલો–સજીવ બનાવી દીધો. એ બાબતમાં જો કોઈને ઝળકતી ફત્તેહ મળી હોય તો તે પ્રેમાનંદને જ છે. પ્રતિભા, જનસ્વભાવ આલેખવાની નૈસર્ગિક શક્તિ, ભાષા પરનું પ્રભુત્વ, ભાવમયતાદિ ગુણોને લીધે પ્રેમાનંદ "ગુજરાતી ભાષાના સર્વોત્તમ કવિના" પદને પામ્યો.

પ્રેમાનંદ પોતાના કાવ્યોનું વસ્તુ નરસિંહ મહેતાના જીવનમાંથી અદ્દભુત પ્રસંગો અને મહાભારત, માર્કંડેય પુરાણ, રામાયણ આદિ સુપ્રસિદ્ધ ગ્રંથોમાંથી નાના પ્રસંગો જેમાં લોકોને આનંદ પડે એવામાંથી લેતો. કલ્પનાબળે એ વસ્તુ-ઓને લોકોત્તર બનાવતો. નવા લેબાશમાં હૃદયગમ અને રસ પડે એ રીતે મૂકતો. મુખ્યત્વે પ્રેમાનંદનું પ્રેરણાબળ ભક્તિ સાહિત્ય કરતાં પૌરાણિક સાહિત્ય હતું.

પ્રેમાનંદ એક મહાન કલાકાર હતો. એના હૃદયમાં જે રસસંવેદન થતું. તેવું જ તે આપણા હૃદયમાં ઉત્પન્ન કરવા પ્રયત્ન આદરતો. એમાં એને ઘણે સ્થળે સફળતા મળી છે એમ કહી શકાય. જો કે, એણે રસ ઉપજાવવા કોઇ કોઈ સ્થળે કૃત્રિમ ઉપાયો યોજ્યા છે, અને તે સ્થળે રસની વિડંબના અને કલાને હાનિ થઈ છે જ પણ તે જુજ સ્થળે. પ્રેમાનંદના ગ્રંથોની મુખ્ય રચના તે સૌંદર્યરચના. સૌંદર્યરચનાથી આપણને આનંદ મળે અને ચિત્તત્રમાં પ્રસન્નતા વ્યાપી રહે. એ આનંદ અને

### જીવન સંગીત

(નઝમ)

વીણાનું કવન તારના અંતર મહિં છાનું
અંગૂલી–પ્રહારે પ્રકટે ગીત મધુરૂ.
અંગૂલિયો તારોને ગતિ દઈ ન શકી હોત !
વીણા તણી ઊર્મિઓ અધૂરી જ રહી હોત !
ઉલ્લાસની ઊર્મિમાં ભળે જો નહિં આંસુ,
જીવન તણું સંગીત રહી જાય અધુરૂ.

**નસીમ**

પ્રસન્નતાના ઉપભોગને પરિણામે રસનિષ્પત્તિ થાય. "રસ એ સર્વ કલાના આભારૂપ ગુણની બહુ નજીક છે. એ રસ જેમાં નથી તે કલા નથી, સાહિત્ય નથી." પ્રેમાનંદની કૃતિઓમાં રસ છે માટે તે કલા છે, સાહિત્ય છે. તેથી જ પ્રેમાનંદ એક મહાન કલાકાર છે. એણે જે સાહિત્ય રચ્યું છે તે લોકજીવનને સ્પર્શે છે એના પાત્રો એણે જે જે કલાત્મક રંગે ચીતર્યાં છે તેમાં એના સમયના લોકજીવનનું, મહદંશે પ્રતિબિંબ પડે છે. એટલે એ રીતે એના સાહિત્યપ્રકાર વાસ્તવદર્શી છે એમ કહી શકાય. સચોટ અને તાદૃશ, વાસ્તવિક અને હૃદયંગમ ચિત્રમયતામાં એના સર્જનની સફળતા છે; એના વિષયમાં નહિ. એની એ અપૂર્વ કલા આગળ વિષય ગૌણ બની જાય છે. વિષય તો માત્ર આધારભુત અંશ જ. એણે જે રીતનું પાત્રાલેખન કર્યું છે, કે પ્રસંગોનું વર્ણન કર્યું છે તેમાં તેણે પોતાના સમયના જનસમાજની ભૂમિકા ધ્યાનમાં રાખી છે. મેથ્યુઆર્નોલ્ડે કહ્યું છે કે કવિતા –સાહિત્ય–એ જીવન સમીક્ષા છે. કોઈ પણ દેશના જનસ્વભાવ, તેમની મનોવૃત્તિ, મહેચ્છા અને ભાવના તે સમયની પરિસ્થિતિ વગેરે તે સમયના સાહિત્યની કૃતિમાં આવે. કોઈ પણ સાહિત્યકાર પોતાના સમાજની અથવા સમાજની પરિસ્થિતિથી વિમુખ રહીને કોઈ પણ ઉત્તમ સાહિત્ય સર્જન કૃતિ આપી શકે જ નહિ. * પ્રેમાનંદ કૃતિ અવલોકતાં એના સમયના જનસ્વભાવ, મહેચ્છા, તેમની મનોવૃત્તિ વગેરેનો આપણને સુંદર અને સુસ્પષ્ટ ખ્યાલ આવશે. એની કૃતિના પાત્રો લો, કે પ્રસંગોના વર્ણનો લો તો આ કથન વધારે વિશદ થશે. ઉદાહરણ તરીકે દામોદર દોશીનું એણે જે વર્ણન કર્યું છે, તે તે વખતના કોઈ વણિકજનનો સારો ચિતાર આપે છે. 'મામેરા'માં દરેક સ્ત્રીઓને જે કપડાં આપવામાં આવે છે તેમાં કપડાંઓનું જે ઝીણવટ અને બારીકાઈથી અવલોકન કર્યું છે તે પરથી એના રસવૃત્તિ અને સમજશક્તિનો સારો ખ્યાલ આવશે. "By Poetry", says Macaulay, "we mean the art of employing words in such a manner as to produce an illusion on the imagination, the art of doing by means and words that the painter does by means of colours." આ કથન પ્રેમાનંદ માટે અક્ષરશઃ સાચું છે. કોઈ પણ સારો ચિત્રકાર પ્રેમાનંદની પાત્ર તથા પ્રસંગના આલેખનની કલામાંથી સુંદર ચિત્રો દોરી શકે.

પ્રેમાનંદની રસ જમાવવાની નૈસર્ગિક શક્તિને તો કોઈ નહિ પહોંચી વળે.

---

* આર્નોલ્ડે સાહિત્યકાર અને તેના યુગનો સંબંધ. એવી રીતે દર્શાવ્યો છે કે સાહિત્યની દરેક સર્જનાત્મક કૃતિમાં બે તત્ત્વો ચોકખાં જોઈ શકાય છે; સાહિત્યકારનું વ્યક્તિત્વ અને તેના યુગનું માનસિક વાતાવરણ. પ્રેમાનંદમાં પોતાનું ઓછું જણાશે. કારણ કે એનો કાવ્ય પ્રકાર બીનંગત છે અથવા સર્વાનુભવ

એની કૃતિઓમાં એણે લગભગ નવ રસમાંથી ઘણા રસોનો ઓછેવત્તે અંશે ઔચિત્યપુરઃસર ઉપયોગ કર્યો છે. એને રસનું ભાન બહુ જ ઊંડું હતું; કયા, કેટલો અને કયો રસ મૂકવો તેની એને સારી સમજ હતી. અમુક રસ દા. ત. કરુણ, હાસ્ય, અદ્ભુત રસ-માટે તો એ 'દાદો' કહેવાતો. અલબત્ત એ રસ ઉપજાવવા માટે કેટલેક સ્થળે બાલીશ ઉપાયો યોજતો. અને રસાનુરૂપ પ્રસંગો પણ કૃત્રિમ ઉપજાવતો. તેમ છતાં એ આજે પણ પંકાય છે એની રસશક્તિને લીધે એની કારકીર્દિમાં એની રસશક્તિનો ફાળો નાનોસુનો નથી. એ રસસંક્રાન્તિ પણ એવી ખુબીથી કરતો, કે એ બીલકુલ રસભંગ થવા દેતો જ નહિ. શાંત સરિતા ધીમે ધીમે વહેતી સમુદ્રમાં મળી જતી તેમ એની રસસંક્રાન્તિની કલા આપણને એક રસમાથી બીજા રસમાં આસ્તેથી ઉંચકીને મૂકી દેતી. એની રસસંક્રાન્તિના ઉદાહરણો ઠેર ઠેર મળી આવશે.

પ્રેમાનંદ એક સારો શાસ્ત્રીય સંગીતજ્ઞ હતો, એમ એણે દરેક કડવા સાથે મૂકેલા રાગ પરથી પ્રતીત થાય છે. જો કે એણે મૂકેલા સર્વ રાગો આધુનિક સંગીતશાસ્ત્રને અનુરૂપ છે કે નહિ એ વિવાદગ્રસ્ત પ્રશ્ન છે. પણ રાગોનું વૈવિધ્ય, અને એમાંથી કેટલાક રાગો હાલના સંગીતશાસ્ત્રને અનુરૂપ છે તે પરથી એની સંગીતકાર તરીકેની કીંમત આંકી શકાય. લોકસંગીતમાથી શિષ્ટ સંગીતે પ્રેરણા લીધી છે. શિષ્ટ સંગીતનુ મૂળ લોકસંગીતમાં છે. પ્રેમાનંદનુ સંગીત લોકસંગીત હતું. તેથી હાલના શિષ્ટ સંગીતમાં પણ એનો ફાળો ગણનાપાત્ર તો ખરો. હાલના સંગીતમાં અને એના સમયના સંગીતમાં અલબત્ત ફેર તો હશે જ. એટલે હાલના સંગીતના ધોરણેથી એના સંગીતજ્ઞાનની કસોટી કરીશું તો કદાચ એને આપણે અન્યાય કરી બેસીએ. એટલે એના સમયના સંગીતનો વિચાર કરતા આપણને એમ લાગે છે કે એના સમયમાં એ સારો સંગીતકાર તો ખરો.

લલિતકલાના મુખ્ય પાંચ અંગો-માંથી ત્રણનો-કવિતા, સંગીત અને ચિત્ર નહિ, પણ તાદૃશ ચિત્ર ખડું કરવાની શક્તિનો બહુ સુંદર સુમેળ સધાયો છે. એટલે પ્રેમાનંદ મહાન કલાકાર તરીકે આજે પણ દીપી રહ્યો છે. અર્થગાભીર્ય, શબ્દમાધુર્ય, પ્રાસાદિક, ક્લિષ્ટ રચનાથી વિમુક્ત એ એની ભાષાના ખાસ ગુણ તરીકે ગણાવી શકાય.

## તવનયને–

ઝળહળતું ગગનેથી જ્યારે
સૂરજ તેજ ઢળ્યું
સન્ધ્યા ને તારક અજવાળે
વાતાવરણ ભર્યું.
"આશ ઉજાશ બુઝાય" નિહાળી
જીવન નીરસ થયું.
તવ નયને નીરખી મેં ત્યારે
પાછું સભર કર્યું.

પ્રબોધ

પ્રેમાનંદમાં રસમાધુર્ય અને વર્ણમાધુર્ય બંને છે. બંને એક બીજાના પોષક છે. પ્રાસ બેસાડવા માટે શબ્દોમાં યથોચિત પણ સ્વેચ્છિત ફેરફાર, તેની મીઠાશ અને નવીનતા, ચમક અને ઝડઝમક, અર્થાલંકાર તેમજ અર્થપોષક વર્ણરચનાદિ તેમજ ભાષામાધુર્ય પ્રગટાવવાની બાહ્ય રીતિઓ પ્રેમાનંદની કૃતિઓમાં અનેક સ્થળે દૃગગોચર થાય છે. કોઈક વાર એની પંક્તિઓમાં દુર્બોધતા (હાલની કવિતાઓ પ્રત્યેના આક્ષેપોમાંનો એક) ન સમજાય એવા શબ્દો તથા પ્રાસને ગોઠવી બેસાડવા શબ્દોની ગમે તેવી જોડણી અને તદ્દન નવતર શબ્દ જ એ મૂકી દેતો.

એક વસ્તુ. પ્રેમાનંદે જે જે પ્રસંગો રામાયણ, મહાભારત આદિમાંથી લીધા છે તેમાં એણે એ પ્રસંગો લંબાવીને પોતાની કલ્પનાબળે ઘણું ઉમેર્યું છે. કેટલીક જગ્યાએ તો મહાભારતમાં ન મૂકેલા એવા પ્રસંગો પણ એણે લીધા છે. એટલે કપોળકલ્પિત પ્રસંગો એનામાં કેટલીક વાર દેખાશે. ઉદાહરણ તરીકે અભિમન્યુ યુદ્ધમાં જતાં પહેલાં કુંતામાતા પાસે રક્ષા બંધનાર્થે જાય છે અને કુંતામાતા એને, દરેક દેવોને સંબોધીને એની રક્ષા કરવા માટે આવહાન કરે છે અને પછી દોરી બાંધે છે તે પ્રસંગ, અને શ્રીકૃષ્ણ વૃદ્ધપુરૂષનું રૂપ લઈને એ દોરી તોડાવી નાખે છે એ પ્રસંગ તદ્દન કપોળકલ્પિત જ છે. શ્રોતાઓને આનંદ પડે માટે ખોટા ખોટા પ્રસંગો પણ એ ઉપજાવી કાઢતો. એ એની એક નિર્બળતા લેખી શકાય.

ટૂંકમાં, પ્રેમાનંદના રસમહોદધિમાં એના ગ્રંથો એક નૌકાની ગરજ સારે છે. એ એનો નાયક છે. એ કુશળ નાવિકની સરદારી હેઠળ જનસુદાય બેસે છે, અને રસથી તરબોળ થઈ, એક અનોખી સહેલગાહે ઉપડી આવ્યાનો લ્હાવો લે છે. એ સહેલગાહ ભૂલી ન ભૂલાય એવી છે.

બકુલ અ. પંડિત

મસ્ત પતીલની મસ્તી

# પહેરણ અને ઈજાર

: ગઝલ :

મેં જે પહેર્યું છે આ એક પેરહન તે છે પેરહન ને છે ઈજાર પણ;
મારા બાલપણથી આવ્યો પ્હેરતો છતાં તંગ પડ્યું ન લગાર પણ,
રહે છે રાત દિવસ એનો સીવનાર ઘર બાંધી એના જ ગલેપમાં,
તેના સંચાતણો જ અવાજ આ નહીં બંધ રહ્યો જે પળવાર પણ.
મારા કામનો સર્વ મુનીમ એ, મારે ઘેર લખે છે હિસાબ એ;
બધી લેણુ મારી ઉઘરાવનાર મારી દેણુનો ચૂકવનાર પણ!
એના જેવો નથી કોઈ ધોબી અને એના જેવો નથી કોઈ રંગરેજ,
કરે કાજ સુથાર લુહારનું, પડે કામ તો થાય મહાર પણ.
મને છે ન હજીય પૂરી ખબર, છું હું કેટલો એના એહસાનમાં,
જેણે સુણ્યો છે રાગ મલ્હાર અને જેણે સુણ્યો છે રાગ કેદાર પણ
રાખી હાથ સિક્કો એના નામનો ફર્યો દેશમાં હું ને વિદેશમાં,
મૂકું એક રકમ જો બજારમાં, ભૂલી જાય વેપારીઓ વેપાર પણ.
એને પૂછીને જેહ કદમ ભરે મૂકું માથું હું તેહ કદમ મહીં
કોઈ ખેલવા ચાહે જુગાર તો તેની સાથે રમું હું જુગાર પણ
ગયો તારાજ હું વિશ્વમાં, મારી આજ કો બીજું પૂછે ખબર!
ત્યારે ભાવતી ના હતી રોટલી, હવે મીઠી લાગે છે જુવાર પણ.
મારા દુશ્મનો કોઈ કોઈ બીજા નથી, નાખ્યો મિત્રોએ છેક છૂંદી મને,
કરી તેથી મજાક રહેલ છે અફસોસ મહારી ગમાર પણ
પ્રભુ આપે હલક એવી કંઠને જેવી આપી ઝમક મારા શબ્દને,
કહે કો ન "પતીલ, ફરી! ફરી!" બની જાય ગવૈયા સુણનાર પણ!

પતીલ

## માળો લૂંટાયો રણકાગડાનો [મિશ્ર]

સ્મશાનની શણ છવાઈ જાણે
નિસ્તેજ આખું નભ આ અટાણે
ભાંગી દિશા સર્વ દિસે પડેલી
કઠોર વાયુ ધસતો ધકેલી.
ઝાંખો રવિ ખિન્ન ઉદાસ લાગે ૫
જાણે થવાનો લય એવું લાગે.
સૂનાં સૂનાં પાદર ખેતરો ને
સૂના દિસે મારગ ઝાડીઓ ને.
ના કોઈ પંખી, પશુ, માનવી કે
ના જીવજંતુ જરી બ્હાર દિસે. ૧૦
ભેંકાર ને ભીષણ શાંતિ ભાંગી
કરુણ કો કારમી ચીસ જાગી.
શું થયું ? કળેળાટ હશે કશાનો ?
'માળો લૂંટાયો રણકાગડાનો'
એ એકલો એકલ ઝાડ-ટોચે ૧૫
કળેળતી પંખણી સાથ શોચે.
અદીઠ કો કાળ કરાળ વ્યાધે
ઈંડું ઉપાડયું નવ ક્યાંય લાધે.
શોધી વળ્યાં હાંફલફાંફલાં એ
શોચી વળ્યાં કૈં અકળાઈ ડાળે, ૨૦
ઈંડું ન એનો હરનાર ક્યાંયે
ગોત્યાં મળે, હાય, મળે ન ક્યાંયે !
રોઈ, રડી, અંતરને ઉલેચ્યાં
અંતે અભાગી ખગ મોહ પામ્યાં.
સભાન થાતાં નહિ અશ્રુ આંખે ૨૫
આક્રંદ કે ના ફફડાટ પાંખે;
શોષી સુકાવી ઉરઅશ્રુધારા
બાળે, બળે અંતર અગ્નિજ્વાળા.
ઉના ઉના બ્હાર સરે નિસાસા
હૈયાં મહીં ક્યાંય નહિ સમાતાં. ૩૦
રુવે રુવે મૂક હૃદો રડે રડે
ને પંચતત્ત્વો ઉકળે, દ્રવે, રડે.
ચીરાય પૃથ્વીઉર, ચીસ નાંખે
આવી જતાં ઝાકળ અશ્રુ આંખે
કંપી ઊઠે કૂટ-કઠોર કાયા ૩૫
ઘણેથી ઊઠે ઉર રૌદ્ર લાવા
નિઃસ્તબ્ધ નિશ્ચેતન શોકભારે
નિર્જીવ શાં સૌ જલ, ક્યાંક ક્યારે
વિલાપનો શબ્દ જરા ઉચારે
ઊડાં ઊંડાણે ઉર-અગ્નિ ધારે ૪૦
નિસ્તેજ ફિક્કા શશીસૂર્યતારા
અનુષ્ણ હીણી ગ્રહ, તેજજ્વાળા;
ઘડી ઘડી વાદળવસ્ત્ર ઢાંકી
છૂપું રડે અંતર આભમાંથી.
બેચેન વાયુ બની સાવ બ્હાવરો ૪૫
બેભાન થૈ ચક્કર ચક્ર વાતો;
નાખી નિસાસા ફરી ને ફરીને
'સૂ સૂ' રડે, દીન દુઃખી બનીને.
કૈં કેટલા કો કરુણાર્ત શબ્દો
દાબ્યા ધર્યા અંતરને ઉંડાણે, ૫૦
તથાપિ આજે નભ ખિન્ન ભાસે
તારા-ઉનાં-આંસુ ગળે નિરાશે
એ મૂક આક્રંદ જગે જગાવે
ઝણેણીઓ કૈં કરુણાર્દ્રભાવે;
નિસર્ગ ધૂલિમલિનાંગવસ્ત્રે ૫૫
ડૂબેલ શોકે, વિલપે ચ શોચે.
જામી જગે ઘોર નિશા નિરાશા
પંખી પડયાં મોહમહીં, ને આશા;
ઊગી ઉષા એમ અનંત, અંતે
ઊગ્યું ખરું જ્ઞાન વિહંગયંતે-૬૦
જો કાળ વિસ્મારક રુઝ ધારો
ઊંડા પડયા ના જખમો રુઝાશે.
જેણે રચ્યાં પ્રેમ-મમત્વ-માયા
જેથી બધાં આ સુતબંધુ જાયા;
જેણે દીધું તે લઇ લેય ત્યારે ૬૫
ત્યાં આપણો ના હક છે લગારે.
આપી, હસાવી, છીનવી જવામાં
હોશે કંઈ અર્થ ઝૂંટાવવામાં !
અગમ્ય એ હાથ, હરી જનારને
અસીમ એ શક્તિ, અબોધ્ય ઈશને, ૭૦
શરણ્ય, પ્રેમૌઘ, અનાથનાથને
હે કાળ, હે અંતક, હો નમસ્તે. ૭૨

'વ્યાસ પ્રભુદાસ' કાલિદાસ

## સ્વપ્નોને

(શિખરિણી)

તમે હૈયે આવો સ્વરૂપ નવલાં નિત્ય ધરીને,
પરીના દેશોની મનમહીં રૂડી વાત ભરીને;
કથા વૈચિત્ર્યોની દૂર દૂર તણા દેશની કથો,
સુંવાળા સ્પર્શેથી મુજ હૃદય આલ્હાદિત કરો!
તમે વ્હાલાં! આવો, ગગનતણી વાતો વદી જજો,
સુધાંશુ શાં શીળાં થઈ મુજ પરે યે વરસજો;
સુસૌંદર્યોકેરાં સ્વરૂપ સરખાં જન્મ ધરજો,
સુગંધી ફૂવારા સમ થઈ મને સૌ ભીંજવજો!
તમે સ્વપ્નો, આવો, મુજ હૃદયમાં અમૃત સીંચો,
તમે ધીમે આવો, મધુરવ કરી ગુંજન કરો;
તમે ઊર્મિરૂપે અવતરી મને પ્રેરિત કરો,
'रसो वै सः' રૂપે બની સભર મારું ઉર કરો!
તમે સ્વપ્નો! આવો બની પ્રિયતમા પ્યારી કવિતા;
ધીરેથી પંપાળો મુજ ઉર બનીને કલપના.

'હિમદૂત'

આંખે ...
તેં દૂર ...
સ્પર્ધાજ...
વા આમાં...
મે મોકલ્યુ...
કિંતુ પ્રશ્ન...
આક્ષેપયુક્ત...
ના દૂર ...
થાકેલ માનવ...
ભાનમાં...
થાક્યું હૃદ...
તારે નહિ...
પ્યારા પ્ર...
છે પ્યાર...
શું...

## પેટની વેઠ

ગુંજી રહ્યા શબ્દ અનેક વેળા
વાયુતણી લ્હેરમહિં ભળીને:
'ટાઈમ્સ, ક્રોનિકલ, ભૂમિ, વંદે.'
ને બ્હાર આવી જરી જોઉં ત્યાં તો
'લ્યો શેઠ,' 'હા ભાઈ જરા ઉભો રહે;
ઉતાવળો નિત્ય સવારમાં તું
દેશાન્તરોની ખબરો લઈને
પ્હોંચાડતો આમ ઘરે ઘરે ને
જનો સદા એ અખબાર વાંચી
આ વિશ્વ સાથે સંયોગ સાધે; ૧૦
છતાં સમાચાર કંઈ તું જાણે
છાપામહિં રોજ પ્રકાશ પામતા?'
'છે પેટની વેઠ પડી સદા ત્યાં
જીવંત સ્વપ્નોતણી ઘેલછા શું-
છે પેટની વેઠ હરેક વસ્તુ!
ને મૃત્યુસાટે દમી દેહ આખો
જંજાળ આ જીવનની તજી જવી.'
કે'તાં ફર્યો, જ્યાં પગલાં ઉપાડે
ઉભો રહે હાથ ધરી કહ્યું મેં:
'દેશાન્તરોની જનદેહકેરી
યાત્રાતણી, સુખદુઃખોતણી કે
લોહીભીના આ ઈતિહાસકેરી

## ખિન્નસખાને

મને જીવનમાં હવે રસ નથી...
નિરાશવચનો નહીં નવ...
સુચંચલ ન કાળમાં જશ...
તરંગ ગતિ યૌવને અગર...
હશે વિકટ વાટ તો જરી...
ડસન્ત સુકુમાર પાય, કયહીં...
સુગન્ધ વગરાં કો ફૂલ ત...

કાવ્યને

તંત્રીમહાશયોની
ે અનેક સાંખી.
ગણના ન તારી,
ાશ હશે જરાય.
સહુ માસિકોમાં
ૂળ થૈ વિરમ્યા.
નવ હું વદીશ
નિરખી રહીશ.
ચમ આવી સાંજે
શ્રમને ભુલીને.
ાાં કરને વિરામ
પડશે જરાય.
નિજ સર્જનોને,
ાાન મને સદાય.

જ. ભટ્ટ

**જગતદવ**

તપેલા બ્રહ્માણ્ડે, સતત ફરતા, અગ્નિ–ઝરતા
પ્રવાહી લાવાથી, બળું બળું થતા ગુંબજ પટે
વળ્યા ગોળા તેજોમય, શિત થતાં કાળ વહતાં
સહી કોટી વર્ષો પૃથિવિપડને થંડક વળે.
વળી રેલ્યું આગે પરિસ્થિતિ ગિરિ ભેખડ ઘસી
–સૃજી જંતુ સૃષ્ટિ–વિવિધ વરણું કાળ ઝરણું
ગીતંતું, ખેલંતું, અવનવિન લીલા પ્રકૃતિની
વિલોપી, આરોપી–સજીવ જગ ઉત્ક્રાન્તિ કરતું–
ઉઠયો ત્યાં તો ફેંકી પશુપણું બધું લંગૂરપદે
પ્રતાપી, મેધાવિ મનુ જ ઝગવી આત્મ–નિશિથો
વિદારી અંધારાં જડ–અજડ અજ્ઞાન તમનાં,
વદયો આગે આગે નિજ વિજય ડંકો ગજવતો
હવે તો ફંગોળું "મનુજ વદતો" સૃષ્ટિ પકડી
"મૂઠીમાં, વિજ્ઞાને મુજ કરી દીધા હાથ સબળા"
દીસે છે આજે તો રજ–તમની સર્વત્ર બઢતી,
ન જાણે કો કયાં જૈ જગતદવ આ ઘોર શમશે.

કાન્તિલાલ જોષી

ાલ ના,
શોભતાં;
શોભતાં
ડોલનો:
કાંકરા
આવતી
ભાવતી

**જયન્ત પાઠક**

ઉઘાડી જહબા જહીં તહીં હસી રહ્યાં ઝાંખરાં.
છતાં અડકવું અહીં પગથિયે જ પ્હેલે? નહીં,
ખુમારી ખુનની વિધિ બલવિરોધને ડારશે;
આજેય ઉરનાં સ્મિતે સહુ પરાજયો હારશે;
જરા બન ટટાર તો વિજય લે જ તારો લહી,
પરાજય જુવાનીને નથી કલંક હારે ભલે!
પરાજિત જુવાનીનું ચિરકલંક કિન્તુ ન લે.

ાી જરા એ ખખરોતું વાંચી લે.'
તો મળ્યો ઉત્તર, 'શેઠ જ્યારે
 મે વાંચું તો આ ઢગ વેચું કયારે?'
ો ગયો ના પરવા હતી ઉરે
પેટની - વેઠ ઉતારનારના
મ્હો સૂણ્યા આ પરિચીત કાનેઃ
ઈમ્સ, ક્રોનિકલ, ભૂમિ, વંદે.'
ાી વિચાર્યું જગમાં સદાયે ૩૦

દારિદ્રના સુર બધે સૂણાતા
ત્યાં મૃત્યુથી જીવન શું વધારે!
ડુબી જતું શૈશવ માનવીનું
દુઃખેભર્યાં યૌવનકાળ કેરાં
જરાતણા ઓઘમહિં ડુબી જતાં.

હરિયાકર

*સૂચિતઃ 'જો જોઉં' તો આ ઢગ ધોઉં' કયારે?

ઉમાશંકર જોષી—ગંગોત્રી

# રોતાં મુખડાં

( કવિશ્રી ઝવેરચંદ મેઘાણીનાં 'રાતાં ફૂલડાં' નામક ગીતકાવ્યનો આ ઉત્તરાર્ધ છે.

પૂર્વાર્ધ એમ છે કે:–એક કુવારી માતાએ લોકલાજથી અને કુટુંબની ધમકીથી ડરીને પોતાનાં તાજાં જન્મેલાં બાળને ડોક દાબીને મારી નાંખેલ. પછી તો વેળા વીતી ગઈ અને એ બાળા પરણી. એને છોરૂના કોડ જાગ્યા. એ હરિ મન્દિરે દર્શને ગઈ. બાળગોપાળને નીરખીને એની 'છાતીએ છલ છલ દૂધ' ઊભરાણાં. પણ બાળગોપાળે એને 'ભુંડી માવડી' કહીને સંબોધી. એણે 'તે દિ' મરડેલી ડોક અને 'મારી તે દિ'ની તરશ સંભાર્ય' કહીને એને ડાંભી. છેવટે એણે છેલ્લું તીર માર્યું:–"તારે ખોળલે અગન કેરી ઝાળ."

એ આરોપનો આમાં જવાબ છે અથવા તો કહો કે 'અપીલ' છે. અને બાળગોપાળે આપેલો નવો રદિયો છે. )

શ્યામસુન્દર કેરે મન્દિરે રે, રોતાં મુખડાં,
હાં રે બાઈનાં આંસુડે ધખતી વરાળ
—હરિની આગળ રોતાં મુખડાં.
રૂઠયા જગજનના શા ઓરતા રે ? રોતાં મુખડાં,
હાં રે મારા શીદ રૂઠયા જીગજીવન ?
—હરિની આગળ રોતાં મુખડાં.
અંધાં તે ભવભૂલ્યાં માનવી રે, રોતાં મુખડાં,
હાં રે તમે નવ દેખો દેવલોચન ?
—હરિની આગળ રોતાં મુખડાં.
મરડી'તી બાલુડાની ડોક જે દિ' રોતાં મુખડાં,
હાં રે તે દિ' વેઠયાં મેં લખલખ મો'ત
—હરિની આગળ રોતાં મુખડાં.
વાંક ગનો મારો એટલો રે, રોતાં મુખડાં,
હાં રે મેં તો ભોળે ભાવે કીધલી પ્રીત
—હરિની આગળ રોતાં મુખડાં.
જાણ્યું નો'તું કે વાવ્યાં ઊગશે રે, રોતાં મુખડાં,
જાણ્યું નો'તું ખટશે ખેડૂત મારો છેલ
—હરિની આગળ રોતાં મુખડાં.

આશાવંતીઓ બીજી પોરસે રે, રોતાં મુખડાં,
હાં રે મારી આશાનો મારે અફસોસ
—હરિની આગળ રોતાં મુખડાં.

ફરકયાં'તાં ફૂલ મારે ખોળલે રે, રોતાં મુખડાં,
હાં રે તે દિ' મરકયાં'તાં મારાંય મુખ
—હરિની આગળ રોતાં મુખડાં.

માવડી, પણ, લાવી સોમલ મૂલવી રે, રોતાં મુખડાં,
ગળે મારે જમ જેવા બાપના હાથ
—હરિની આગળ રોતાં મુખડાં.

ભમ્મરિયો ભાભી ભળાવતીરે, રોતાં મુખડાં,
વીરે મારે દીધેલ ટાંડીને તેલ
—હરિની આગળ રોતા મુખડાં,

કુન્તી જેવી જો હોત કુંવરી રે, રોતા મુખડાં,
હાં રે તો તો કે'ત વંરદાનોની વાત
—હરિની આગળ રોતાં મુખડાં.

હોત વળી જો શકુન્તલા રે, રોતાં મુખડાં,
હાં રે માતા મેનકા આવત મારી વા'ર
—હરિની આગળ રોતાં મુખડાં.

એવાં યે નો'તાં પુન્ય પોં'ચતાં રે, રોતાં મુખડાં
કોઈ મને ન મળ્યો મહન્ત મૂળદાસ
—હરિની આગળ રોતા મુખડાં.

હું રે પારેવડી રાંડડી રે, રોતાં મુખડાં,
હાં રે માથે બાજ હતો કે સમાજ
—હરિની આગળ રોતાં મુખડાં,

ભલેને ગોઝારી ભાખે માણસાં રે રોતાં મુખડાં,
હાં રે મેંથી તારાં મેણાંનો સેવા'ય
—હરિની આગળ રોતાં મુખડાં.

પરાણે કીધેલ મારાં પાપનાં રે, રોતાં મુખડાં
હાં રે મેં તો પલપલ ચૂકવિયાં પ્રાચીત
—હરિની આગળ રોતાં મુખડાં

કાલિન્દી ટળીને ગોકુળગંગા છલી, રોતાં મુખડાં
હૈયાધારે રમતો તું કમલનયન!
—હરિની આગળ રોતાં મુખડાં.
શાપની શાતા હવે વાળ હરિ, રોતાં મુખડાં
શેનો નૈં તો પતિત પાવન તું ઘનશ્યામ!
—હરિની આગળ રોતાં મુખડાં.
મલકયા મુકુન્દના અધર પલ્લવ, રોતાં મુખડાં,
હાંરે બોલ્યા શ્રીમુખે મધુરાં વચન—
—હરિની આગળ રોતાં મુખડાં.
'ભૂલ્યો રે બળિયલ ઝળિયલ માવડી રે', રોતાં મુખડાં,
'હાંરે બોલ્યા કવિએ કચરેલી મારી જીભ'
—હરિની આગળ રોતાં મુખડાં

આચાર્ય જયન્ત

## પાથેય

: શાલિની–મંદાક્રાન્તા :

કાંટા તીણા માર્ગ મધ્યે પડેલા
જાતાં મારે લક્ષ્યદેશે નડેલા
ઝાંખાં ઝાંખાં સ્મરણ અધૂરાં માત્ર એનાં રહ્યાં છે;
એને આજે રજની દિવસો કેટલાયે વહ્યા છે!
આવી બીજું લક્ષ્ય સામે ઊભું છે
લુભાવંતું ખેંચી પાસે રહ્યું છે!
રસ્તો સીધો સુજન ભરિયો, કંટકોથી વિહીન
સામે છે! ને વિજય તણી યે આત્મ મારે યકીન!
કિન્તુ આજે ચાલવા પાય મારા
પાડે છે ના! ચેતનાના ફુવારા
ઝંખે મારું હૃદય–બસ પાથેય મારું અમૂલ
દેઈ દે તું સ્મિત યદિ, સખિ!, થાય સૌ સાનુકૂલ!

જશભાઈ કા. પટેલ

# વસંતની એક સન્ધ્યાએ

: મિશ્ર :

જ્યાં ટ્રેન થંભાવી ગતી ધીમે ધીમે, ઉભી રહી સ્ટેશનમાં થઇ ત્યાં
સંધ્યા, થયું આહિંથી હું અને સખી, રજે ભરી આ પગવાટ ગામની
વટાવતાં એક બીજાની હૂફમાં, ચાલ્યા જઇએ કંઈ ખાસ ભાર તો
ઉપાડવો એમ પડેય ન્હોતો. એથી કહ્યું મેં 'સખી આજ આપણે
સંધ્યા તણાં સોનલ કીનખાબમાં, વીંટાઇને પંથ વટાવીએ ધીરે'
એણે- કહી ના પહેલાં પછી જ્યાં, બે ચાર જ્યાં વિનિત શબ્દ સાંભળ્યા
સન્મત થૈ એ, મનમાં થયું હશે, એને અહિં ક્યાંથી કવેળ લાવવું
સુદૂરથી વાહન ગાડું જોતરી ?

વૈશાખનો મંદ સમીર વાઇને, ઉડાડતો'તો લટને સખીની
રંગાયલી સુંદર કંકુરંગની, ચૂમી જતો'તો પગપાની ધન્ય થૈ,
હતી હતી ધન્ય વસુંધરાય તે, થડકાર જ્યાં એ પગપાનીના થતાં
હૈયે મૃદુ ચેતન સ્પર્શ પામતી.

ઘસાઇને એક બીજાની ઓથમાં, સંગાથી બે મારુ મૂકતના અમે
ચાલ્યા વનશ્રીતણી વાટ કાપતાં, શુકલાષ્ટમી તીથવરેલ ચંદ્રમા,
ઉજાળતો'તો પથને રચીને, વનશ્રીમાં કિરણ ઝાળી શોભા,
નવોદયે પૂરણ રાજતો'તો, અને વળી કિરણ કોક એના
સખીતણાં કંકણપે પડીને, જગાવતાતા દ્યૂતિબિંબ આનને,
લલાટપે, મુખપરે સખીના, લાવણ્યની સુંદર રંગરેખા.
વાગી ઊઠ્યા આરસી કંકણો ત્યાં, અચાનક પુષ્પિત કુંજવાયુએ
સુદૂરથી આવી ઉડાડી દીધો, પરિમલ મોઘમ રાતરાણીનો.
ને ઉઠતો'તો મૃદુ મર્મધ્વનિ, પદે પદે શુષ્ક ખરેલ પર્ણ જે
ચાંપી અમે મારગ સુરભી ભર્યો, કાપી રહ્યા'તા, હર્ષોન્મત ત્યાં
થૈને સખીએ લીધ ભાંગી ડાળી, ફુલેભરી સુંદર કેસુડાની.
ને હાથમાં ફેરવી જોઇ રૈએ, ત્યાં મેંજ એના ફુલ બે લઇને
અંબોડલે ગૂંથી લીધા સખીના. ને પ્રેયસી પ્રેમભીની બનીને
મૃદુ મૃદુ હાસ્ય હસી રહી, હુંયે હસી રહ્યો, ને હસતાં અમે
કદંબના વૃક્ષ નીચે ઉભા રહ્યાં, ત્યાં પંખી કો ડાળ
ફફડાવીને પાંખ, અને સખી શીરે, ઢોળી ગયું અંજલિ અ

સખી ત્યાં ચમકી અને મને, બાઝી પડી હાથ પરોવીને જ્યાં
થયાં અમે આગળ પંથ કાપતાં, જોયું દૂરે ગામ પુટેલ ફાનસે
પ્રગટેલ જ્યોતિ સમ મ્લાન અસ્ફૂટ.
મને થયું આટલીવારમાં કાં, વનશ્રીનો મારગ આ પૂરો થયો!
સુદીર્ઘ પથરાયલ હોત તો હજુ ? અને થયું આમ જ હું અને સખી
ફુલેભરી શોભિત નીલરંગીન, ફર્યા કરીએ પથ તો ફરી ફરી!
નેપથ્યમાં જીવનમાં છૂપાયલી, સંધ્યા તણી એ સ્મૃતિ વાર વા
જાગી ઉઠે ને ઉરમાં મને થતું, આ જીવને મેળવું ના કંઈ એ
ભલે પરંતુ ટકી માત્ર જો રહે, સ્મૃતિ અખંડ એ,
વસંતી સંધ્યા તણી જે દિને સખી,
પામી શક્યો નૂતન રૂપમાં તને.*

**સુરેશ ગાંધી**

*પ્રગટ થનારા કાવ્યસંગ્રહ 'વરદાન' માંથી.

# કોણ

ઉશનસ્

ફાગણ વદની પાછલી રાતે
દૂર સુદૂર અનંતને ઘાટે
કોણ રડે રે આજ એકાંતે
તારાપથના લોચન પ્રાન્તે ?
આજ બજાવી કોણ અભાગિન
સમીરનું બીન છેક જ પ્રાચીન,
અંધારકેશ છૂટા નભપ્રાંગણ
ઝીલી રહે મૂક પૃથ્વીનું આગણ,
વિરહી કોણ સહી ગૂઢ વેદન
રોદન આદરી વીતવે ફાગણ ?

અંગુલિ મંદ, વિલાપિની રાગિન
મુખરપ્રાન્ત કરે દિક કાલીન ?
કોણ વળી અહીં પૃથ્વીપટે પણ
આદરી આવાં કારમાં ક્રંદન
બેઠું એકાકી જન ? ફાગણ
પુલ્લભર્યાં ભરપૂર વનેવન,
દક્ષિણાપથના વાય સમીરણ,
કોણ રડે ઉર એકલ આ ક્ષણ
આજ એકાંતે
ફાગણ વદની પાછલી રાતે ?

ઉશનસ્

# એ હતી સુંદરી

( ઝૂલણા)

એ હતી સુંદરી, શું કહું, શબ્દ ના!
જે હતી, એક એ હૃદય જાણે,
આજ એ અહીં નથી, જગત આખાંયમાં
કંઇ નથી, કંઇ નથી, છે છતાં યે.
એકતા સાધતી, ઐક્યમાં મ્હાલતી, ૫
એકરંગી બની એકતાને,
પ્રાણ ને પ્રણય સાથે લઇ પરવરી,
કાયનું ખોખું આ ના વિરામે.
આથમ્યો અવ રવિ, આતમાની કળી
ઊઘડીને હવે ફોરશે શે ? ૧૦
ન્યૂનતા ભર્યા જગત અંધારમાં
પ્રણયની ચમક એ જાગશે શેં ?
એવી એ સુંદરી! જગત દેતી ભરી,
નવનવે રુપ પ્રત્યક્ષ થાતી,
મીઠડી, કોમળી, રસભરી સ્મૃતિધરી ૧૫
આવી આ જિંદગાની જીવાતી.

**પ્રભુદાસ કાલીદાસ વ્યાસ**

# પથ્થરની વેદના

: મિશ્રો :

દટાયલો હું કંઈ વર્ષ કાળથી,
કરાળ કો પર્વત હારમાળે,
ધારી કંઈ વર્ણ અભેદ્ય શિરે,
કો જંગલે એકલ હું પડી રહ્યો. ૪
કિંતુ ચહે ! દિલ જવા હવે તો.
અણી ભર્યા ટાંકણુથી ઘડાવા;
પાષાણુના જે રૂપને કરી દે,
કલા ભરી સુંદર રમ્ય મૂર્તિ. ૮

**વાસુદેવ રા. જાની**

# વિરહીની વ્યથા કે શશિને સંબોધન

"મંદાક્રાંતા"

રાત્રિ વેળા વન વિચરતો કોઇ વામા વિયોગી
રામા રામા રટણ કરતો ને વપુ છે નિરોગી.
જોયો તેણે નજર નમણો ઇન્દુ આહ્લાદકારી.
ત્યાં તો આવી નવપરિણીતા અંતરે યાદ પ્યારી. ૧.

ક્યાં છું પ્રિયે ! કહી પડી ગયો ભૂપરે ભાન ભૂલી.
કો જાણે એ પ્રિયજન તણી પ્રીતડી જે અમૂલી.
ઉઠ્યો એ તો ઘડીભર પછી શુદ્ધિમાં આવી જ્યારે.
સ્યામા કેરા વિરહની વ્યથા ચંદ્રને કે'ય ત્યારે. ૨.

સ્નેહી ભાવે શ્રવણ કરજે વ્હાલીની વાત મારી.
સ્થાને સ્થાને ભ્રમણ કરતો જાણતી હૈશ સારી.
જોવા એનું મૃદુલ મુખડું નેત્ર આતુર મારાં
ને ગોષ્ઠીનાં સુખદ સ્મરણો સાંભરે આજ સારા. ૩.

છે ધાટીલાં ઘટ વળી ઘણાં સ્નિગ્ધ આનંદકારી
એવાં એનાં કુચ યુગલને પાલવે ઢાંકનારી .
જોતાં તારૂ મન હરી જશે હું સખા હર્ષઘેલી
રૂપેરંગે રતિસમ રૂડી યાદ આવે નવેલી. ૪.

આહા ! એના રતિરત થઈ પક્વ બિંબોષ્ઠ ચૂસું
કેલિ કરતાં શ્રમિત થૈને ભાલ પ્રસ્વેદ લૂછું.
ઢોળે કાન્તા કરકમલથી વાયુ લહરી શીતાળી.
શી શોભંતી મુદમન કરે કોમળાંગી રૂપાળી. ૫.

ધારે સાડી ધવલ શરીરે તેજના પુંજ જેવી.
ભાલે કરતી કુંકુમ ટીલી પૂર્ણિમા ચંદ્ર જેવી.
ધીમી ચાલે પિવર સ્તનથી થાકી જાતી અતિશું.
એવી વ્હાલી અહર્નિશ મને યાદ આવે શિતાંશુ. ૬.

સર્વાંગે એ શયન વખતે ચોળતી ગંધ ચારુ.
કામેચ્છાએ કરકમલથી ભીંસતી અંગ મારૂં.
ક્રીડા માંહી પ્રણય રસમાં જાગતી રાત સારી.
એ કામાંક્ષી પ્રિયજન સખી કેમ ભૂલાય મારી. ૭.

વિંખાએલી અલકલટને ઓળતી એય જ્યારે.
ચેંપે સેંથી સિંદૂર ભરતી ચોરતી ચિત્ત ત્યારે.
અંજન આંજે અતિ હરખથી આંખમાં સ્યામરંગી.
રંભા જેવી શયન સદને ઓપતી એ કૃષાંગી. ૮.

મેંદી મૂકી દ્રય કરતણી રક્તરંગી હથેલી.
ડોલે જાણે કુસુદવનની ફાલીફૂલી શી વેલી.
નાચંતી શી વિષય સુરમાં કોમળાંગી મૃણાલી.
એકાંતે ઘડી ન વિસરે પ્રાણપ્રેમી મરાલી. ૯.

...છાં હાસ્યે મદન શરને મારતી નેત્ર તાણી.
...કારી જખમ સહતાં ...દગી ધન્ય જાણી.
...ગ વ... સુહાવનારી.
...યારી મારી. ૧૦.

મહીપત જોશી

...ગયું છે,
...ગયું છે.
...યું છે:
...યું છે.

# વિરહીની વ્યથા કે શશિને સંબોધન

"મંદાક્રાંતા"

રાત્રિ વેળા વન વિચરતો કોઇ વામા વિયોગી
રામા રામા રટણ કરતો ને વપુ છે નિરોગી.
જોયો તેણે નજર નમણો ઇન્દુ આહ્લાદકારી.
ત્યાં તો આવી નવપરિણીતા અંતરે યાદ પ્યારી. ૧.

ક્યાં છું પ્રિયે ? કહી પડી ગયો ભૂપરે ભાન ભૂલી.
કો જાણે એ પ્રિયજન તણી પ્રીતડી જે અમૂલી.
ઉઠયો એ તો ઘડીભર પછી શુદ્ધિમાં આવી જ્યારે.
શ્યામા કેરા વિરહની વ્યથા ચન્દ્રને કે'ય ત્યારે. ૨.

સ્નેહી ભાવે શ્રવણ કરજે વ્હાલીની વાત મારી.
સ્થાને સ્થાને ભ્રમણ કરતો જાણતી હૈશ સારી.
જોવા એનું મૃદુલ મુખડું નેત્ર આતુર મારાં
ને ગોષ્ઠીનાં સુખદ સ્મરણો સાંભરે આજ સારાં. ૩.

છે ધારીલાં ઘટ વળી ઘણાં સ્નિગ્ધ આનંદકારી
એવાં એનાં કુચ યુગલને પાલવે ઢાંકનારી
જોતાં તારૂં મન હરી જશે હે સખા હર્ષઘેલી
રૂપેરંગે રતિસમ રૂડી યાદ આવે નવેલી. ૪.

આહા! એના રતિરત થઈ પકવ બિંબોષ્ઠ ચૂસું
કેલિ કરતાં શ્રમિત થૈને ભાલ પ્રસ્વેદ લૂછું.
ઢાળે કાન્તા કરકમલથી વાયુ લહરી શીતાળી.
શી શોભંતી મુદમન કરે કોમળાંગી રૂપાળી. ૫.

ધારે સાડી ધવલ શરીરે તેજના પુંજ જેવી.
ભાલે કરતી કુંકુમ ટીલી પૂર્ણિમા ચંદ્ર જેવી.
ધીમી ચાલે પિવર સ્તનથી થાકી જાતી અતિશું.
એવી વ્હાલી અહર્નિશ મને યાદ આવે શિતાંશુ. ૬.

સર્વાંગે એ શયન વખતે ચોળતી ગંધ ચારુ.
કામેચ્છાએ કરકમલથી ભીંસતી અંગ મારૂં.
ક્રીડા માંહી પ્રણય રસમાં જાગતી રાત સારી.
એ કામાક્ષી પ્રિયજન સખી કેમ ભૂલાય મારી. ૭.

વિંખાએલી અલકલટને ઓળતી એય જ્યારે.
ચોંપે સેંથી સિંદૂર ભરતી ચોરતી ચિત્ત ત્યારે.
અંજન આંજે અતિ હરખથી આંખમાં શ્યામરંગી.
રંભા જેવી શયન સદને ઓપતી એ કૃષાંગી. ૮.

મેંદી મૂકી દ્વય કરતણી રક્તરંગી હથેલી.
ડોલે જાણે કુમુદવનની, ફાલીફૂલી શી વેલી.
નાચંતી શી વિષય સુરમાં કોમળાંગી મૃણાલી.
હા એકાંતે ઘડી ન વિસરે પ્રાણપ્રેમી મરાલી. ૯.

આછાં હાસ્યે મદન શરને મારતી નેત્ર તાણી.
એનાં કારી જખમ સહતાં જીંદગી ધન્ય જાણી.
લજ્જાઇને સુભગ વનિતા સેજ સુહાવનારી.
આ સંસારે પલપલ મને સાંભરે પ્યારી મારી. ૧૦.

ક્રમશ :

મહીપત જોશી

# ઝંખના

આવીને આંગણે હ્યાં ઘડિભર ઝબકી કોક ચાલી ગયું છે,
તીખારો એક મૂકી નિશદિન જલતો દાહ ડામી ગયું છે.
આસ્માને તારલાને વ્યથિત હૃદયથી પૂછવાનું રહ્યું છેઃ
હૈયાના મર્મસ્થાને વિવશ ઢળી પડી ઝંખવાનું રહ્યું છે.

ભાનુ લ. શુક્લ

# કબર પાસેનું તરુ

(પૃથ્વી)

ખૂણે સુદૂર અન્યથી–જગ થકી સર્યો તે તણા
લઘુ સ્મરણ ચિન્હ શી, જહીં જતાં નહિ કો' દિને
ભીનાં નયન મિત્રનાં, સ્મરણમાં બન્યા મિત્રના–
સૂતી નીરવતા સહે કબર ધોરવાડે* હતી.
કદી કુસુમ કોઈએ કબરપે મૂકી આત્મને ૫
સૂતેલ નિજ મિત્રના પરમ શાંતિ બક્ષાવવા,
ઉઠાવી કર બેઉ ના કરી તહીં દિલી પ્રાર્થના.
નહીં નજીકમાં ભલે અવર કબ્ર કો' ત્યાં હતી,
હતું નયન ઠારતુ સમીપમાં તરુ ત્યાં ઊભું.

(શાલિની)

ગુલિસ્તાને પુષ્પના એક હોય, ૧૦
કબ્રસ્તાને કબ્ર શું હોય એક ?
કો' સેના શી શિસ્ત ના કબ્રસૈન્યે
પાળી'તી ત્યાં ઊભવા હારબંધ.
પોતા કેરી ઉન્નતિ કાજ નિત્યે
કષ્ટો દેઈ દેહ પાસે સદાયે ૧૫
સ્વીકારાવી શિસ્તને જિંદગીમાં
આત્માએ ને માટીની સાથ માટી
થાવા આહીં દેહને છોડી જાવા
ચૂક્યો ના જે પોઢવું હારબંધ
શાને એવી દેહ આજે સ્વીકારે
ગુલામી જે આત્મએ તો પળાવી ? ૨૦

(ઉપજાતિ)

વનસ્પતિયે વિસરી હતી ના
પ્રશાંત એ સ્થાન વિશે નિવાસ
કરવા અને ના શીત છાંય એની
કબ્રો ચૂકેલી કદી પામવાને ૨૫

ઊભેલ વૃક્ષો કબરો સમીપે
અનેક, કિન્તુ નવ એક પેલી
ખૂણે સૂતી કબ્ર નજીક ઊભા
તરુ સહે સ્કંધ શકે મિલાવી.

(પૃથ્વી)

કદિ અનિલ દોડતો ત્વરિત વીંઝતો કોરડા, ૩૦
સૂકી કુસુમ–પાંખડી કબરપે હજુ જે પડી
ઉડાડી મૂકતો–સૂતેલ જ્યમ કાળકૂટે ઊડયો–
ધ્રૂજાવી મૂકતો તરુ હલવી ડાળીઓ, પર્ણને.
પડે સખત તાપ ને તન વસુંધરાનું ધખે,
રહે વરસી આભથી અગન સર્વ આ સ્થાનમાં ૩૫

સહી જીવન-તાપને, જીવનમાં ચડયા થાકને
ઉતારી, અહીં પામવા કબર-ગોદમાં શાંતિ, જે
સૂતા કબર એમની બનતી તાપમાં ભઠ્ઠી શી;
રચે શીતળ છાંય આ કબરપે તરુ તે સમે.
ઊંચા ગગન-અંકમાંથી જળધાર જ્યારે પડે,　　૪૦
તરુ કબરદેહ પે સતત ખેરવી અશ્રુઓ
રહે કરી વિલાપ ને કબરને બધી ભીંજવે.
અને સકળ પાન પાનખરમાં નીચે ખેરવી
દઈ, કબર પર્ણના ઢગ વિશે હતું ઢાંકતું,
ઢબૂરી જનની રહે જયમ સ્વ પાલવે બાળને.　　૪૫
કુટુંબી જનની ઘણી કબર પાસ પાસે હતી
અનેક સ્થળમાં તહીં. સ્વજન કોઇને ના ગમ્યો
વિચાર અહીં પોઢવા બની પડોશી આ કબ્રનો
ઊભેલ વરસો થયાં નિકટ જે તણી વૃક્ષ આ.
ભૂખ્યા ઉદરને હશે કદીક ભૂખ પોતે સહી　　૫૦
દીધી અરધ રોટલી, નિજની ભૂલી કોંદી તૃષા,
તૃષા અવરની વળી શીત જળે છિપાવી હશે.
કદી પીડિતને હશે હૃદયથી દિલાસો દીધો,
ઢબૂરણુ- હશે, દીધાં સખત ઠંડીમાં કોકને.
દીધો શ્રમિત દેહને કદી હશે વિસામો મીઠો,　　૫૫
હશે પથિક-પંથમાં નિજ કરે તરુ રોપીને
ઊંડી ઊંડી અનેકનાં હૃદયની લીધી આશિષો.
ભીનાં નયન અન્યનાં નીરખી અશ્રુ સાર્યાં હશે,
સહ્યાં જીવનમાં હશે અવર કાજે દુઃખો સદા.
કુકર્મી ! અહીંયાં ફળ્યું નહિ સુકર્મ એકાદ જો,
કહે અવર બીજ શાં તરુ બની ઝૂકયાં કબ્ર પે ?*

"કિસ્મત"

*લેખકના અપ્રગટ સંગ્રહ "નેવનાં નીર"માંથી

## ગ્રાહકો અને લેખકોને

(૧) ગ્રાહકો કે લેખકો પત્રવહેવાર કરે ત્યારે મહેરબાની કરીને દરેક પત્ર પર પોતાનું પૂરું શિરનામું લખે.

(૨) કવિઓ તેમજ લેખ મોકલનાર લેખકોને વિનતિ કરવામાં આવે કે તેમણે તેમની સાથે નકલો રાખીને જ કૃતિઓ મોકલવી. જો ન સ્વીકારાયેલી કૃતિ પાછી મંગાવવી હોય તો સાથે સ્ટેમ્પસ મોકલવા. દરેક કૃતિ પર પાનને મથાળે પોતાનું પૂરું શિરનામું જણાવવું.

(૩) જે ગ્રાહકો થોડા જ સમય (એકાદ બે માસ માટે) બહારગામ જવાને કારણે 'કવિતા' તે શિરનામે મંગાવે તેમને વિનતિ કરવાની કે તે અંક તેમને તેમના નવા વસવાટના શિરનામે મળે એટલા માટે મૂળ સ્થળની સ્થાનિક ટપાલ–ઓફીસને જ ખબર આપે. જો ફેરફાર કાયમને માટે હોય તો કવિતા કાર્યાલયને જણાવવું. આથી અમારે કામ ઘણું ઓછું થઇ શકે.

(૪) ગ્રાહકો મનીઓર્ડર મોકલે તો મનીઓર્ડરની નીચે પોતે જે લખાણ લખે ત્યાં પોતાનું શિરનામું લખવાનું ન ચૂકે.

(૫) જો 'કવિતા' કોઇ પણ ગ્રાહકને ૧૧મી તારીખે અથવા ૧૨મી તારીખે ન મળે તો તેમણે તે અંગેની ફરિયાદ કવિતા કાર્યાલયને તરત જ પહોંચાડવી.



—ગૂંથણી—

# ક • વિ • તા

તંત્રીઓ :

ઇન્દુલાલ ગાંધી : રતુભાઇ દેસાઈ : કોલક

વર્ષ : ૨ : અંક : ૧૨ જુલાઇ : ૧૯૪૩ અંક : ૨૪

## મૃત્યુ-મંગલ

કોલક

•

### (માંજુ-સ્મૃતિ) ખંડ. ૧.

મારાં લગ્ન થયાં ત્યારે એ સાતઆઠ વર્ષનો. તે વખતની એની માંજરી આંખો–રમતિયાળ સ્વભાવ મને યાદ છે. છેલ્લા દસ અગિયાર વર્ષના સંબંધે એણે માયાનો તાંતણો ગાઢ કર્યો. એ જીવનની વસંતમાં આવ્યો. વૃદ્ધ માતાપિતાની હાથલાકડી થયો.

એના માતાપિતાની કથા કરૂણાની અવધિ છે. બે પુત્રીઓ લગ્ન પછી સત્તર અઢારની વયે અવસાન પામી. મોટો પુત્ર વીસ વર્ષની વયે લગ્નના પંદર દિવસ આગળ જ મરણ પામ્યો. એક પુત્રી લગ્ન પછી તરત જ બાળવિધવા બની. છતાં યે મૃત્યુએ દયા કરી હોય તેમ એક પુત્ર અને પાંચ બ્હેનો રહેવા દીધી. એ પુત્રનું નામ માંજુ. એ માંજુની જ આ મૃત્યુકથા.

એ અઢાર વર્ષનો થયો. લગ્ન કર્યાં અને બીજે વર્ષે પુત્રીનો પિતા થયો. દીકરીનું નામ એણે દેવી પાડ્યું. જવાબદારીઓ માથે લીધી અને કમાણી કરવા માંડી.

ત્યાં એપેન્ડીક્ષનો વ્યાધિ થયો. મુંબઈમાં ઓપરેશન કરાવ્યું. ઓપરેશન બાદ ત્રીજે જ દિવસે સાંજે એનો જીવનદીપક બૂઝાયો. એ મારો સાળો–મારો નિકટનો સુખદુખનો સાથી, હંમેશને માટે આ દુનિયા છોડી ગયો. એની આ શોક પ્રશસ્તિ.—કોલક

---

અહીં જે જે પંક્તિઓ લખાઈ છે તે જ મૂકાઈ છે. હજી એમાંના કેટલાક મણકા બાકી છે. તે બીજા કોઈ અંકમાં આપવામાં આવશે.

(૧)

તે રાતે ના તરુવર તણાં પાંદડાં લેશ હાલ્યાં,
કુંજોમાહે પવન વિરમ્યો શોક નિમજ્જનાર્ત્ત:
ના પંખીના કલરવ થયા પૃથ્વીએ મૌન ધાર્યું,
શ્યામાંધારે ધરતી ઢળતી શોક છાયા નિબીડે !

મૌને ફરી સાન પૂછે બધાયે
અન્યોન્યને, 'શું જગમા બન્યું આ ?'
શા કારણે શાંતિ ધરી બધાએ–
આપે ત્યહીં ઉત્તર કોણ સર્વને ?

નદી તણાં નીર વહંત થોભ્યાં
સમી ગયાં ફેનિલ હાસ્ય તેમનાં:
બીડા તણાં કે તરણાં તરંગી
નમી ગયાં અન્તર અશ્રુથી ભરી.

કેમ પૃથ્વી ધરે શોક ? કેમ ગામ સૂનું થયું ?
કેમ શાતિ પ્રવર્તી એ ? કેમ મૂક થયો પ્રભુ ?

કે વૃદ્ધ નારી યુવતી તણી દગે
ઝગી રહ્યા'તાં કઈ અશ્રુ બિન્દુઓ !
હૈયા તણા ત્યાં ધબકાર નહોતા,
ન રાતની વાત પ્રશાતિમાં હતી.

સૂતાં હતાં તે સહુ ગામ લોકને
જગાડીને મૂક કર્યાં ઘડીમાં.
આકાશમાં તારક તેજ ઊડયાં
બની ગયા અશ્રુ વિભાવરીનાં !

કરાલ કાળે જગને જગાડી
આઘાતથી મૌન દીધું ઘડીમાં

ખરી પડયાં વ્યોમ કપોલથી ને
પડી રહ્યાં મેદિની પાલવે આ.

શું થયું કારમું એવું ? વિશ્વ શોકનિમજ્જન :
કોણ એવું ગયું લાંથી કેમ આ મૂક ક્રંદન ?

(૨)

કૃષ્ણપક્ષાષ્ટમી કેરો ચંદ્રચારુ નભાંકમાં
ઊગ્યો'તો અશ્વિની ઘાટે રમ્ય અર્ધ વળાંકમાં.

જેનો પ્રાણ પ્રફુલ્લ પ્રેમલ હતો તેનો પડયો દેહ આ–
જેને અતર ચદ્ર તારકગણો, અંધાર ત્યાં વિસ્તર્યો:
કે વ્હાલાં દિલથી વિયોગ લઈને સૂતો શબે આખરે,
ત્યાં શી રાત્રિ લસે સુશોભિત કદી ? શોકાભ્ર છાયાં બધે.

(૩)

તેં જીંદગીની હજી અર્ધવાટ
પૂરી કરી ના ત્યહીં મૃત્યુ પામ્યો!
શા શોક ને કંટક કષ્ટ કેરાં
આ જીંદગીના પથમાં જડેલા
જોયા ન તેં, ના સમજી શકયો યે!

વાતા હતા મન્દ સમીર રમ્ય
તારી અરે જીંદગીની વસતે.
તેં કલ્પના કૈં કરી ઝંખ્યું જીવને.
ને સૌ સમીપે પળમાં પધાર્યું.
હજી અરે તે સુખ સ્વપ્ન તારું,
ઝાંખું દિસે જીવન અન્તરિક્ષે
ત્યાં મૃત્યુનું મંગલમૌન ધાર્યું તેં.

સાંજે સવારે નિત વ્હાલથી તું,
રમાડતો તું તુંજ બાળકીને.
એણે તને ના હજી પૂર્ણ ઓળખ્યો,
ત્યાં તેં રિઝાવી કંઈ ખેલ ખેલવી
મૃત્યુપંથે આ અણચિંત ચાલ્યો!

કોને હતી જાણ કદાપિ મૃત્યુ યે
આવી તને આમ જશે ઉપાડી?
જે પાંચ બ્હેની મહીં એક ભાઈ—
તેને શકે મૃત્યુ કદી ઉઠાવી?
તો યે પડી ના કદિ મૃત્યુને કશી
તને ઉપાડયો નિજ સાથમાં, તજી
રડાવીને સૌ સ્વજનો તહારાં!

કો બોલતું: એક જ પુત્ર તે યે
પામ્યો અરે મૃત્યુ અકાળ આજ!
કો બોલતું શું નિરમ્યું પ્રભુએ
આ જીંદગીમાં રડવા સદાનું?
કો બોલતું કોડમહીં રહી ગઈ
પત્ની અને પુત્રિ અગાધ શોકે:
કો બોલતું તે કદિ શોકને શું
ઓછો કરી લેશ શકે ઘડીક?
છે મૃત્યુ એ જીવન અંત નિત્ય—
તો યે કદી અંત અનંતને હશે?
કો પંથ અર્ધો કદિ તૂટતો હતો—
શું તાંતણો જીવનનો અકાળે
તૂટી જતો કેર કરી કુટુંબે?

જે માની ના શકું કો દિ' થયું તે સમીસાંજના;
સૂર્યાસ્ત પશ્ચિમે ત્યાં ને સૂર્યાસ્ત જીંદગી મહીં!

જે માતતાતે નિજ જીંદગીમાં
વેઠયાં અરે કષ્ટ અપાર નિત્ય:
મૃત્યુ તણા ખપ્પરમાં ય દીધો
પળે પળે ભોગ મહાન ને પછી

કોડે ઉછેર્યો નિજ એક બાળ,
ભૂલી જવા એ ભૂતના વિયોગ—!
આનંદમાં ઉછરીને ઉમંગે
ઊભો રહ્યો જીવનની વસંતે;
સંસારની મંજરી મ્હેકમાંહે,
ત્યાં તો અરે એ અવસાન પામ્યો!

કેમ આજે પિતામાતા છાનાં પળ રહી શકે?
પત્થરે ફાટતો ત્યાં શું હૈયાં શોક ભૂલી શકે?

( ૪ )

મને ન કદિ ખ્યાલ કે મરણુ આમ આવું થશે,
મને ન પળ ભ્રાંતિ યે નયન આમ તું મીંચશે !
નમી મધુર સાધ્યની લલિત રમ્ય રંગાવલી
નમી ય તુજ ચેતના પળ મહીં મહા સ્પન્દને !

વધી ધબક તાહરી નયન તેજ ઊડી ગયાં—
ફરી ફરી તને પ્રિયે કઈક બોલવાને કહ્યું—
ન મૌન તુજ તૂટિયું નયન માત્ર બોલી રહ્યાં
નમ્યો સૂરજ પશ્ચિમે-જીવન આથમ્યુ તાહરું:
હતો તું સહુ સ્નેહીનો મધુર દીપ આશા તણો
બુઝાઈ પળમાં ગયો તિમિર ઘોર ફેલાવીને !

સમીપ તુજ હું રહ્યો ત્રણુ અખંડ દિંશતના—
કહી મહીં મહીં અરે કઈક વાત સારા થવા—
સુભવ્ય અધુરાં બધાં જીવન સ્વપ્ન સાફલ્યની !
ન સૌ મધુર સ્વપ્ન એ જીવનનાં થયાં કૈં પૂરાં,
રહ્યા જ અધૂરાં બધાં-જીવનસ્વપ્ન ઊડી જતાં.

ઘડીક મહીં તું હતો નહી હતો થયો આંખથી—
તને નિરખતો છતાં નહિ જ તું વસ્યો તે મહીં:
પ્રશાંત પ્રિય મૃત્યુએ નિજ બનાવિયો તુજને:
તજી જીવનની બધી મધુર મોહમાયા ક્ષણે:

રડયા-સ્વજન સૌ અમે-રૂદન વ્યોમને વીંધતું—
હતે કદિ ય મૂર્તિમત પ્રિય મૃત્યુ તો તે ત્યહીં
તને જીવંતદાન દઈને ફરી આપતે—
બધા સ્વજનના અરે હૃદયશા તને એકને !

રહ્યા રજની ઘોર તુ નયન સંમુખે નિર્જીવે:
તને નિરખતો ફરી ફરી છતાં ન તૃપ્તિ વળી—.
રહ્યાં નયન માત્ર આ શબ અચેત નિહાળવા—
સ્મરી જીવન ગોઠડી-નયનપૂર ત્યાં ઠાલવ્યાં—
છતાં ન સ્વર નીકળ્યો-મધુર મૌન તોડ્યું નહી !
તને સ્વજન માનિયો-સ્વજન તેં ન માન્યો મને !

પ્રભાત પ્રગટયું હજી નહી ત્યહીં જ આવ્યાં અરે—
સખી-મધુરી પુત્રી, માત-સહુ ત્યાં જ કલ્પાંતમાં:
દીઠું જગત ઘોરતું પ્રભુ ય ઘોરતો નિરખ્યો
ન તો રૂદન કારમે મરણમાંથી ઉભો થતે!
રડયાં-હૃદય ઠાલવ્યાં-જીવન શૂન્ય સૌનું થયું—
બૂઝાઈ દીપ તું ગયો જીવન શૂન્ય અતે રહ્યું!

તને ઊંચકી ચાલિયા સ્વજન કૈંક ખાંધે લઈ.-
અમે અવરપંથથી વતનભોમકામાં ગયા—
રડી-રઝળીને અરે દિવસ ગાળવા શોકમાં
રહ્યા જગતમાં છતાં દિલ જળ્યાં જ અંગારમાં!
જલ્યું શબ સ્મશાનમાં: દિલ જલ્યાં જ સંસારમાં:
રહ્યું જલવું વિશ્વમાં જીવન મૃત્યુ નિર્માણમાં.

(૫)

વીસ વર્ષો ગયાં તારાં સુખસમૃદ્ધિ છોળમાં,
આજે એ છોળમાં કોણ આનંદે જીંદગી મહીં?

તારે કાજે શ્રી હતી, સૌ હતું ત્યાં,
તું જીવીને મ્હાલનારો હતો ત્યાં.
તું જાતાં એ શૂન્ય છે સર્વ આજે

સુખાર્થે જે ખડકયુ જીવને તાહરાં માતતાતે,
તે સૌ અંતે દુઃખ થઇ રહ્યું આજ તારા વિયોગે.

સહી સહી કૈંક વ્યથા, દુખોને
માતાપિતાએ કર્યું રમ્ય એક,
સુવર્ણનું મંદિર શોભતું મહા
ને એક તું મૂર્તિ ત્યહીં વિરાજી.

તારું થતાં મૃત્યુ હવે પડ્યું એ
સુવર્ણનું મંદિર ધૂળમાંહે.
એના પડયા પત્થર પત્થરે હવે
બાઝી રહ્યાં અન્તર અશ્રુબિન્દુઓ.

જે માતાએ સહી સહી વ્યથા ભાઇ તુંને ઉછેર્યો,
ખેલાવ્યો ને હુલવી હુલવી નિત્ય કોડે રીઝાવ્યો
તેને હૈયે તુજ મરણનો કારમો ઘાવ આજે
રે'તો લીલો ફરી ફરી હવે યાદ કૈં આપવાને:
એ માતાની તુજ મરણથી ધૂળ થૈ જીન્દગાની.

એકના એક હૈયા પે ઘાવો આજ અનેક છે,
ઘાવ સ્હેવા હવે કયાંથી શક્તિ યે લેશ ત્યાં રહે?

( ૪ )

મને ન કદિ ખ્યાલ કે મરણ આમ આવું થશે.
મને ન પણ ભ્રાંતિ પે નયન આમ તું મીંચશે !
નમી મધુર આંખ્યની લલિત રમ્ય રંગાવલી
નમી ય તુજ ચેતના પણ મહીં મહા સ્પન્દને !

વધી ધબક તાહરી નયન તેજ ઊડી ગયાં—
ફરી ફરી તને પ્રિયે કંઈક બોલવાને કહ્યું—
ન મૌન તુજ તૂટિયું નયન માત્ર ખોલી રહ્યાં
નમ્યો સૂરજ પશ્ચિમે-જીવન આથમ્યુ તાહરું:
હતો તું સહુ સ્નેહીનો મધુર દીપ આશા તણો
બુઝાઈ પળમાં ગયો તિમિર ઘોર ફેલાવીને !

સમીપ તુજ હું રહ્યો ત્રણ્ય અખંડ દિ'રાતના—
કહી મહીં મહીં અરે કંઈક વાત સારા થવા—
સુભવ્ય અધુરાં બધાં જીવન સ્વપ્ન સાફલ્યની !
ન સૌ મધુર સ્વપ્ન એ જીવનનાં થયાં કૈં પૂરાં,
રહ્યાં જ અધૂરાં બધાં-જીવનસ્વપ્ન ઊડી જતાં.

ઘડીક મહીં તું હતો નહીં હતો થયો આંખથી—
તને નિરખતો છતાં નહિ જ તું વસ્યો તે મહીં:
પ્રશાંત પ્રિય મૃત્યુએ નિજ બનાવિયો તુજને:
તજી જીવનની બધી મધુર મોહમાયા ક્ષણે:

રડયા-સ્વજન સૌ અમે-રૂદન વ્યોમને વીંધતું—
હતે કદિ ય મૂર્તિમંત પ્રિય મૃત્યુ તો તે ત્યહીં
તને જીવંતદાન દઈને ફરી આપતે—
બધા સ્વજનના અરે હૃદયશા તને એકને !

રહ્યા રજની ઘોર તું નયન સંમુખે નિર્જીવે:
તને નિરખતો ફરી ફરી છતાં ન તૃપ્તિ વળી—.
રહ્યાં નયન માત્ર આ શબ અચેત નિહાળવા—
સ્મરી જીવન ગોઠડી-નયનપૂર ત્યાં ઢાળ્યાં—
છતાં ન સ્વર નીકળ્યો-મધુર મૌન તોડયું નહી !
તને સ્વજન માનિયો-સ્વજન તેં ન માન્યો મને !

પ્રભાત પ્રગટયું હજી નહી ત્યહીં જ આવ્યાં અરે—
સખી–મધુરી પુત્રી, માત–સહુ ત્યાં જ કલ્પાંતમાં:
દીઠું જગત ઘોરતું પ્રભુ ય ઘોરતો નિરખ્યો
ન તો રૂદન કારમે મરણમાંથી ઉભો થતે।
રડયાં–હૃદય ઠાલવ્યાં–જીવન શૂન્ય સૌનું થયું—
બૂઝાઈ દીપ તું ગયો જીવન શૂન્ય અંતે રહ્યું।

તને ઊંચકી ચાલિયા સ્વજન કૈંક ખાંધે લઈ.–
અમે અવરપંથથી વતનભોમકામાં ગયા—
રડી–રઝળીને અરે દિવસ ગાળવા શોકમાં
રહ્યા જગતમાં છતાં દિલ જળ્યાં જ અંગારમાં।
જલ્યું શબ સ્મશાનમાં: દિલ જલ્યાં જ સંસારમાં:
રહ્યું જલવું વિશ્વમાં જીવન મૃત્યુ નિર્માણમાં.

(૫)

વીસ વર્ષો ગયાં તારાં સુખસમૃદ્ધિ છોળમાં,
આજે એ છોળમાં કોણ આનંદે જીંદગી મહીં ?

તારે કાજે શ્રી હતી, સૌ હતું ત્યાં,
તું જીવીને મ્હાલેનારો હતો ત્યાં.
તું જાતાં એ શૂન્ય છે સર્વ આજે

સુખાર્થે જે ખડકયુ જીવને તાહરાં માતતાતે,
તે સૌ અંતે દુ:ખ થઇ રહ્યું આજ તારા વિયોગે.

સહી સહી કૈંક વ્યથા, દુખોને
માતાપિતાએ કર્યું રમ્ય એક,
સુવર્ણનું મંદિર શોભતું મહા
ને એક તું મૂર્તિ ત્યહીં વિરાજી.

તારું થતાં મૃત્યુ હવે પડયું એ
સુવર્ણનું મંદિર ધૂળમાંહે.
એના પડયા પત્થર પત્થરે હવે
બાઝી રહ્યાં અન્તર અશ્રુબિન્દુઓ.

જે માતાએ સહી સહી વ્યથા ભાઇ તુંને ઉછેર્યો,
ખેલાવ્યો ને હુલવી હુલવી નિત્ય કોડે રીઝાવ્યો
તેને હૈયે તુજ મરણનો કારમો ઘાવ આજે
રે'તો લીલો ફ્રરી ફ્રરી હવે યાદ કૈ આપવાને:
એ માતાની તુજ મરણથી ધૂળ થૈ જીન્દગાની.

એકના એક હૈયા પે ઘાવો આજ અનેક છે,
ઘાવ સ્હેવા હવે કયાંથી શક્તિ યે લેશ ત્યાં રહે ?

( ૪ )

મને ન કદિ ખ્યાલ કે મરણ આમ આવું થશે.
મને ન પળ ભ્રાંતિ યે નયન આમ તું મીંચશે !
નમી મધુર સાધ્યની લલિત રમ્ય રંગાવલી
નમી ય તુજ ચેતના પળ મહીં મહા સ્પન્દને !

વધી ધબક તાહરી નયન તેજ ઊંડી ગયાં—
ફરી ફરી તને પ્રિયે કઈક બોલવાને કહ્યું—
ન મૌન તુજ તૂટિયું નયન માત્ર ખોલી રહ્યાં:
નમ્યો સૂરજ પશ્ચિમે-જીવન આથમ્યું તાહરું:
હતો તું સહુ સ્નેહીનો મધુર દીપ આશા તણો
બુઝાઈ પળમાં ગયો તિમિર ઘોર ફેલાવીને !

સમીપ તુજ હું રહ્યો ત્રણ અખંડ દિનરાતના—
કહી મહીં મહીં અરે કઈક વાત સારા થવા—
સુભવ્ય અધૂરાં બધાં જીવન સ્વપ્ન સાફલ્યની !
ન સૌ મધુર સ્વપ્ન એ જીવનનાં થયાં કૈં પૂરાં,
રહ્યાં જ અધૂરાં બધાં-જીવનસ્વપ્ન ઊડી જતાં.

ઘડીક મહીં તું હતો નહી હતો થયો આંખથી—
તને નિરખતો છતાં નહિ જ તું વસ્યો તે મહીં:
પ્રશાંત પ્રિય મૃત્યુએ નિજ બનાવિયો તુજને:
તજી જીવનની બધી મધુર મોહમાયા શરે:

રડયા-સ્વજન સૌ અમે-રુદન વ્યોમને વીંધતું—
હતે કદિ ય મૂર્તિમંત પ્રિય મૃત્યુ તો તે લહી
તને જીવંતદાન દઈને ફરી આપને—
બધા સ્વજનના અરે હૃદયશા તને એકને !

રહ્યા રજની ઘોર હું નયન સંમુખે નિર્જીવે:
તને નિરખતો ફરી ફરી છતાં ન તૃપ્તિ વળી—.
રહ્યાં નયન માત્ર આ શબ અચેત નિહાળવા—
સ્મરી જીવન ગોઠડી-નયનપૂર ત્યાં હાલવ્યાં—
છતાં ન સ્વર નીકળ્યો-મધુર મૌન તોડયું નહી !
તને સ્વજન માનિયો-સ્વજન તેં ન માન્યો મને !

પ્રભાત પ્રગટયું હજી નહી ત્યહીં જ આવ્યાં અરે—
સખી–મધુરી પુત્રી, માત–સહુ ત્યાં જ કલ્પાંતમાં:
દીઠું જગત ઘોરતું પ્રભુ ય ઘોરતો નિરખ્યો
ન તો રૂદન કારમે મરણમાંથી ઉભો થતે!
રડયાં–હૃદય ઠાલવ્યાં–જીવન શૂન્ય સૌનું થયું—
બુઝાઈ દીપ તું ગયો જીવન શૂન્ય અંતે રહ્યું!

તને ઊંચકી ચાલિયા સ્વજન કૈંક ખાંધે લઈ.–
અમે અવરપંથથી વતનભોમકામાં ગયા—
રડી–રઝળીને અરે દિવસ ગાળવા શોકમાં
રહ્યા જગતમાં છતાં દિલ જળ્યાં જ અંગારમાં!
જલ્યું શબ સ્મશાનમાં: દિલ જલ્યાં જ સંસારમાં:
રહ્યું જલવું વિશ્વમાં જીવન મૃત્યુ નિર્માણમાં.

(૫)

વીસ વર્ષો ગયાં તારાં સુખસમૃદ્ધિ છોળમાં,
આજે એ છોળમાં કોણ આનંદે જીંદગી મહીં?

તારે કાજે શ્રી હતી, સૌ હતું ત્યાં,
તું જીવીને મ્હાલનારો હતો ત્યાં.
તું જાતાં એ શૂન્ય છે સર્વ આજે

સુખાર્થે જે ખડકયુ જીવને તાહરાં માતતાતે,
તે સૌ અંતે દુઃખ થઇ રહ્યું આજ તારા વિયોગે.

સહી સહી કૈંક વ્યથા, દુખોને
માતાપિતાએ કર્યું રમ્ય એક,
સુવર્ણનું મંદિર શોભતું મહા
ને એક તું મૂર્તિ ત્યહીં વિરાજી.

તારું થતાં મૃત્યુ હવે પડયું એ
સુવર્ણનું મંદિર ધૂળમાંહે.
એના પડયા પત્થર પત્થરે હવે
બાઝી રહ્યાં અન્તર અશ્રુબિન્દુઓ.

જે માતાએ સહી સહી વ્યથા ભાઇ તુંને ઉછેર્યો,
ખેલાવ્યો ને હુલવી હુલવી નિત્ય કોડે રીઝાવ્યો
તેને હૈયે તુજ મરણનો કારમો ઘાવ આજે
રે'તો લીલો ફરી ફરી હવે યાદ કૈં આપવાને:
એ માતાની તુજ મરણથી ધૂળ થૈ જીન્દગાની.

એકના એક હૈયા પે ઘાવો આજ અનેક છે,
ઘાવ સ્હેવા હવે કયાંથી શક્તિ યે લેશ ત્યાં રહે?

(૪)

મને ન કદિ ખ્યાલ કે મરણ આમ આવું થશે.
મને ન પળ ભ્રાંતિ યે નયન આમ તું મીંચશે !
નમી મધુર સાંધ્યની લલિત રમ્ય રંગાવલી
નમી ય તુજ ચેતના પળ મહીં મહા સ્પન્દને !

વધી ધબક તાહરી નયન તેજ ઊડી ગયાં—
ફરી ફરી તને પ્રિયે કંઈક બોલવાને કહ્યું—
ન મૌન તુજ તૂટિયું નયન માત્ર બોલી રહ્યાં:
નમ્યો સૂરજ પશ્ચિમે-જીવન આથમ્યું તાહરું:
હતો તું સહુ સ્નેહીનો મધુર દીપ આશા તણો
બુઝાઈ પળમાં ગયો તિમિર ઘોર ફેલાવીને !

સમીપ તુજ હું રહ્યો ત્રણ અખંડ દિનરાતના—
કહી મહીં મહીં અરે કંઈક વાત સારા થવા—
સુભવ્ય અધુરાં બધાં જીવન સ્વપ્ન સાફલ્યની !
ન સૌ મધુર સ્વપ્ન એ જીવનનાં થયાં કૈં પૂરાં,
રહ્યાં જ અધૂરાં બધાં-જીવનસ્વપ્ન ઊડી જતાં.

ઘડીક મહીં તું હતો નહી હતો થયો આંખથી—
તને નિરખતો છતાં નહિ જ તું વસ્યો તે ગહીઃ
પ્રશાંત પ્રિય મૃત્યુએ નિજ બનાવિયો તુજનેઃ
તજી જીવનની બધી મધુર મોહમાયા હાશેઃ

રડયા-સ્વજન સૌ અમે-રુદન વ્યોમને વીંધતું—
હતે કદિ ય મૂર્તિમંત પ્રિય મૃત્યુ તો તે ત્યહીં
તને જીવંતદાન દઈને ફરી આપને—
બધા સ્વજનના અરે હૃદયશા તને એકને !

રહ્યા રજની ઘોર હું નયન સંમુખે નિર્જીવે:
તને નિરખતો ફરી ફરી છતાં ન તૃપ્તિ વળી—.
રહ્યાં નયન માત્ર આ શબ અચેત નિહાળવા—
સ્મરી જીવન ગોઠડી-નયનપૂર ત્યાં હાલ્યાં—
છતાં ન સ્વર નીકળ્યો-મધુર મૌન તોડયું નહી !
તને સ્વજન માનિયો-સ્વજન તેં ન માન્યો મને !

પ્રભાત પ્રગટયું હજી નહી ત્યહીં જ આવ્યાં અરે—
સખી–મધુરી પુત્રી, માત–સહુ ત્યાં જ કલ્પાંતમાં:
દીઠું જગત ઘોરતું પ્રભુ ય ઘોરતો નિરખ્યો
ન તો રૂદન કારમે મરણુમાંથી ઉભો થતો।
રડયાં–હૃદય ઠાલવ્યાં–જીવન શૂન્ય સૌનું થયું—
બૂઝાઈ દીપ તું ગયો જીવન શૂન્ય અંતે રહ્યું।

તને ઊંચકી ચાલિયા સ્વજન કૈંક ખાંધે લઈ.–
અમે અવરપંથથી વતનભોમકામાં ગયા—
રડી–રઝળીને અરે દિવસ ગાળવા શોકમાં
રહ્યા જગતમાં છતાં દિલ જળ્યાં જ અંગારમાં।
જલ્યું શબ સ્મશાનમાં: દિલ જલ્યાં જ સંસારમાં:
રહ્યું જલવું વિશ્વમાં જીવન મૃત્યુ નિર્માણુમાં.

(૫)

વીસ વર્ષો ગયાં તારાં સુખસમૃદ્ધિ છોળમાં,
આજે એ છોળમાં કોણુ આનંદે જીંદગી મહીં ?

તારે કાજે શ્રી હતી, સૌ હતું ત્યાં,
તું જીવીને મ્હાલનારો હતો ત્યાં.
તું જાતાં એ શૂન્ય છે સર્વ આજે

સુખાર્થે જે ખડકયુ જીવને તાહરાં માતતાતે,
તે સૌ અંતે દુઃખ થઇ રહ્યું આજ તારા વિયોગે.

સહી સહી કૈંક વ્યથા, દુખોને
માતાપિતાએ કર્યું રમ્ય એક,
સુવર્ણનું મંદિર શોભતું મહા
ને એક તું મૂર્તિ ત્યહીં વિરાજી.

તારું થતાં મૃત્યુ હવે પડયું એ
સુવર્ણનું મંદિર ધૂળમાંહે.
એના પડયા પત્થર પત્થરે હવે
બાઝી રહ્યાં અન્તર અશ્રુબિન્દુઓ.

જે માતાએ સહી સહી વ્યથા ભાઇ તુંને ઉછેર્યો,
ખેલાવ્યો ને હુલવી હુલવી નિત્ય કોડે રીઝાવ્યો
તેને હૈયે તુજ મરણુનો કારમો ઘાવ આજે
રે'તો લીલો ફરી ફરી હવે યાદ કૈં આપવાને:
એ માતાની તુજ મરણુથી ધૂળ થૈ જીન્દગાની.

એકના એક હૈયા પે ઘાવો આજ અનેક છે,
ઘાવ સ્હેવા હવે કયાંથી શક્તિ યે લેશ ત્યાં રહે ?

ચાર સંતાનની લીલા સમેટાઈ વસંતમાં-
વેઠી દુગ્ધા હતી દેખી માતાએ તુજ આશમાં.

ને આજે અંત આશાનો આવ્યો છે બસ આખરી,
એકની એક યે છેલ્લી આશા તું ધૂળમાં મળી.

માની શકુ મૃત્યુ ઘરે ઘરે છે;
જ્યાં જીંદગી છે ત્યહીં મૃત્યુ યે છે.
માની શકુ માનવ મર્ત્ય વિશ્વમાં:
જીવી રહ્યો તે જ ક્ષણે તે મરી રહ્યો:
શંકા ગને ના ક્રમ એ મહીં કદી.

તો યે નિરાળું નિરખું જ મૃત્યુ-
ન કેર કોઈ અદુલા ઘરે થયો.
તારે ઘરે કે'ર થયો કરાળ:
ને મૃત્યુએ ના જરી યે દયા કરી:
બનાવી દીધું રણુ દાયકામાં
સૂકાવીને સ્નેહલ વીરડીઓ!

વસંતમાં બાગ પરાગ મ્હેકે:
ફૂલે ફૂલે રંગ ઉમંગ દિસે:
લતા નવેલી નવ સાજ સાજે:
શોભી રહે બાગ વસંત ગાને:

વસંતે મ્હોરતાં પુષ્પો આનંદે નવરંગમાં,
ચીમળાતાં અકાળે શેં શા દુર્ભાગ્ય લતા તણાં?

છો પુષ્પ એ પાનખરે ખરંતાં,
છો પુષ્પ એકાદ ઉડી જતું કદી,
વંટોળમાં વા, જલધાર ઝાપટે.
કિન્તુ દિસે આ ક્રમ શેં વિચિત્ર
ઉડી જતાં પુષ્પ બધાં ય ઊગ્યાં
પ્રફુલ્લતાં યૌવનની વસંતે?

જે મૃત્યુને મંગલ માનતો હું,
તે મૃત્યુ આ હોઇ શકે કદી ના,
છે મૃત્યુનો ના ક્રમ વિશ્વમાં આ,
છે જીંદગીનો નહિ અંત આમ!
જે આંખ છોડી લઈ જાય કીકી:
તે મૃત્યુ મૃત્યુ નહિ વિશ્વ નીમ્યું.

( ૬ )

છે સંસારી પળવિપળનો વૈભવી જીંદગીમાં:
કો દિ એને રડવું હસવું જીંદગીના ક્રમોમાં:
જન્મે કોઈ મરણુ ત્યહીં છે અન્યનું આંગણામાં:
ઉષા-નિશા અવરજવરો થાય, માની શકું હું:

દીવો જ્યારે ઘર મહીં હતો જાગતો એક માત્ર,
ને ત્યાં આવી અનિલ ભમતો અલ્પકાળે બુઝાવે:
ને અંધારુ ઘર મહીં થતું ના જ અંધાર માત્ર,
કિન્તુ એ તો તિમિર પ્રગટ્યું જ્યોતિ થાતાં નિરાશ.

(૭)

સુશીલ સંધ્યા રડતાં કહે મને
"ઇસ્પિતાલે :અમ માંજુ મામા
બાંધ્યા–જઈને ઝટ છોડવીએ.
મામા પછી આપણને બજારે
લઈ જશે–ફેરવશે બગીચે."
તું ભાઈ ક્યાંથી હજી ઇસ્પિતાલે–
શું બાલ મારાં સમજી શકે એ
તારું થયું છે અવસાન વિશ્વે ?

તેં તો રમાડયાં-હસીને રમાડયાં–
તેં અંકમાં એ પ્રિય બાલુડાંને
લૈને રમાડયાં હૂલવી ઉમંગે.
બેનીતણાં બાળક જીંદગીમાં.
આજે હવે હું ક્યહીં આણી આપું–
મામો ધરે બાળકને રિઝાવવા

લખી લખી વાત પૂછે બધાં મને
રડી રડી હું કહું શું બધાંયને ?

આ જીંદગીની
અરણ્યશી નીરસ ભોમકામાં–
મામાતણી ક્યાં જલવાવડી મળે ?
ક્યાં'બે'નને ભાઈ મળે ય માજણ્યો ?
એ ઘાવને કોણ શકે રૂઝાવી ?

નાદાન સંધ્યા પૂછતી મને અરે
'મામા ઘરે કેમ હજી ન આવ્યા ?'
"બેટા ! ગયા છે તુ જ કાજ વ્યોમે
ચાંદો અને તારક લાવવાને."
ને દાખવું હું–
આકાશના તારકચંદ્ર ચીંધી.

સેવે છે બાલુડાં આશા મામા તો આવશે ઘરે :
જાણું છું એકલો હું જ 'ગયો કેમ ઘરે ફરે ?'

(૮)

આજે મને યાદ ફરી ફરીને–
સાથે રહ્યા તે દિન સર્વ કેરી.
સંધ્યા સમે ડુંગર દિશમાંથી
આવી રહે ગોધણ ધૂળ ગોટે:
તું ત્યાં વિરામી બળદો નિરાળા
કરી તહારા ગભણે જ બાંધતો
ને ગાવડીની ચળકંત શીંગડી
જોતાં કહેતો–"કવિતા કરો હવે"

આજે નિહાળું–ફરી એજ સાંજ
ને આવતું ગોધણ ડુંગરેથી–
કિન્તુ નહી માંજુ ત્યહીં ઊભેલો

એના ઘરે ગોધણ દોરવાને:
ને પ્રાણી એ મૂક–ઊભાં રહેતાં
કૈં રાહ તારી નિરખી પથે ત્યાં:
તું આવતાં ના–રવિ અસ્ત થતાં–
થાકયા પગે શીર્ષ નીચાં નમાવી
આવી રહે ગોધણ શું ઝુરીને–
સ્મરી રહી શું નિજ દોરનારે ?

તેં પ્રીત કીધી પશુ સાથ મીઠી:
ચાહ્યાં અરે માનવ સર્વને યે:
તેં સર્વને નિત્ય કર્યાં જ તારાં.
થયો છતાં તું નહી કોઈનો યે ?

કમ છે જીંદગીનો એ બાંધી પ્રીત તૂટી જતી:
સાંકળી સ્મરણે ગૂંથી અકાળે એ જ તૂટતી !
પ્રીતને મોહ શું વિશ્વે-સર્વસ્વ એક મૃત્યુમાં:
માયાનાં મન્દિરો બાંધી થવું પત્થર મન્દિરે !

(૯)

વૃક્ષો તણાં કાનનમાં હતું ઉભું
ઘટા ગભીરે ઝૂકતું સુવૃક્ષ
આવી ગઇ રમ્ય વસંત ને ત્યાં
રહી ત્યહીં પલ્લવતી વસંતશ્રી

અને ત્યહીં પાનખરે પધારી
ખરી ગયાં પલ્લવ સૌ શનૈઃ શનૈ
રહી ગયું એકજ પાન કૂમળું
અનેક શાખા મહીં એક શાખે.

ઝંઝાનિલો મત્ત ફૂંકાય, કો દિ
પડી જતું હીમ-અપાર વૃષ્ટિ.
તો યે, ખર્યું ના નિજ પાંદડું તે
સુકોમળું રમ્ય ખિલી રહ્યું ત્યાં.

ને એક રાતે—
ન્હોતો ત્યહીં મસ્ત સમીર કોઇ
ન્હોતી જરા વૃષ્ટિ ધરા ધ્રુજાવતી
ન્હોતી જરી કોઈ કવેળ કારમી:
પૃથ્વી હતી માત્ર પ્રશાંતિમુગ્ધ.

તે રાતના પાન ખર્યું અચિંતવ્યું
ખરી પડ્યું-મત્ત કરાલ ઝંઝા
ઉડી દિગંતે સમીપે પધાર્યો:
વંટોળ તે પર્ણ લઈ ગયો સહે.

રહી ગયું ત્યાં અટુલું સમૌન
તે વૃક્ષ પર્ણોહિન કાનનોમાં:
ન્હોતી જરીયે ફરી આશ એવી
વસંતમાં પલ્લવશે વિશાખા.

શાખા રહી સૂરજ બાષ્પઝાળે
તપી તપી અન્તર જ્વાળથી યે.
સ્મરી રહી એ ગતકાલની ઘટા
વિલાઇ જે બે પળમાં ગઇ અરે.

એ વૃક્ષને શું જીવવું હવે ત્યાં !
બળી જવું ઇંધણ થૈ સ્મશાને !
એ પર્ણહીણા અટુલા તરુવરે-
બેસી કૂજે કોયલ એક કાળી.

★

# अस्मदीयम्

## શ્રી. ડુંગરશી સંપટનું થયેલ સન્માન

કરાંચીની ગુજરાતી જનતાએ શ્રી. ડુંગરસી ધરમશી સંપટનું સન્માન કર્યું છે. એ સન્માનાર્થે તા. ૧૩–૬–૪૩ના રોજ સાંજે કરાંચીમાં સમારંભ યોજાયો હતો.

શ્રી. ડુંગરશી સંપટના લખાણોથી ગુજરાત તેમજ બૃહદ્ ગુજરાત સુપરિચિત છે. શ્રી. સંપટ લક્ષ્મીનંદન છે તેની સાથે જ સાહિત્ય સેવક છે. એઓ વૃદ્ધ છે છતાં સાહિત્ય સેવામાં યુવાનને શરમાવે એવી એમની ધગશ છે.

એક કરાંચી નહિ પણ સમસ્ત ગુજરાતે એમનું સન્માન સદ્‌ભાવથી કરેલું જ છે. શ્રી. સંપટ કોઈ પણ વિષયમાં સત્તાવાર માહિતી સાથે લેખો આપે છે. એ લેખોનો પણ સંગ્રહ થવો જોઈએ.

સંસ્કાર લક્ષ્મીએ એમની શક્તિની ગૂજરાતને પ્રતીતિ કરાવી આપી છે.

અમે એ પ્રસંગે શ્રી. સંપટને દીર્ઘાયુષ્ય ઇચ્છીએ છીએ અને ઇશ્વરને પ્રાર્થના કરીએ છીએ કે એઓ હજીએ એમની શક્તિ સજીવ રાખીને ગુજરાતના સાહિત્યને સમૃદ્ધ કરવામાં પોતાનો ચિરસ્મરણીય ફાળો આપતા રહે.

## બીજું વર્ષ હવે પુરૂં થાય છે

'કવિતા' બીજું વર્ષ પૂરૂં કરે છે. અમારી મુશ્કેલીઓ તો હંમેશની જ છે. પણ મુશ્કેલીઓનો અંત એની મેળે આવશે. આજે તો અમે ઉમંગ સાથે બીજું વર્ષ પૂરૂં કરી 'કવિતા'ને ત્રીજા વર્ષમાં મૂકીએ છીએ.

ગુજરાતની કાવ્યરસિક જનતાએ 'કવિતા'ને ઘણો સારો સત્કાર આપ્યો છે તે બદલ અમે આભારી છીએ. અમારી ઇચ્છા છે કે બીજું કંઈ નહી તો 'કવિતા'ના ગ્રાહકોની સંખ્યા ત્રણ ચાર વર્ષમાં જો હજારે પહોંચે તો અમારી આ મહેનત, સહન કરવી પડતી ખોટ એ બધાનો બદલો મળી રહેશે. એ દિવસ પણ આવશે.

કવિઓ લેખકો અને ગ્રાહકો સૌનો અમે આ પ્રસંગે આભાર માનીએ છીએ અને ઇચ્છીએ છીએ કે અમને ત્રીજા વર્ષમાં પણ એવો ને એવો સહકાર મળશે જ.

નવા વર્ષમાં ગ્રાહકો જોશે કે 'કવિતા' નવો સાજ સજે છે. અહીં એ બધી વિગતનો ઉલ્લેખ કરવો અનર્થ છે. ત્રીજા વર્ષમાં 'કવિતા'નું કલેવર વધારે સમૃદ્ધ રહેશે તેની અમો કાવ્યરસિકોને ખાત્રી આપીએ છીએ.

## દુઝતા ઘાવ

: ઝાંપણું :

### [ પ્રાર્થના ]

૧

રાખે પ્રભુ મારી લાજ ભવાબ્ધિહિલોલે
જ્યાં મુજ નૈયા ડોલે
મનુષ્યાવતારની.

૨

દેખું છું ચોગમ ક્ષણક્ષણના તોફાનો,
હર પગલે ભયસ્થાનો
હંફાવી રહ્યા મને.

૩

પેદા થયો હું તે પહેલાંનો છું તારો
ક્યાંય બીજો મને આરો,
જો તું નહી સુધ લે ?

૪

લાવ ખેલે છે સેંકડો દુશ્મન છાના
ખડયંત્રો રચી નાના
મારૂં જણસાડવા.

૫

છું ભયગ્રસ્ત, ન રાહ ખરો મને સૂઝે
અંગ આખુ મુજ ધ્રૂજે :
જાણું નહીં શું થશે.

૬

છે તું વડો, અણજૂયો અને અણજાયો,
તારો ન ભેદ પમાયો
મહામુનિઓ થકી

૭

નિગમ નકારે હોવાપણું તુજ નાણે
વાણીમાં વિવિધ વખાણે
વળી ઉપનિષદે.

૮

તારા વિના કોઈ છે નહીં તાહરો જોટો,
એકલો તુજ છે મોટો
અને છે સમૃદ્ધ તું.

૯

સૃષ્ટિઓ અગણિત તારામાં જાતી સમાઈ
ભારેમાં ભારે નવાઈ
વિભૂતિ છે તાહરી.

૧૦

તારા વિના કોણ પીડ અમારી પ્રીછે?
ભીડ અમારી શી છે
જાણે કોણ તે બીજું?

૧૧

તું જ અમોને હેબતમાંથી ઉગારે
આફત માંહીંથી તારે,
બેડો પાર તું કરે!

(ચાલુ)

પતીલ

## શોભના

(શિખરિણી)

કલાપીની કેકા! કવિઉર તણી કાવ્ય રમણી!
ઉષા! તારા સ્પર્શે કમલદલ ખીલ્યાં 'સુર' ઉરે.
સુનાં એ હૈયાની એજબ બની ગૈ તું પ્રિયતમા,
સુતેલાં ગીતોને મુખર કરતી તું દિલરુબા!
કલાપી જાતાં તો 'હૃદય ત્રિપુટી'નું નૂર ગયું!
તમે જાતાં હાવાં 'હૃદય ત્રિપુટી'નું ઉર ગયું!
કલાપીનાં કાવ્યે ઉર ધબકતું એ તમતણું,
અને શબ્દે શબ્દે સતત તમ હા! ગૂંજન ભર્યું;
કલાપી સાથે એ મધુર સ્મૃતિ સોહે તમ સદા.
અધૂરાં ગીતો, ને પ્રણય ઝરણાં કૈં તમતણાં
વહાવો હાવાં ત્યાં સુરસદનમાં–નંદનવને!
સુનાં કો' હૈયામાં પ્રણયરસગીતો જગવજો,
તહાં પ્રાસાદોને મધુર જન–ગીતે ગજવજો;
નવાં ગીતો ગાવા યુગલ રહી આંહીં જનમજો!

રમેશ શેઠ

# વીણાનો તાર

એક તારી વીણા કેરો એકાકી તાર,
હાય! મુને કરી દે છે છેક રે! લાચાર:
વારંવાર પારાવાર હાય! છેક રે! લાચાર!

ઘૂમું છું રે! ઘૂમું હું તો તારા થકી દૂર,
વિચારું છું: જ્યારે તારા સુણીશ પૂરા સૂર;
થશે મારી દશા ત્યારે કેવી તું વિચાર!
વારંવાર પારાવાર હાય! છેક રે! લાચાર!

વાગ્યો નથી વાગ્યો હજી એકે વીણાતાર,
જામ્યો નથી જામ્યો પૂરો સંગીતપ્રકાર;
જ્યારે મહા સંગીતનો મહા ઝણત્કાર,
સરી જશે મારા લઘુ વિશ્વે લાખધાર,
થશે મારી દશા ત્યારે કેવી તું વિચાર!
વારંવાર પારાવાર હાય! છેક રે! લાચાર!

રતુભાઈ દેસાઈ

# કિસ્મતની કણિકાઓ

## અશક્ય મિલન

દિવસ ને રાત હું તુજને સ્મરું છું,
તને રિઝાવવા યત્નો કરું છું;
તું મારા દ્વાર પર જ્યારે પધારે,
હું ત્યારે તુજ ઘરે જઇ કરગરું છું.

## તૈયારી

ઉભા રે' દર્દ સ્નેહનું જગાડું,
રટનના કાર્યમાં દિલને લગાડું;
તમારામય બની જઈને ફરીથી
ઉભા રે', બંધ દ્વારોને ઉઘાડું.

## વિસંવાદ

ઝગે ચિંતન, મનન, ઉડ્ડયન કવનમાં,
રમે ખંડન, નૂતન સર્જન સ્વપનમાં;
સદા ધડકન, પ્રણયબંધન હૃદયમાં,
વસે ક્રંદન, પતન, પીડન જીવનમાં.

## ફળપ્રાપ્તિ

પથે જો શ્યામ માઝમ રાત ગાજે,
ઉપાતી ઝંખનામાં પાંથ! ધાજે;
થઇ જો ક્લાંત નિદ્રાધીન થા તો
રવિના તેજમાં તરબોળ થાજે.

## બક્ષિસ!

જગતનો ને જીવનનો સાર દીધો,
તમારા આત્મનો ઉદ્ધાર દીધો;
બધું એ આપતાં ના યાદ આવ્યું
કે તમને જ્ઞાન કેરો ભાર દીધો.

## કાં?

હૃદયને કેમ ના પાવિત્ર્ય આપ્યું?
જીવનને કેમ ના ચારિત્ર્ય આપ્યું?
ખુદાયા! આપી આપી આખરે તેં
ઉભયને માત્ર કાં વૈચિત્ર્ય આપ્યું?

## લાચાર

હસી શકતો નથી ત્યારે રડું છું,
ચડી શકતો નથી ત્યારે પડું છું;
જગતની યાતનાઓમાં સુખેથી
જીવી શકતો નથી ત્યારે લડું છું.

## ધરિત્રી

કદી શોધી લીધું પાવિત્ર્ય રૂમાં,
ઘડીભર સાંપડી ગઈ હૂંફ લૂમાં,
પરંતુ આયુ–જવાળા ઠારનારી
શીતળતા મેળવી મેં માત્ર ભૂમાં.

"કિસ્મત"

★

# કલકલ નિનાદિની 'કાલિંદી'

મિ૦

એપ્રિલ માસની એક રાતે પુસ્તક વાચનમાં તલ્લીન બનેલો હું, પુસ્તકનાં પાનાં પર પાનાં ફેરવ્યે જતો હતો. ત્યાં—

"સામેની બારીએ આછા, બત્તી કેરા પ્રકાશમાં,
હાલતો પરદો શ્વેત, ને સૂરો કોક ગીતના
આવતા'તા ધીરે ધીરે, ધ્યાન મારું નહીં હતું—
પરોવ્યો'તો વાંચવામાં તે."

પણ ત્યાં તો

"એ ગાનના સૂર સર્યા પ્રવાહી નિષ્પંદ રાત્રીમહીં સૌમ્ય વેગે
ધીરે ધીરે કૈં પ્રસર્યા હવામા, આવી અને અંતરપે ફરી વળ્યા."

તે રાત્રે અખિલ હિંદ રેડિયોના મુંબઈના મથકેથી એક ગુજરાતી નવકવિના તાજેતરમાં પ્રસિદ્ધ થયેલ પુસ્તકનાં કેટલાંક કાવ્યો તથા ગીતોને હવામાં ઊડતાં મૂકવાનો કાર્યક્રમ યોજાયો હતો. એ ગાનની—

"મંજુલ મીઠી લહરી વહી રહી."

એ ગાન શું હતું ?

ઊંડી રજનીના જામતા અંધારામાં રજનીરાણીના વિલાસનું જ એ ગીત હતું.

"રજનીનો પાલવ ફરકે ધીરે, શ્યામલ સરિતા નીરે,
રજનીનો પાલવ ફરકે ધીરે"

સંગીતરત્ન ખાંસાહેબ અબ્દુલકરીમખાંના "પિયાબિન નાહીં આવત ચૈન"ના સૂરો સાંભળીને 'કાલિંદી'ના સંગીતરસિક કવિતાલેખક કર્તા ભાઈ નાથાલાલે પોતાનું પુસ્તક બાજુપર મૂકી દીધુ અને પોતે હવામહીં સરતા ઝિંઝોટીના સૂરોને જ પીવામાં લીન બન્યા તેમ, રેડિયો મથકેથી આવતાં સૂરનાં મોજાંઓને કાનમાં ભરી દઈ, અંતરમાં ઊંડે લહુ ને લહુ ઝીલતાં, મેં મારી કિતાબ બાજુપર ફેંકી દીધી અને મારી પાસે પડેલી–, કેટલાય દિવસોથી એના કલકલ નિનાદથી મને વારંવાર બોલાવતી 'કાલિંદી'ને હાથોમાં લઈ લીધી. અને એના પ્રત્યેક તરંગને અને તેના ભિન્ન ભિન્ન સૂરને ઓળખવા હું મથી રહ્યો.

'કાલિંદી'ની પાછળ એના કર્તા ભાઈ નાથાલાલ દવે છે. એમનું વ્યક્તિત્વ છે–એ વાતને આપણે આપણી અવલોકન વાર્તાની–અનુકૂળતા ખાતર ઘડીભર [illegible]રે પાડીએ. કારણ કે 'કાલિંદીનું' કલકલ નિનાદી ગાન તે ભાઈ નાથાલાલની [illegible]રિતાનું કાવ્ય ગાન જ છે.

હિમાલયની ભવ્યતા, નિસર્ગની નિતાન્ત સુન્દરતા, ભારતીય પ્રાચીન સંસ્કૃતિની વનશ્રીની અપાર રમણીય શોભા, કવિ કાલિદાસ અને કવિવર રવીન્દ્રનાથની અક્ષય અમર કાવ્યગંગાઓના પ્રવાહનું પાન તથા તેના મીઠાં વારિનું વારંવાર પરિમાર્જન અને સાથે સાથે નાના કો મુક્ત નિર્ઝર બાલનું ખડખડાટ હાસ્ય–એ છે ટૂંકમાં આપણી પ્રિય 'કાલિંદી'ના મૂળનાં એંધાણ.

'કાલિંદી'નું આત્મચેતન ઉભરાઈ જતું જણાય છે. રોકાયલું એ રોકાઈ શકે એમ નથી: એને હૃદયે ઊંડાં નવલાં ગાન ધબકે છે અને અમૃતના પૂરની છોળોથી એનો સમસ્ત પ્રાણ છલકાઈ જાય છે. એટલે તો એ બોલી ઊઠે છે:—

"છુપાવું સ્ફુલિંગો કયમ સભર એ ચેતનતણા ?
શમાવું શી રીતે ઉર અજબ ઝંકાર ઊઠતાં ?"

હૈયામાં ઊઠતા એ અજબ ઝંકારોને કદીક સમાવવા–સંયત કરવા ચાહે છે પણ ખરો, પણ બીજી જ પળે એનામાં અધીરાઈ પ્રકટી ઊઠે છે:

"..............................સુજને એક જ મળી
ઘડી નાની, થોડી પળ, વળી નિશા ત્યાં વહી જશે,
કથા સર્વે મારા ઉરતણી અધૂરી રહી જશે."

એવી અધીરાઈમાંથી ધીરે ધીરે 'આકાંક્ષા' ઊઠે છે–દૂર દૂર જવાની–દૂર કાર્ડિનલ ન્યૂમન 'પ્રેમળ જ્યોતિ'ની પ્રાર્થના કરતો "મારે એક ડગલું બસ થાય" એવી માગણી કરી લ્યે છે. 'કાલિંદી'ના કર્તાને ઉરે એથી તદ્દન વિરુદ્ધ—

"ના અહીં, ના અહીં અંતર બોલે,
જાવું દૂર સદૂર !"

—ભાવના અને આકાંક્ષા ઊઠે છે.

રાત્રીના નિષ્પંદ વાતાવરણમાં એ પ્રવાસાતુર બની ચાલી નીકળે છે ત્યાં રસ્તામાં જ સંગીતરસિક એનો આત્મા 'પિયાબિન'ની રાગતંદ્રા અનુભવવા અટકી પડે છે. સંભવ છે, દૂરની મંઝિલનો કદાચ એ એક મુકામ વિસામો હોય.

–રાગની રંગીન કો છટા હવે ફેલાય ધીરે કલમંદ સૂરે–
જાણે દીસે વિસ્તરતી દિગંતમાં રાત્રે સુધા ઉજ્જવલ ચંદ્રિકામાં.
સિંધુતણી જેમ તરંગમાલા

—તેમ રાગની એવી રંગીન છટાને નિહાળતો માનવી હૃદયાનુરાગના પ્રશ્નપર જોવા મંડી પડે છે. બે માનવહૃદયો માંડ જ્યાં મળતાં નથી, ત્યાં તો વિયોગ આવીને વચ્ચે દિવાલ જેવો ખડો થઇ જાય છે. અને પછી પરદેશ વિચરતાં પ્રેમીની પ્રેમિકાની જે દશા થાય છે તેનું દર્શન કરે છે.

જાણે 'પિયા બિન'ના સૂરમાં એને પોતાનું ગાન લાધી જતું લાગે છે. ને એ સંગીતના સૂરની પાંખોનું આલંબન મેળવી રામગિરિ પર વનિતા વિરહે ઝૂરતા

યક્ષ પાસે જઈ આવે છે, તો બીજી જ પળે તેની સ્નેહાધિકારિણી એકાકી યક્ષવનિતાનું કરુણ, આર્દ્ર ચિત્ર જોઈ રહે છે:—

ને હસ્તે કમળો ધારી ગૂથીને કુન્દ કેશમાં
કલાપે કુસુમો બાંધી રમંતી યક્ષ સુંદરી.
ઈન્દ્રનીલ સમીપે ત્યાં યક્ષના મણિહર્મ્યમાં
એકલી ચક્રવાકી શી યક્ષની વનિતા હતી.
સ્વામીના સ્મરણે અશ્રુ વહેતાં નેત્રપલ્લવે,
હરાયું હાસ્ય હૈયાનું, દીસે ના અધરે હવે
રક્તિમા, એ કૃશાંગી તો નિરાધાર લતા સમી
નિસ્તેજ ચંદ્રિકા જાણે પૂર્વમાં કૃષ્ણપક્ષની.
પિંજરે સારિકાને એ ભર્તાની વાત પૂછતી;
ઉત્સંગે રાખતી વીણા, ભીંજાતા તાર અશ્રુથી,
રે ! એના શૂન્ય હૈયામાં ગુંજે ના શબ્દ ગીતના,
વીણામાં કંપ ના જાગે, જાગે ના આજ મૂર્છના."

કરુણાના સ્પર્શે છંટાયેલું અને વિપ્રયોગે તંગ પ્રણયનું આવું ચિત્ર આપણી નજર સમક્ષ લાંબો કાળ ટકી આપણી આંખોને ભીંજવતું સરસર અશ્રુધારા વહાવે છે ત્યાં ચિત્ત પ્રસન્નતાને વરે છે. હૃદયમાં એક પ્રકારની શાંતિ અને સંતોષની લાગણી જન્મે છે. માનવજીવનમાં સુખની પરમાવધિ પ્રાપ્ત કરવા અર્થે પોતાના ભાગીદારમાં જે અખૂટ વિશ્વાસ અને અપાર શ્રદ્ધાસમી નિશ્ચલ નિશ્ચિંતતા આવશ્યક રહે છે તે આપણને 'રમા'માં મળે છે. રોજિંદા જીવનના એક નાનાશા પ્રસંગના સાવ સાદા કથનમાં કવિએ દાંપત્યસ્નેહનું એક અનુપમ કાવ્ય મૂકી દીધું છે. એક મિત્ર છેટે જાય છે. મિત્ર હોતો નથી મિત્રપત્ની સત્કાર કરે છે અને મિત્રને કહે છે, કે ઓફિસે ગયા છે મોડા આવશે. મિત્ર ટાણો મારે છે, અરે ! ઓફિસે શેનો ગયો હોય ? હશે ક્યાંક સિનેમામાં રખડતો. ત્યાં મિત્રપત્નીના મુખમાંથી પતિ માટે અખૂટ વિશ્વાસના અને સચ્ચાઈના ઉદ્ગારો નીકળી પડે છે.

"જૂઠું એ ના કહે કો દિ'–બોલતાં બોલી ત્યાં રમા,
હસીને પળમાં પાછી બની એ મગ્ન કાર્યમાં."

રમાના મુખની એ સુખ અને સ્નેહની ઋચા કવિ વાચક સમક્ષ મૂકતાં બોલી ઊઠે છે કે—

"દાંપત્ય સુખની આજે ઋચા બોલી ગઈ રમા."

પરંતુ ઘણી વાર જીવનમાં બને છે તેમ પારકાં જીવનને સુખી જોતાં ઘણા જીવનમાં અસંતોષની પિપાસા વધે છે. કવિના વાસ્તવિક જીવનને

અનુસ્પર્શ્યું રાખી એના કાવ્ય જીવનના અસંતોષને પ્રતિબિંબિત કરવા મથતું હોય તેમ 'તને ચાહીને'ની કૃતિમાં કવિ ચાહવામાં ભૂલ સ્વીકારે છે. કારણ કે જેને એ ચાહે છે તે એની લેશ પરવા કરતી નથી. સંભવ છે કદાચ તે બીજા કોઇકને જ ચાહતી હોય અને તે વળી ચોથા કોઇને. આમ પ્રેમત્રિકોણ કે પ્રણયચતુષ્કોણનું દર્દભર્યું વાતાવરણ ઉપસી રહે છે. તેથી કવિ સંતપ્ત હૃદયે ઉદ્‌ગાર કાઢે છે કેઃ—

"ન જે પામે તેને ફરી ફરી ચહે."

ને એ જેને ચાહે છે તે લાંબે દિવસે રસ્તામાં મળી જાય છે. ત્યારે એના અંતરમાં અકથ્ય ભાવો ઉભરાય છે. છતાં જીવનના પંથો જુદા ઠર્યા છે એટલે હૃદયની બધી વાતો કહેવા ઇચ્છા છતાં કહી શકાતી નથી. ને જો કે નાયકની આંખમાં અનુરાગનાં જલ અને કંઠમાં કંપ હોય છે, હૃદય વીંધાઇ જતું હોય છે છતાં એ સખિને પોતાના પ્રણયની સ્પષ્ટ પ્રતીતિ આપી દુઃખી કરવા ઇચ્છતો નથી અને તેથી અહીંતહીંની અસંબધ્ધ વાતો કરવામાં જ એ પોતાની ગુપ્ત પ્રણય દીવડીની નાની શી જ્યોતને ઢાંકી રાખે છે.

"હું માત્ર બોલ્યું, ને સખિ! આબોહવા,
તડકા પડે છે ભાદ્રપદના આકરા."
ને અસંબધ્ધ પ્રલાપની આંધીમહીં,
મુજ પ્રણય રત્નતણી ચિરંતન જ્યોત રાખું આવરી."

દુઃખની પરિસીમા તો એ છે કે જે સખિની સમક્ષ પોતાનો પ્રણય પ્રકટ કરી શકાતો નથી તે વિસારવા પ્રયત્ન કર્યે છતાં સહેલાઇથી વિસરાતી નથી. અને તેથી અચાનક ફરીવાર એ રસ્તામાં મળી જતાં બધા કઠણ નિશ્ચયો ગળી જાય છે. અને એવી તો સ્થિતિ પ્રત્યક્ષ થઈ રહે છે કેઃ—

"પ્રસુપ્ત સ્નેહવારિ અંતરે તમામ ઊછળી
ધસ્યાં વહી જવા......"

પણ નાયકને પોતાની દશાનું ભાન થાય છે. અંતે એને પોતાની ભૂલ સમજાય છે. એ ભૂલનો કરનારો નાયક આબાદ અમદાવાદી વાણિયો લાગે છે. નહીંતર પ્રણયને રૂપિયા આના પાઇમાં બીજો કોણ તોળનાર હતો? પશ્ચાતાપના એ ઉદ્‌ગારો આવા છેઃ-

"માંડ્યો દીર્ઘ હિસાબ—ના અનુમતિ આપે વડીલો કદી,
મિત્રો શું કહશે? સમાજ કરશે નિન્દા વળી આપણી,
થાશે આર્થિક ગેરલાભ—તજશે જ્ઞાતિ—વિચાર્યું ઘણું,
પામ્યો હોત તને અહો! પ્રિયતમે! હા! એજ મેં ના ગણ્યું!"

પણ અહીં આવીએ છીએ ત્યારે ખડખડાટ હસી પડાય

આ નાયકના ઉદ્ગારો દ્વારા કવિએ સમસ્ત સમાજની પ્રણયને જોખી જોવાની વૃત્તિ પર જબ્બર ચાબખો માર્યો છે. આવો કટાક્ષ શક્ય બની શક્યો છે કારણ કે કવિની પ્રકૃતિમાં હાસ્યની શક્તિ અને વિનોદની છાંટ છે. એવો ખડખડાટ હસાવનારો વિનોદ કાયા અને મનનું તેલ બાળી કાવ્ય રચનાર કોક કવિના 'કમનસીબ કાવ્ય'માં આપણને પ્રાપ્ત થાય છે. કવિ એક રાજકન્યાની અને રાજકુમારની પ્રેમકથા આલેખે છે ત્યાં ફરી વાસ્તવિક જીવનની વિટંબણાઓ આવી પ્રત્યક્ષ થાય છે: પણ એ વિટંબણાથી કવિ સહેજે ય ચલિત થતા નથી. ચલિત અને દુઃખિત તો કવિ ત્યારે થાય છે, જ્યારે ભાડાવાળો આવીને અશુદ્ધ ઉચ્ચારો કહે છે ત્યારે.

અને છેવટે જ્યારે કવિનું કાવ્ય પૂરું થાય છે ત્યારે—

"ત્યાં તો આવ્યો પ્રેમભર્યો ગૃહિણીતણો અવાજ
"બાબાને તેડીને બહાર જવાનું નથી શું આજ ?
"જરૂર, જરૂર !" કહે કવિ ચિંતાભર્યું હસી,
"પાડોશી કનેથી સવા આનો લઈ આવો, સખી !
નાખી દઉં પોસ્ટમાં આ કાવ્ય કે પંચાત મટી."

'અર્થપ્રધાન કાવ્ય'માં અર્થપ્રધાન કવિતા કરનારાઓની અર્થઘનતા અને કાવ્યરચના રીતિ તરફ માર્મિક છતાં જબ્બર કટાક્ષ તો છે જ; છતાં સૌના મનની કથા કહેનારું અને સૌની જીભે રમી રહેનારું ગીત રચવાની કવિની અભિલાષા છે. પરંતુ હાસ્ય અને રમૂજ પ્રત્યેની આવી આસક્તિ જીવનને વેડફી દેવામાં ન પરિણમવી જોઈએ તે માટે કવિ 'વક્તાની ફરિયાદ'માં સંભળાવે છે કે:

"હસો, ખૂબ હસો, હજી સમય છે, જરા લ્યો હસી,
પરંતુ હસવા સમી નવ બનાવશો જિંદગી."

તો વળી, 'સમભાવ' જેવાં અપૂર્વ મૌલિકતાયુક્ત છતાં સરળતાથી ભરેલાં અને ભવ્યતાની છાંટવાળા નાના શા કાવ્યમાં વરસાદના વર્ણનના ચમકારા, વીજળીના ચમકારા સહિત, કવિની લાક્ષણિક પ્રતિભાના ચમકારાનાં દર્શન પણ કરાવી જાય છે.

વરસાદથી ભીંજાતાં ગલુડિયાંને ઘરમાં આશ્રય આપનાર પોતાના નાના પુત્ર બિન્દુના કાર્યની કદર કરવાને બદલે, તેના ગલુડિયાંને હાંકી મૂકનાર પિતા પશ્ચાતાપયુક્ત હૃદયે જ્યારે પ્રાર્થના આદરે છે ત્યારે:—

"અજાણતા મે કૈંક જીવને હશે વ્યથા કૈં દીધી
અને બની નિષ્ઠુર કાળજાં હશે કોઇનાં બાળ્યાં,
મેં દૂભાવેલાં માવડીઓએ હશે આંસુ કૈં સાર્યાં;
ક્ષમા કરો એ સર્વ દયામય !" વરસે જળની ધારા,
રડી રડીને વીજળી કેરા થતા હતા ચમકારા."

આકરાન્ત શબ્દોનું આવર્તન લાગણીના ચમકારામાં નવીન અર્થ અને નવીન સંગીત જ પૂરે છે.

એ સ્પર્શમાં, એના હિલ્લોલભર્યા સૂરમાં, છે શબ્દોની સુરાવટ, શિષ્ટ શબ્દાવલિનું સંગીત, કર્ણરસાયણનો આછો લસરકો, સિદ્ધ પ્રકૃતિવર્ણનની સચોટ શક્તિ, સૌન્દર્ય જ્યાં જ્યાં વેરાયું હોય તેના કણને વીણી વીણીને એકત્ર કરી મૂકવાની હથોટી, વાસ્તવિક જીવનને સ્પર્શતી આશા નિરાશામાં ડૂબ્યા ન રહેતાં ઉચ્ચ અને ભવ્ય તરફ કૂચ કરવાની ઉત્સુકતા.

આમ છતાં 'હિમાદ્રિ' પર જાણે 'નિશીથ'ની સ્પષ્ટ અસર વરતાય આવે છે—એ કાવ્યને સંગ્રહને મોખરે ન મૂક્યું હોત તો ? અથવા એવાં બીજાં કાવ્યો મુદ્દલ સમાવિષ્ટ જ ન કર્યાં હોત તો ? અન્યથા છંદપ્રભુત્વ સિદ્ધ કરી બતાવી ચૂકેલ આ કવિ 'હિમાદ્રિ'માં ગતાનુગતિકાને અનુસરતા ઉપજાતિ–વંશસ્થ–શાલિની મેળંભેળ કરી બેઠા છે. વર્ણની નિયમિતતા કે એકતા એ જ કાંઇ બધા છંદો છંદના વર્ણો ભલે એક સરખા હોય–લઘુગુરુની રચનામાંથી ઊઠતો સંગીતના એક જ વર્ગના છે એવું પૂરવાર કરવા પૂરતું નથી. રણકાર અને સંવાદ ભિન્ન હોય છે. તેથી આવી ભિન્નતા જ્યારે ભેળી કરી દેવાનો પ્રયાસ કરવામાં આવે છે ત્યારે તે કર્ણકટુ બની જાય છે. 'એકલો' વિષે પણ કહેવાનું પ્રાપ્ત થાય છે કે હૃદયનાં ઉત્તમ આંદોલનો વ્યક્ત કરતાં ગેયપદો કે કાવ્યોમાં ભાષાનું-શબ્દોનું ઔચિત્ય જળવાવું આવશ્યક છે. ગેયપદોમાં ઘરગથ્થુ સાદી ભાષા વપરાય. પણ તેમાં સંવાદને બસૂર બનાવે તેવા સંસ્કૃત શબ્દો સમાવતાં રચના તાલહીન અને કઠિન બની જાય. ભાવો ભલે ગહન રહે–રચના સરળ રહેવી આવશ્યક છે.

'ઉતાવળ'માં પ્રથમ પંક્તિમાં 'મહેફિલ' શબ્દનો પ્રયોગ છંદોદોષ છે. એને બદલે 'મહફિલ' કે 'મજલિસ' મૂક્યું હોત તો ? 'આકાંક્ષા'માં આતુર, મધુર, ઉર જેવા લઘુ સ્વરોના શબ્દો સાથે સૂર, નુપૂર, પૂરનો પ્રાસરચના રચનાકલાની સંપૂર્ણતા પ્રકટ કરી શકતી નથી બલકે દુર્બલતા ડોકિયું કરી જાય છે. 'યશોધરા'ના બીજા શ્લોકમાં ત્રણ પંક્તિ પણ શિખરિણીની પછી ચોથી પંક્તિ અનુષ્ટુપની ટપકી પડે છે. આ કવિ માટે ચોથી પંક્તિ પણ શિખરિણીમાં લખવી અશક્ય હતી એમ માનવા તૈયાર નથી. એ પંક્તિ આમ લખી શકાય હોત:—

"હલાવે ડોલાવે મૃદુલ લહરે દીપક શિખા."

કેટલેક ઠેકાણે અક્ષરમેળ વૃત્તોમાં છૂટો લેવાના પ્રયત્ન દૃષ્ટિગોચ
'યશોધરા'માં પાંત્રીસમી પંક્તિથી શરૂ થતો મંદાક્રાંતાનો સુંદર
ચરણમાં આવતા 'સુદીપ્તિમંત' શબ્દ 'સૂદીપ્તિમંત' વાંચવો પડે

જાય છે. એ આખો શ્લોક આ રીતે લખી શકાત:—

> વાતો મીઠો કમલવનનો વાયુ ત્યા મંદમંદ,
> જાગે ધીમા શુચિ સરવરે વારિફેરા તરંગ
> વૃક્ષો ઝૂક્યાં, ઉડુગણ રમે, ચંદ્ર ચારુ હસંત,
> નાચે ડૂબી સરવર ઉરે વ્યોમ જાણે અનંત"

'પિયા બિન'માં ક્યાંક 'બીન' છે તો ક્યાક 'બિન' છે–જે મૂળ ગીત પંક્તિથી અપરિચિત વાચકના મનમા ગોટાળો ઊભો કરી દેવા છે. 'દીપ ધીનો'માં

> 'બીચી પડ્યો ખુરશીમાં વિચારુ.'

એ પંક્તિ ગદ્યના નર્યા ટૂકડા જેવી લાગે છે. વળી, 'તને ચાહીને–'ના પંદર પંક્તિના ટૂંકાશા કાવ્યમા 'જ'નો પ્રયોગ ચારેક વાર થયો છે–કેવળ વૃત્ત સંપૂર્ણતા ખાતર–તે ટાળી શકાયો હોત તો કેવું સારું ?

એથી વિરુદ્ધ બંગાલી પયારનો પ્રયોગ–ચૌદવર્ણી અને સોળવર્ણી આવકાર-પાત્ર છે ને તે સફળ પણ થયો છે. ચોપાયા અને સવૈયાના ઢાળોની પસંદગી પણ કવિના મનમાં દેશી વૃત્તો વિષે પૂર્વગ્રહ નથી તે કહી દે છે.

'કાલિંદી' પર કાકા સાહેબની યમુના રાણીના ઓળા પડેલા છે, તેમ છતાં તેનુ શબ્દ સંગીત અને વર્ણન છટા વાચન વખતે મુખને ભરી દે છે.

> "આજ યમુના ! તારા મંજુલ કોમલ સંગીત સૂરે,
> સ્મરણો કૈ જાગે, મુજ અંતર ચાલ્યુ દૂર સુદૂરે."

—ને યમુનાની વિદાય લેતાં આપણે પણ બોલી ઊઠીએ છીએ કે:—

> રજા ત્યારે હવે ?
> અમારી રાત થઈ પૂરી,
> અમારી વાત થઈ પૂરી.
>
> અમારા રાહ છે જૂદા–અરે ! આ દર્દ કાં થતું ?
> "તમારા ગાનમાં ડૂબી જિગર મારું થયું ગાતું !"

કલકલ નિનાદિની 'કાલિંદી'ની જોડેનો આ મીઠો પ્રવાસ પરિશ્રમ આમ જ સમાપ્ત કરીએ.

